# આહિરવીરોના આત્મબલિદાન

યાને

# ખાનદાનીનું ખમીર



નવેમ્બર—૧૯૮૪

પ્રકાશક તથા લેખક
ભીખાભાઈ જસાભાઈ બારોટ ૬, વિઠ્ઠલ પાર્ક,
મણિનગર. મીરાં ટોકીઝ રોડ, અમદાવાદ—૩૮૦૦૨૮.

પ્રકાશક :

ભીખાભાઈ જશભાઈ બારોટ,
૬, વિઠ્ઠલપાર્ક, બળીયાદેવના મંદિર પાસે,
મીરાં ટોકીઝ રોડ, મણીનગર, અમદાવાદ.



પ્રત : ૧૦૦૦

કિંમત : ૨૦=૦૦ રૂપિયા

મુદ્રક :

મહાકાળી પ્રિન્ટરી,
પાણીની ટાંકી પાસે, સુખરામનગર, અમદાવાદ.

# પ્રસ્તાવના

## "આહિર વીરોના આત્મબલિદાન અને ખાનદાનીનું ખમીર"

આ પુસ્તકના લેખક-કવિ શ્રી ભીખાભાઈ જસાભાઈ બારોટને મારા કોટિકોટિ હૃદયના વંદન! આટલી વૃદ્ધ ઉંમરે જેમણે આહિર જ્ઞાતિના દટાયેલા ઇતિહાસને કે જે આજ સુધી કોઈ દ્વારા લખવાનો પ્રયત્ન થયેલો નથી એવા આ ભવ્ય ખજાનાને તેમણે આહિર જ્ઞાતિ સમક્ષ પ્રસ્તુત કરવાનું ભગિરથ કાર્ય કર્યું છે. જેમણે અંતરની શુદ્ધ ભાવના, પોતાના જાતિ ધર્મની ધગશ અને અનેરા ઉત્સાહથી તેમના સ્વપ્નને સિદ્ધ કર્યું છે.

વયમાં વૃદ્ધ હોવા છતાં જેની શક્તિ જુવાનને પણ ઝાંખા પાડે તેવી તીવ્ર છે. તેઓ ગામડે ગામડે ફરી, પ્રવાસ ખેડી, છિન્નભિન્ન થયેલી સંસ્કૃતિને સજીવ કરી-આહિર જ્ઞાતિને એક નવા યુગની જાણ કરાવેલ છે.

આહિરોમાં જે જે ભકતો-દાતારો અને શુરાઓ તેમજ નામી-અનામી અનેક સંતો ભકતો વિષે ઘણું જ સંશોધન કરી, આહિર સમાજને ભેટ ધરેલ છે.

હું તો ત્યાં સુધી કહું છું કે અમારા આહિર બન્ધુઓ આ

લેખકના સદાના ઋણી બન્યા છીએ. કારણ કે જુગજૂના ઇતિહાસને ઓપ આપી, સજાવટ કરી, સમાજ સમક્ષ મેદાનમાં મુકેલ છે. પોતે પર્યટન કરી, સત્ય ઘટનાઓ પ્રસંગો અને પ્રમાણિક પુરાવાઓ મેળવવા જે મુશ્કેલીઓનો સામનો કરી અને સતત કપરી સમસ્યાઓ સામે અડીખમપણે ઝઝુમી માનાપમાન સહન કરી, અનેક અડચણોમાંથી પસાર થઈ આ કાર્ય પૂર્ણ કર્યું છે.

જેમાં મયા ભગત કથીવદર વાળાનું સાંગોપાગ વર્ણન અને વૈવિધ્યતાઓ રજૂ કરી છે અને અમારી જ્ઞાતિના એક સમર્થ સંતની ઝાંખી કરાવી છે તેમજ શુરવીરોની શુરવીરતાને બિરદાવેલ છે. જે ગાયોના રક્ષણ માટે દેહ બલિદાનો આપતાં અચકાયા નથી એવા વીસોવાઘ, લોમોવાઘ એવા મર્દો મરી ફીટયા. જ્યારે રામપરા ગામ ઉપર ખુમાણનું પાળ ગોધણ વાળીને લઈ જતા હતા તે વેળા તેમની સાથે ધીંગાણામાં ઉતર્યા હતા.

તેમની સાથે દેવકા ગામના આહિર પાલોવાવડીઓ ગામ ભેરાઈથી પાછા ફરી ગાયો માટે તે પણ કામ આવી ગયા. તથા ગામ રામપરાના બાલો વાઘ ( નેસડીગો ) મહુવાના કસાઈ ગાયોને કતલખાને લઈ જતા હતા તેમની પાસેથી મુક્ત કરાવી અને બન્ને કસાઇઓને મારી અને રામપરા આવેલા.

મહુવાના દરબારને આ વાતની જાણ થતાં બાલા વાઘને મહુવા તેડાવેલ અને પ્રપંચથી બહાદુર બાલાવાઘને ભોળવી, દરબારના માણસો સાથે મહુવા જવા રવાના થાય છે. રસ્તામાં દુધાળા ગામ આવ્યું એટલે દરબારી માણસોએ પોત પ્રકાશ્યું અને કહ્યું : ' તમોએ અમારા ગામના બે કસાઈઓના ખૂન કર્યાં છે. તો અહીંથી તમારે તમારા હાથમાં હાથકડી પહેરવી પડશે ! '

બાલા વાઘને મહુવા દરબારની દગાખોરીની દુર્ગંધ આવતાં જેમ ચિત્તો લા સાંધે તેમ તલવાર ખેંચી પોતાને તેડવા આવનાર બંને પોલીસોને પડકાર્યા કે બાયલાઓ આમ છળ કરી બાલા વાઘને વશ કરવો તે તમારા ગજા બહારની વાત છે તો થાઓ તૈયાર હવે સામસામે ભરી પીએ. પોલીસો ઉપર બાલોવાઘ તૂટી પડ્યો. લોહીલોહાણ કરી દીધા...

પણ પોલીસો આગળ બંદૂકનું સાધન હોવાથી તેમણે તેમના પર બંદૂકો છોડી અને તેમાં બાલો વાઘ ગોળીથી ઘવાઈ કાળ આવી ગયા. હાલ તેની રણખાંભી દુધાળાના પાધરમાં મોજૂદ છે.

એવો જ બીજો પ્રસંગ કવિશ્રીએ બ્રાહ્મણોનાં વ્હારે ચયેલા વાસા વાઘ (આંપોદરા)નો રજૂ કર્યો છે. તેમણે નિંગાળા ગામને પાધર ધીંગાણું કર્યું હતું. અને તેમાં તે કાળ આવી ગયા હતા. આમ આહિરો ધર્મ–ગાય–બ્રાહ્મણ અને પરસ્ત્રીના રક્ષણ માટે દેહના હોમ કરતાં ડરતા નથી.

આ અમૂલ્ય ગ્રંથ નવી પેઢી આગળ રજૂ કરી સમસ્ત આહિર સમાજને અમૂલ્ય પ્રેરણાઓનો સ્ત્રોત વહાવે છે. એવો જ એક પ્રસંગ ગામ રામપરાનો છે. જ્યારે બાબરીયા ભાઇઓએ અમરેલીથી સુબાને સાથે લઈ રામપરા ઉપર ચઢાઈ કરી ત્યારે સુબાનો તંબુ તોડીને સુમરા મિયાણીએ સુબાને કહ્યું : 'આ બાબરીયા ભાઈઓએ તમને એક ભડાકે એક ઘોડું આપવાની લાલચ આપીને અહીં લાવ્યા છે. પણ તમો બ્રાહ્મણ હોવાથી આજે તમોને મારતો નથી. અને જીવતો જવા દઉં છું...બાકી આ ઠેકાણે બીજો કોઈ હોત તો રંગ બતાવી દેત! ગૌબ્રાહ્મણનું રક્ષણ કરવું એ તો અમારા ગર્ભસંસ્કાર છે. તમો અમારા પૂજ્ય ગણાઓ; તમો ભલે દુશ્મન બનીને આવ્યા છો. પણ અમારી મર્યાદા બહાર અમો પગ ન ભરી શકીએ.'

સુબો પોતાનું લશ્કર લઈ અમરેલી ચાલ્યો ગયો. અને બાબ-

રીયાનો પરાજય થાય છે. સાચો આહિર આવો સમદર પેટો અને ઉદાર વૃત્તિનો હોય છે.

અરે આહિરો તો અનેકના અરમાન ઉતારે છે. એ તો ઠીક આહિરાણીઓ પણ આવે ટાણે ઓછી ઉતરતી નથી. એવો એક આ પ્રસંગ કવિ વર્ણવે છે જ્યારે રામપરા ઉપર દુશ્મનનું દળ ત્રાટકે છે એવી વાત ગામ દાતરડીના આહિર સામંત લાખણોતરો જાણે છે ત્યારે વિચાર કર્યો : 'હું અહીં દાતરડીમાં બેઠોબેઠો મઝા કરું અને રામપરા પર દુશ્મનોના કટક કેર વર્તાવે તે મારા માટે લાંચ્છન રૂપ છે. મારે ત્યાં જવું જ જોઈએ, જીવને વ્હાલો ગણે એ તો નરી કાયરતા છે.'

તો દરેક ભાઈ ઓ, બાઈ ઓ ધીંગાણામાં ઉતરી પડ્યા છે તો આજે દાતણો દાતણ હશે એમના માટે શીરામણ લેતો જઉં. એટલે રોટલાની મોટી લાદી ઘોડા ઉપર નાખી ઊતાવળે ઉપડી નીકળ્યો છે રસ્તામાં બલાડમાતાજીના મંદિર પાસે આવ્યો. ત્યાં રસ્તાના કાંઠા ઉપર પાળના માણસો એકબાજુ બેઠેલા હતા. તેમાં એક ચારણ હતો તે સામંત લાખણોતરાને ઓળખી ગયો.

ચારણે વિચાર કર્યો : 'સામંત મર્દાનગીવાળો છે. તેને આ પાળ તેના ગામ દાતરડી ઉપર ત્રાટકવાનું છે તેની ખબર નથી. જો પાળના માણસો સામંતને ઓળખી જશે તો બાજી બગડી જશે. માટે કંઈ યુક્તિ કરવી પડશે !'

ચારણે વાતને નવો વળાંક આપ્યો અને સામંતને સંબોધી કહ્યું : 'ગઢવી ક્યાં જાઓ છો ! એ જ વખતે સામંત બોલ્યો કે 'હું તો આહિર બચ્ચો છું. ગઢવી નથી ! મારૂં નામ સામંત લાખણોતરો છે તરત જ પાળના માણસો લડવા તૈયાર થયા અને ખુનખાર ધીંગાણું મચ્યું. દુશ્મન દળના અપાર માણસો સામંતે વેતરી નાખ્યા. તેમાં કોઈની ગોળીથી સામંત વિંધાઈને ધરાશાયી થયો. હાલ તેનો

પાળીઓ બલાડમાતાના મંદિર સામે શુરવીરતાની સાક્ષી પૂરી રહ્યો છે.

આ ઉપરાંત કવિએ 'કાટીયા વરણનો કસુંબો' કે જેમાં ગાંજા· વદર અને રાજપરડાના યુદ્ધનુ વર્ણન કર્યું છે. તદુપરાંત રામનોવ રામવાવડીઓ, રામ પીંજર વિગેરેની ગુણગાથાનો અદ્દભુત આલેખ કર્યો છે. નબળા વર્ષમાં અનેક ગરીબોને અન્ન વસ્ત્રો આપી કાળ ઉતરાવેલ છે. કવિની આ કંઈ ઓછી મહેનત નથી. આપણી ભાવિ પેઢીને પથદર્શક બની રહે એવો તેમનો અંગુલિનિર્દેશ છે.

તદુપરાંત આપણા ગ્રંથમાં આહિર સમાજના કાવ્યોના લેખક કવિશ્રી 'કાન' કે જેમણે વરૂ કોટિલા ધાંખડા અને બાબરીયા સમાજની જે પ્રસંશાત્મક કવિતા લખી છે. તે કાવ્ય તો આ ગ્રંથની યશકલગી સમાન છે. તેમણે કોઈ વેતનની આશા ન રાખતાં આ કાવ્યોનું સર્જન કરી આપ્યું છે. તેમની એ વિશાળ દૃષ્ટિને ધન્યવાદ આપવા ઘટે છે. અત્યારે તો કવિશ્રીએ આપણા દરેક ઉપર તેમનું ઋણ ચઢાવ્યું છે.

તેમના યશભાગી કલમે આવા દટાયેલા ઇતિહાસોના કડીબદ્ધ વિગતો લખાયા કરે અને સમસ્ત સમાજ આગળ તેમનું સર્જન રજૂ કર્યા કરે એવી હાર્દિક શુભેચ્છા સહ સમગ્ર આપણા સમાજ વતી હું તેમનો આભાર માનીને કોટિકોટિ વંદન પાઠવું છું.

આ દરિયાકાંઠે આવેલા નવ ગામોના નાઘેરા તરીકે ઓળખાતા સોરઠીયા આહિરોમાં થયેલ ભક્તો, દાતારો અને શૂરાઓ વગેરે વાતો લખી ઇતિહાસ ઉભો કર્યો અને સમાજના ચરણોમાં ધરી અને આ આહિર સમાજને ઓળખ આપી તે પણ એક મોટો ઉપકાર માનવા જેવો છે. અને આ નવ ગામ આહિરોના અને તે આહિર સમાજ સદાને માટે તેનો ઋણી છે.

લી. માણસુરભાઈ રામભાઈ વાઘ
આચાર્ય વિનય મંદિર હાઇસ્કુલ મુ. ભોડદર
તા. રાણાવાવ જિ. જુનાગઢ અસ્તુ

## શિહોર કોયા ભગતની જગ્યાના સંત પુરુષોના નામની યાદી

સંવત

પૂંજા ભગત હરિજન—૧૭૭૨—૧૮૮૫
કોયા ભગત તળપતા—૧૮૧૧—૧૯૧૧
માંડણ સ્વામિ વિરક્ત—૧૮૨૫—૧૯૨૫
વાઘા સ્વામિ રજપૂત—૧૮૬૨—૧૯૫૫
જીવરામ મહારાજ બ્રહ્મક્ષત્રિય—૧૮૬૫-૧૯૪૧
જયદાહી મહારાજ ખવાસ ૧૮૬૭-૧૯૪૫
ગંગજી મહારાજ ગોહીલ ૧૯૧૬-૧૯૮૩
મોંઘીબા ગોહીલ રાજપૂત ૧૯૨૨-૨૦૨૧
ભક્તી રામજી આહિર ૧૯૩૧-૧૯૯૬
વીઠ્ઠલદાસજી પટેલ કણબી ૧૯૬૨-૧૯૬૭
જીણા ભગત આહિર ૧૯૮૩-૨૦૩૯

શિહોર કોયા ભગતની જગ્યાના મહારાજ વિઠ્ઠલદાસજીએ સંવત ૨૦૩૯ના આસો સુદ ૨ (બીજ) શનિવાર તા. ૮/૧૦/૮૩ ના દિવસે સવારના ૮·૩૦ થી ૧૨·૩૦ સુધી શુભ મુહૂર્ત હતું તે દરમ્યાન મહારાજ વિઠ્ઠલદાસજીએ તેમના શિષ્ય તરીકે જીણા ભગત· ને નામી તિલક વિધિ તથા દિક્ષા આપી, ગાદી સોંપી અને જગ્યાનો બધો વહીવટ સોંપી મહારાજ વિઠ્ઠલદાસજી સંવત ૨૦૪૦ ના અષાઢ વદી બીજને શનિવાર તા. ૧૫/૭/૮૪ ના રોજ સવારના કલાક ૧૧ને ૨૦ મીનીટે બ્રહ્મલીન થયા.

જીણોભગત જાતે આહિર સોરઠીયા વાઘ શાખાના અમરેલી જિલ્લાના ગાંજાવદર ગામે આહિર અરજણભાઈ સુમેસરભાઈ ને ત્યાં સંવત ૨૦૧૨ મહાવદી ૧૨॥ (સાડીબારસ) ને શુક્રવાર ના રોજ બેન

લખમીબાની કુખે જન્મ્યા. એ મહાન ઉદ્‌ભાગી આહિર બાળક અત્યારે શિહોરની કોયા ભગતની જગ્યામાં જીણા ભગત તરીકે જગ્યાનો કારભાર તેમ જ વહીવટ સંભાળી ગુરુ વિઠ્ઠલદાસજીના દેવલોક, બ્રહ્મલીન થયા પછી હાલમાં ત્યાં છે.

તે જીણા ભગત વિશે જે કાંઈ લખવું તે ઓછું જ છે. તેમના ગુણો તેમ તેની ભક્તિ અને સંસાર છોડવા વિષે લખાણ લખતા મારી કલમ કંપે છે. એમને જે ભરજુવાનીમાં શરીરમાં લોહી થનગનાટ કરતું હતું લગ્ન થયા હતા મા-બાપ તેમાં ભાયુબેનુ સગાં-સંબંધીઓ વિ. બધા હતા. દરેક પ્રકારનું સુખ હતું છતાં તે છોડી શિહોરની પૂંજાભગતની જગ્યા જે બા મોંઘીબાના નામથી ઓળખાય છે. તેમ તે જગ્યાના ભક્ત વિઠુલદાસજીના શિષ્ય બની દિક્ષા લીધી અને સંસાર છોડ્યો આ ભક્ત વિષે વધુ લખવા હું અશક્તિમાન છું. આવા પુરુષોને લાખો વંદન.

(દોહા)

હરિએ કહ્યા વે લીખા રેન સહીકા અંક
તલવધે ને જવ ઘટે રે રે જીવ નિસંક

ભક્ત બીજ પલટે નહીં જો જુગ જાય અનંત
ઉંચ નીચ કે ઘર અવતરે તોય સંત કો સંત

## ભક્ત શ્રી દંતાભાઈ જાલાભાઈ આહિર

સોરઠિયા આહિર દંતો ભગત સૌરાષ્ટમાં દરિયાકાંઠે આવેલ વિકટરબંદર તેનાથી ત્રણેક માઈલ દૂર ઊંટીયા નામે ગામ આહિરોનું છે. જેમાં આ ભગતના વડવા વેરા લાખણોત્રા થઈ ગયા. તેણે બંને સ્ત્રીપુરૂષ ફક્ત પેરે લૂગડે ઘેરથી બહાર નીકળી ઘરમાં દરદાગીના,

પૈસા વગેરે જે મૂડી હતી, તેથી આખું ઘર બ્રાહ્મણો પાસે લૂંટાવી બંને માણસો ઘરની બહાર નીકળી ગયેલ. એવા ઉદારવૃત્તિવાળા આહિર વેરા લાખણોત્રાનાં દીકરા લાખા અને લાખાના દીકરા જાલા અને તેના દીકરા મહાન ભકત દંતો ભગત થયા. તેણે ચારધામની જાત્રા કરી. શ્વેતબંધુ રામેશ્વર જઈ, શ્રાવણ માસમાં મુનિવ્રત ધારણ કરી એક માસ શંકરની પૂજા કરી. ત્યારબાદ ઘરે આવી પોતાની છ દીકરીઓના લગ્ન કરી, કન્યાદાન આપી અને યથાશક્તિ રીત-રીવાજ પ્રમાણે ખુશી કરી વિદાય આપેલ.

સંવત ૨૦૧૭માં ઊંટિયા ગામે પોતાના ઘર આંગણે સપ્તાહ પારાયણ વંચાવેલ અને બ્રહ્મભોજન કરાવેલ, તેમજ પોતાની જ્ઞાતિ ભાઈઓ તેમ આજુબાજુ આહિરોના ગામના બધા આહિર ભાઈઓને જમાડેલ. ત્યારબાદ પૂર્ણાહૂતિના દિવસે જ વ્યાસની ગાદી ઉપર બેઠેલા બ્રાહ્મણ મણિરામ ગોર તેની પાસે પોતે માંગણી કરી : 'મને બધી બાબતનું સુખ અને સંતોષ છે...પણ એક બાબતની ઇચ્છા છે કે મારું ભવિષ્ય જુનાગઢ દામાકુંડના કાંઠે દામાકુંડમાં સ્નાન કરી ઇશ્વરની પ્રાર્થના કરતા હું દેહ છોડું તો મને સંતોષ થાય.'

ત્યારે ગોરે કહ્યું : 'તમારી ઇચ્છા ઈશ્વર પૂર્ણ કરશે!'

ત્યાર પછી દંતા ભગતે પોતાના દીકરા ઉનડભાઈ, નગાજણ-ભાઈ, નથુભાઈ, જીકારભાઈ અને ઓધડભાઈ સર્વે ભાઈઓને બોલાવી કહ્યું : 'ભાઇઓ મારે જુનાગઢ જવું છે! કોણ મારી સાથે આવે છે?'

ત્યારે જીકારભાઈ ભગતના દીકરાએ કહ્યું : 'હું અને ઉનડ-ભાઈ આવીશું!' ત્યારબાદ જુનાગઢ ગયા. અને ત્યાં દામાકુંડમાં સ્નાન કરી તેનાં કાંઠે બેસી સૂર્યની પ્રાર્થના કરી હાથ જોડયાં. તે વખતે તેનો પ્રાણ આ પંચભૂતનો દેહ છોડી બ્રહ્મલીન થયો. આવા ભકતો આહિરોમાં થયા. તેને મારા કોટી કોટી વંદન!

# દાતારોએ આપેલી રકમની યાદી

( દાંતરડી )

૫૧—૦૦ સાતમભાઈ અરજણભાઈ

૫૧—૦૦ રામભાઈ દેગણભાઈ

૫૧—૦૦ ભગવાનભાઈ નથુભાઈ

( કથીવદર )

૧૫૧—૦૦ બીજલભાઈ માયાભાઈ મુખી

૧૧૮—૦૦ મયા ભગત ( સમસ્ત ભાઈઓ )

૧૦૧—૦૦ જીણાભાઈ પાલાભાઈ

૧૦૧—૦૦ લખમણભાઈ બાલાભાઈ

૫૧—૦૦ અરજણભાઈ ભગવાનભાઈ

૫૧—૦૦ લખમણભાઈ હેબાભાઈ

૫૧—૦૦ સામતભાઈ બાલાભાઈ

૫૧—૦૦ ભાણાભાઈ બાધાભાઈ

૫૧—૦૦ ભગવાનભાઈ અરજણભાઈ

૫૧—૦૦ વીરાભાઈ હાદાભાઈ

૫૧—૦૦ રાણીંગભાઈ સુખાભાઈ

૫૧—૦૦ નાકરાભાઈ હાદાભાઈ

( ઓલાપુર )

૧૦૧—૦૦ દદુભાઈ ગાંડાભાઈ

૫૧—૦૦ દદુભાઈ મૂળુભાઈ

૫૧—૦૦ જીણાભાઈ અરજણભાઈ

( નિંગાળા )

૫૧—૦૦ દદુભાઈ નાથાભાઈ

૫૧—૦૦ ભોજાભાઇ મૂળુભાઇ

૧૦૦૦—૦૦ અમરાભાઇ વાઘાભાઇ

૫૧—૦૦ રાણાભાઇ નગાજણભાઇ

૫૧—૦૦ રામભાઇ ભગવાનભાઇ તથા
નાજાભાઇ અમરાભાઇ

૫૧—૦૦ કાબાભાઇ મૂળુભાઇ ઝીંયાણી

( ગાંજાવદર )

૫૧—૦૦ અરજણભાઇ સુમેસરભાઇ

૫૧—૦૦ ભગવાનભાઇ રાણીંગભાઇ

૫૧—૦૦ લાખાભાઇ સીદીભાઇ

( બારપટોળી )

૫૧—૦૦ ભીખાભાઇ લુણાભાઇ

( કોવાયા )

૫૧—૦૦ સાદુળભાઇ સીદીભાઇ

૫૧—૦૦ રામભાઇ કાળુભાઇ

૫૧—૦૦ હરસુરભાઈ જેઠસુરભાઈ

૫૧—૦૦ લાખાભાઇ જિકારભાઇ

૧૦૧—૦૦ પાતાભાઇ બેચરાભાઇ

૫૧—૦૦ જીણાભાઇ બેચરાભાઇ

૫૧—૦૦ નાકરાભાઇ બેચરાભાઇ

૫૧—૦૦ કાળુભાઇ સાજણભાઇ

૫૧—૦૦ સાદુળભાઇ અરજણભાઇ

૫૧—૦૦ દદુભાઇ ભગવાનભાઇ

૫૧—૦૦ ભીખાભાઇ જેઠસુરભાઇ

૫૧—૦૦ દેસુરભાઇ લાખાભાઇ

( રામપરા )

૧૦૧–૦૦ બાઘાભાઇ હરસુરભાઇ

૫૧—૦૦ ભીખાભાઇ દેગણભાઇ

૫૧—૦૦ ટપુભાઇ હરસુરભાઇ

૫૧—૦૦ સાવજભાઇ મેરામણભાઇ

૫૧—૦૦ ઝીણાભાઇ રામભાઇ

૫૧—૦૦ સામતભાઇ ભાયાભાઇ

૫૧—૦૦ ઉનડભાઇ સાદુળભાઇ

૫૧—૦૦ નાજાભાઇ દેસુરભાઇ

૫૧—૦૦ વિશાભાઇ રામભાઇ

( આદસંગ )

૫૧—૦૦ લેમાભાઇ કાળુભાઇ

( નીગાળા નં. ૨ )

૫૧—૦૦ ટપુભાઇ સીદીભાઇ

( વાંગધરા )

૧૦૧–૦૦ સુમરાભાઇ વાજસુરભાઇ

૧૦૧–૦૦ ભાણાભાઇ વાજસુરભાઇ

૧૦૧–૦૦ રામસીભાઇ રામભાઇ

૫૧—૦૦ લાલાભાઇ રામભાઇ

( જામકા )

૫૧—૦૦ ભગવાનભાઇ જગાભાઇ

૫૧—૦૦ મેણસીભાઇ જીવાભાઇ

૫૧—૦૦ આતાભાઇ વીસામણભાઇ

( ત્રાકુડા )

૫૧—૦૦ ભીખાભાઇ સુમરાભાઇ

(ગેરાણા)

૫૧—૦૦ વાજસુરભાઇ મૂળુભાઇ

(પાટી)

૫૧—૦૦ દુલાભાઇ માણસુરભાઇ

૫૧—૦૦ હરસુરભાઇ રામભાઇ

૫૧—૦૦ ગાંડાભાઇ માણસુરભાઇ

૫૧—૦૦ ભગવાનભાઇ પીઠાભાઇ

(સમઢીયાળા નાના)

૫૧—૦૦ રામભાઇ કાળાભાઇ

૫૧—૦૦ ભાયાભાઇ જેઠાભાઇ

(ગીર બાણેજ)

૫૧—૦૦ રામભાઇ પાતાભાઇ

૫૧—૦૦ બાલુભાઇ લાખાભાઇ



(હીંડોરડા)

૧૦૦૧-૦૦ લખમણભાઇ જીણાભાઇ

૫૧—૦૦ સુમરાભાઇ જીણાભાઇ

(હેમાળ)

૫૧—૦૦ વીરાભાઇ લખમણભાઇ

૫૧—૦૦ કાળુભાઇ લખમણભાઇ

(બારમણ)

૫૧—૦૦ ટપુભાઈ કાળુભાઈ

(નાઠેજ)

૫૧—૦૦ રામભાઇ માંડણભાઇ

(ભીના) સુગરફેક્ટરી

૧૦૧—૦૦ મૂળુભાઇ હમીરભાઇ

(ભગતના સમઢીયાળા)

૫૧—૦૦ ખાતાભાઇ નાજાભાઇ

# અનુક્રમણિકા

પા. નં.

## સોરઠીયા આહીર ભક્ત સ્વ. શ્રી દંતાભાઈ જાલાભાઈ
## (લાખણોત્રા) ગામ ઉંટીયા



(દોહો) કોડેથી રામદાસની કોટમાં હેમનો પેરાવ્યો હાર,
દિલ જબર દાતાર, (તારૂ) જોયું સાયર જાલાઉત. (૧)

એરી જેવા બાજ, બાંધે પીપાવાવ બંકો,
હણીપર આહીર ડંકો, તારા જસનો વાગ્યો જાલાઉત. (૨)

સમેપ્યા તે ઝાલા સતણું હેમર સુવરણને હાર,
વિગતેથી પીપાવાવમાં ભક્તિ ગુણ ભંડાર. (૩)

(કવિ ભીખાભાઈ જે. બારોટ)

કોયા ભગતની જગ્યાના મહંત

## શ્રી ઝીણા ભગત ગુરુશ્રી વિઠલદાસજી

શિહોર ( સૌરાષ્ટ્ર )



(દોહો) શિહોરમાં રહી સ્નેહથા તે સંતોની કરી સેવ
જરૂર તુજ પર જિણા દિલ રીઝ્યા દેવ
માયા અને મમતા તણો છોડયો મા–બાપનો સાથ
ભવ સાગરમાં ભગત જિણાનો હરિ પકડજે હાથ.
સર્વ સુખ સંસારનું તજ્યું આહીર તત્કાળ
ભગત જિણો ભજવા હરિ જગ છુટી જંઝાળ

(કર્તા કવિ ભીખાભાઈ જે. બારોટ)

હું માનુ છું મારું જીવન મારી બુધ્ધિ મારો અંતરદીપ મને કેવળ મારા ભાગ્યમાં જ્ઞાનનો પ્રકાશ કરવા માટે જ અપાયેલ છે હું માનુ છું કે સત્યનુ મારું જ્ઞાન ઇશ્વરે મને આજ કામને સારું આપેલ સંપત્તિ હોય ત્યારે જ તે અગ્નિ સ્વરૂપે પ્રજ્વલે છે હું માનુ છું કે મારા જીવને એક માત્ર અર્થ છે કે મારો અંતરદીપ જ જે રસ્તો દેખાડે એ જ રસ્તે મારે ચાલવું અને એ દિપકને માણસો આગળ ઉચે ધરી રાખવો જેથી માણસો તેને જોઈ શકે અને પ્રેરણા મળે એ જ મારો ધ્યેય છે.

દોહા પ્રસ્તાપી

માનવ કે મે કર્યું કરતલ બાજે કોઇ
આદર્યું અધવચ રહે હરિ કરે સૌ હોય
જો સુખ ચાહે આપકો તો ઔરનકો સુખ દે
ચોરાસી કા ફેર કી ફારગતી લીખ લે

જીણા ભક્ત શિહોર



# આહિરવીરોના આત્મબલિદાન

યાને

# ખાનદાનીનું ખમીર

(દોહો)

કરી વિનંતી યોં બંદીજન, સનમુખ રહ્યો સુજાન,
પ્રગટ અંબિકા મુખ કહ્યો, માગ ચંદ વરદાન.

(છપ્પય)

જયતિ જયતિ જગ માત જયતિ કારન સબ કરની,
જયતિ ભરન ભંડાર જયતિ તારન અરૂ તરની,
જયતિ બુદ્ધિ ગુરુદેવ દત્ત વાયક વરદાઇ,
જયતિ આદિ અન્નાદિ પિંડ બ્રહ્માંડ ઉપાઈ,
અવલોક લોક સાધત અખિલ, કરની અસુર વધ કાલિકા,
રહો મોહી સહાય સબઠોર પર જય જગચંડી જ્વાલિકા.
આદિ અગમ અવતાર હૈત મહિષાસુરહ માની,
આદિ અગમ અવતાર કૈટ મધુ ભચ્છન કરની,
આદિ અગમ અવતાર રકત શિર ગ્રહે રગ્ગહર,
આદિ અગમ અવતાર ખલનદલ દલ્યે ખગ્ગધર,
સુરનર અસુર સાધંત નિત, કરન દુષ્ટવધ કાલિકા,
રહો મોહિ સહાય રનક્ષેત્ર પર, જય જગચંડી જ્વાલિકા.

(ખા–ખ)

શેષનાગ સાધંત જપે ઉંર આઠો જામં,
ખરક ચંદ્ર ઉડમાલ નિત્ય સુમરે ગુન ગ્રામં,
બ્રહ્મા વિષ્ણુ મહેશ સિદ્ધ શંકર સુરરાઈ,
અહરનિશ સુર અસુર આપકી કરત બડાઈ,
બ્રહ્માંડ અખિલ વ્યાપક શક્તિ, કરની હરની પ્રતિપાલિકા,
કરજોડ ચંદ કવિ ઊચરે, જય જગચંડી જવાલિકા.

(છંદ ભુજંગી)

નમો આદિ અનાદિ તું હીં ભવાની,
તુ હીં જોગમાયા તું હીં બાકમાની,
તું હીં ધર્નિ આકાશ વિભુ પસારે,
તું હીં મોહમાયા વિષે શૂલ ધારે.
તું હીં ચાર વેદં ષટં ભાષ ચિન્હી,
તું હીં જ્ઞાનવિજ્ઞાન મેં સર્વલીની,
તું હીં વેદ વિદ્યા ચઉદે પ્રકાશી,
કલા મંડ ચોવીસ કી રૂપ રાશી.
તું હીં રાગની રાગ સોહે પુરાનં,
તું હીં જંત્ર મેં મંત્ર મેં સર્વ જાનં,
તું હીં ચંદ્ર મેં સૂર્ય મેં એકભાસં,
તું હીં તેજ મેં પૂજ મેં હો પ્રકાશં.
તું હીં સોષની પોષની તીન લોકં,
તું હીં જાગની સોવની દૂર દોષં,
તુ હીં ધર્મની કર્મની જોગમાયા,
તુ હીં ખેચરી ભૂચરી વજ્રકાયા.

તું હીં રીદ્ધિ કી સિદ્ધિ કી એકદાતા,
તું હીં જોગીની ભોગની હો વિધાતા,
તું હીં ચાર બાની તું હીં ચારખાની,
તું હીં આતમા પંચભુતં પ્રમાની. ૫
તું હીં સાત દ્વિપં નવે ખંડ મંડી,
તું હીં ઘાટ ઓઘાટ બ્રહ્માંડ ડંડી,
તું હીં ધર્નિ આકાશ તું એહ બાની,
તું હીં નિત્ય નૌજોબના હો ભવાની. ૬
તું હીં ઉદ્ર મેં લોક તીનું ઉપાવે,
તું હીં છન્ન મેં ખાનપાનં ખપાવે,
તું હીં એક અન્નેક માયા ઉપાવે,
તું હીં બ્રહ્મ ભુતેશ વિષ્ણુ કહાવે. ૭
તું હીં માત હો એક જ્યોતિ સ્વરૂપં,
તું હીં કાલ મહાકાલ માયા વિરૂપં,
તું હીં હો રકારં ઓહંકાર બાની,
તું હીં સ્થાવરં જંગમં પોષ પ્રાની. ૮
તું હીં તું તું હી તું તું હીં એક ચંડં,
હરિ શંકરી બ્રહ્મ ભાસે અખંડ,
તું હીં કચ્છ રૂપં ઉદધિ બિલોહી,
તું હીં મોહિની દેવ દૈતાં વિમોહી. ૯
તું હીં દેહ વારાહ દેવી ઉપાઈ,
તું હીં લે ધરા થંભ દાઢાં ઉઠાઈ,
તું હીં વિગ્રહુમેં સુરાપાન ટાર્યો,
તું હીં કાલ બાજી રચી દૈત માર્યો. ૧૦

તું હીં ભારજા ઇંદ્રકો માન ટાર્યો,
તુંહીં જાય કે ભ્રગ્ગુકો ગર્વ ગાર્યો,
તું હીં કામ કલ્લા વિષે પ્રેમભીની,
તું હીં દેવ દૈતા દમી જીત દીની. ૧૧

તું હીં જાગતી જોતિ નિંદ્રા ન લેવે,
તું હીં જીત દેની સદા દેવ સેવે,
અજોની ન જોની ઉંસાસી ન સાસી,
ન બેઠી ન ઊભી ન પોઢી પ્રકાશી. ૧૨

ન જાગે ન સોવે ન હાલે ન ડોલે.
ગુપત્તિ ન છત્તિ કરંતી કિલોલે,
ભુજાલં વિશાલં ઉજાલં ભવાની
કૃપાલં ત્રિકાલં કરાલં દીવાની. ૧૩

ઉદાનં અપાનં અછેહી ન છેહી,
ન માતા ન તાતા ન ભ્રાતા સ્નેહી,
વિદેહા ન દેહા ન રૂપા ન રેખી,
ન માયા ન કાયા ન છાયા વિશેખી. ૧૪

ઉદાસી ન આસીનિવાસી ન મંડી,
સરૂપા વિરૂપા ન રૂપા સુચંડી,
કમંખા ન સંખા અસંખા કહાની,
હ્રીંરીંકાર શબ્દં નિરંકાર બાની. ૧૫

નવોઢા ન પ્રોઢા ન મુગ્ધા ન બાલી,
ન ક્રોધા વિરોધા સદાહીં કૃપાલી,

અભંગા ન અંગા ત્રિભંગા ન જાની,
અનંગા ન અંગા સુરંગા પિછાની. ૧૬
શિખર્પે કુહારો અસો રૂપ તોરો,
અજોની સુપાવો કટે ફંદ મોરો,
પઢે ચંદ છંદ અબેહાન પાઉં,
નિશા વાસરં માત દુર્ગે સુધ્યાઉં. ૧૭
સુની સાધકી ટેર ધાઓ ભવાની,
ગજં ડૂબતે હી વ્રજંરાજ જાની,
ભજે ખેચરી ભૂચરી ભૂત પ્રેતં,
ભજે ડાકનીશાકની છોડ ખેતં. ૧૮
પઢે જીત દેની સબે દૈત નાશં,
ભજે કિંકરી શંકરી કાલ પાશં,
ભજે તોતલા જંત્ર મંત્રં બિરોલે,
ભજે નારસીંગી બલી બીર ડોલે. ૧૯
નિશા વાસરં શક્તિકો ધ્યાન ધારે,
સુનંનં કરી નિત્ય દોષં નિવારે,
કરી વિનતિ પ્રેમસો ભાટ ચંદ,
પઢતે સુનંતે મીટે કાલ ફંદં. ૨૦
તું હીં આદિ અન્નાદિ કી એક માયા,
સબે પિંડ બ્રહ્માંડ તું હીં ઉપાયા,
તું હીં બીર બાવન્ન વંદે સુભારી,
તું હીં વાહની હંસ દેવી હમારી. ૨૧
તું હીં પંચ તત્ત્વં ધરી દેહ તારી,
તું હીં ગેહ ગેહં ભઈ શીલ વારી,

તું હીં શૈલજા શ્રી સવિત્રી સરૂપી,
તું હીં શિવ વિષ્ણુ અજં થીર થરપી. ૨૨

તું હીં પાન કુંભં મધુપાન કર્ની,
તું હીં દુષ્ટ ઘાતીન કે પ્રાન હર્નીં,
તું હીં જીવ તું શિવ તું રીત ભર્નીં,
તું હીં અંતરીક્ષં તુંહીં ધીર ધર્નીં. ૨૩

તું હીં વેદમેં જીવ રૂપં કહાવે,
નિરાધાર આધાર સંસાર ગાવે,
તું હીં ત્રીગુની તેજ માયા લુભાની,
તું હીં પંચ ભૂતં નમસ્તે ભવાની. ૨૪

નમોંકાર રૂપં કલ્યાની કમલ્લા,
કલારૂપ તું કામદા તું વિમલ્લા,
કુમારી કરૂના કમંખ્યા કરાલી,
જયા વિજયા ભદ્રકાલી કિંકાલી. ૨૫

શિવા શંકરી વિશ્વ વિમોહનીયં,
વરાહી ચામુંડા દુર્ગા જોગનીયં,
મહા લચ્છમી મંગલા રત્ત અંખખી,
મહા તેજ અંબાર જાલંદ્ર મંખખી. ૨૬

તું હીં ગંગ ગોદાવરી ગોમતીયં,
તું હીં નર્મદા જમ્મના સર્સતીયં,
તું હીં કોટિ સૂરજં સુ તેજં પ્રકાશી,
તું હીં કોટિ ચંદાનનં જોત ભાસી. ૨૭

તું હીં કોટિધા વિશ્વ આકાશ ધારે,
તું હીં કોટિ સુમેરૂ છાયા અપારે,

તું હીં કોટિ દાવાનલં જવાલ માલા,
તું હીં કોટિ ભેભીત્ત રૂપં કરાલા. ૨૮

તું હીં કોટિ શ્રંગાર લાવણ્ય કારી,
તું હીં રાધિકા રૂપ રીઝે મુરારી,

તું હીં વિશ્વકર્તા તું હીં વિશ્વભર્તા,
તું હીં સ્થાવરં જંગમં મેં પ્રવર્તા. ૨૯

દુગામા હુરીજન્ન વંદે ન આયં,
 જપે જાપ જાલંદરી તો સહાયં,

નમસ્તે નમસ્તે સું જાલેન્દ્ર રાની,
સુરં આસુરં નાગ પૂંજંત પ્રાની. ૩૦

નમોંકાર રૂપે સુ આપે બિરાજે,
કલીંકાર હ્રીંકાર ઔંકાર છાજે,

ઓહંકાર દેવી સોહંકાર ભાસં,
શ્રિયંકાર હ્રૂંકાર ત્રીંકાર વાસં. ૩૧

તું હીં પાતકીનાશની નારસીંગી,
તું હીં જોગમાયા અનેકા સુરંગી,

તું હીં તુજ જાને સું તોરે ચરિતં,
કહાં મેં લખો ચંદ તોરી સુકીતં. ૩૧

અપારં અનંતં જુગંરૂપ જાની,
નમસ્તે નમસ્તે નમસ્તે ભવાની,

નમો જવાલ જવાલામુખી તોહિ ધ્યાવે,
અષ્ટે સિદ્ધ વરદાન કો ચંદપાવે. ૩૨

કહાંલો બખાનું લઘુ બુદ્ધિ મેરી,
પંતગી કહા સુર સામો ઉજેરી,

રતિ હે તુમ્હારી મતિ હે તુમ્હારી,
ચિતિ હે તુમ્હારી ગતિ હે તુમ્હારી. ૩૪

જુગં હાથ જોરી કહે ચંદ છંદ,
હરો ભક્ત કે દુખ આનંદ કંદ,

હિયેમેં બિરાજી કરો આપ બાની,
નમસ્તે નમસ્તે નમસ્તે ભવાની. ૩૫

---

બ્રહ્મા નઃ અત્રિવ નઃ ચંદ્ર નઃ બુધ નઃ પરૂરવા નઃ એહુસ નઃ જયાતી નઃ કેતુ નઃ બરહીસ નઃ મહિપ નઃ ભાનુ નઃ સુભાન નઃ અજાનબાહુ નઃ સમરથ નઃ દિલીપ નઃ મહિમાન નઃ વ્રજભાન નઃ કૃતભાન નઃ સાતાવી નઃ મેઘવર્મા નઃ એહુસ નઃ નેહુસ નઃ કૃતધાલી નરગોખ એ બે પુત્રો થયા હતા. તેમાં નરગોખનો વિસ્તાર અહિકુળમાં જાય છે. કૃતધાલી નઃ ગોમ નઃ અધરાવ નઃ જયદેવ નઃ જયાતી નઃ જદુ કરુ એ બે પુત્રો થયા તેમાં જદુના વંશમાં છપ્પન કુળ યાદવ થયા અને કુરુના વંશમાં પાંચ પાંડવો અને સો કૌરવ થયા. જદુ નઃ જમંન નઃ પ્રત્રણ નઃ પ્રતબાહુ નઃ પરીત નઃ પરમોદ નઃ અભેદ નઃ અરુણ નઃ સર્યાતી નઃ નિબંધ નઃ સેનરાવ નઃ જ્યોતિરાવ નઃ કનકસેન નઃ બુધસેન નઃ ધરાવીધાર નઃ કમલસેન નઃ બંધુમાંન નઃ અનંતરાવ નઃ અશોક નઃ પરમોદ નઃ વિસાસ્રવ નઃ ઉતાંન નઃ કૃતરાવ નઃ માનરાવ નઃ સુચંડ નઃ કમધ્વજ નઃ પ્રવેણુ નઃ કીસંદ નઃ મહિર નઃ બંધુભાવ નઃ કીર્તિરાજ નઃ વીરસેન નઃ પ્રતાપરાવ નઃ મહિધાન

નઃ અભેદ નઃ મહિમાન નઃ સુરસેન નઃ વાસુદેવ નઃ શ્રીકૃષ્ણ નઃ પ્રદ્યોમન. ઉપર પ્રમાણે ચંદ્રવંશની વંશાવળી છે. તેમાં બ્રહ્માથી ગણીને પાંસઠ પેઢીએ શ્રીકૃષ્ણ જન્મ થાય છે. હવે પછીની વંશાવળી પાછળના ખંડમાં ચંદ્રવંશીઓની આવશે. અહીં નીચેના કુંડલિયામાં શાખા ગોત્ર વેદ વિગેરેનું વર્ણન કરવામાં આવ્યું છે. તે ચંદ્રવંશીઓના વિસ્તારવાળાને પાળવાના ધર્મ નિયમો છે.

(કુંડળિયો)

શાખા મધ્યંદની સરસ હે, અત્રિગોત્ર અનુપ,<br>
વંશણી કુલ જદુવંશ શુભ, શામવેદ સુખરૂપ.<br>
શામવેદ સુખરૂપ, તીન પરવર હે તાકે,<br>
અંબાજી કુળદેવ, મહોદર ગુનપત જાકે.<br>
દત્તાત્રી ગુરુદેવ, ચંદ્રવંશી ભવ શાખા,<br>
સિદ્ધેશ્વર મહાદેવ, સરસ હે માધવી શાખા.

---

# આહીર–પરજ

નાઘેરા આહીરના વહીવંચાના ચોપડામાં નીચે પ્રમાણે શાખાઓ છે. ચંદ્રવંશી ચુડાસમા માંથી સમા તેમાંથી સુમરા પણ કહે છે.

સુમરાજીના વાઘજી–કામળિયોજી–કાતિયાળજી–મરમલજી–ઓડેદરાજી.

(૧) વાઘજીના વંશમાં વાઘશાખા આજે નાઘેરા આહીરથી ઓળખાય છે.

(૨) કામળિયાજીના વંશના કામળિયા આહીરથી ઓળખાય છે તેની વ્હોરગત સોરઠીયા આહીરમાંથી હાલ કાઠીમાં પણ છે.

(૩) કાતિયાળ પણ આહીર–પરજમાં ભળેલ છે.

(૪) મરમલજીનો વંશ કાઠી–પરજમાં ભળ્યો છે.

(૫) ઓડેદરાજી મહેર–પરજમાં ભળ્યા તેઓ ઓડેદરા મહેર નામે ઓળખાય છે.

## સોરઠિયાની શાખાઓ અને પેટાશાખાઓ

(૧) લાખણોતરા અને રામ સોલંકી રાજપૂતમાંથી છે તેનું ગોત્ર ઋષિ ચાલુક્ય ઉર્ફે અગ્નિવંશ કહેવાયા.
(૨) વણજર અને પટાટ પરમાર રાજપૂતમાંથી છે ગોત્ર ઋષિ વંશઅગ્નિ.
(૩) વાવડિયા અને પિંજરવાળા રજપૂતમાંથી છે. વંશસૂર્ય કશ્યપ ગોત્ર.
(૪) ઢાઢસિયા જેઠવા રજપૂતમાંથી છે વંશહનુ ગોત્ર હનુમાન છે.
(૫) ભેડા ચુડાસમા રજપૂતમાંથી છે. વંશચંદ્ર ગોત્ર.

ઉપરની નવ શાખાઓ સોરઠિયાઓની સોરઠિયા આહીરોથી જુદી પડીને નાઘેરમાં ગઈ અને ઘણાં ગામો ઘેર કર્યાં તેથી તેને નાઘેરા એવી છાપ નાઘેર પંથમાંથી પડી, મૂળ તો એ સોરઠિયા છે. તેની ઘણી વ્હોરગત સોરઠિયા વણારને બાબરિયા સાથે હતી, પણ હાલમાં નથી. સોરઠિયા ઓમાં વાઘ, વણઝર, પટાટ, પિંજર, લાખણોતરા, રામ, ભુવા, ભમર, ભેડા, વિગેરે છે.

વળી નાઘેરા આહીર જે સોરઠિયાની મૂળ શાખા છે તે પોતાની આઠ શાખા વાઘ, વણજર, પટાટ, પિંજર, રામ, લાખણોતરા, નોળ ને વાવડિયા, એ આઠ શાખા સાથે અંદરોઅંદર લગ્નવહેવાર કરી, નાઘેરા આહીરોએ પરજ જુદી પાડી એમ કહે છે.

પ્રથમ આ દેશનું નામ આર્યાવર્ત હતું. તે પછી ભરતરાજાના નામ ઉપરથી ભરતખંડ કહેવાતું. તે પછી હિન્દુ ઉપરથી હિન્દુસ્તાન અને અંગ્રેજોએ ઇન્ડિયા, એ પ્રમાણે દેશનાં પણ નામો ક્રમેક્રમે બદલાતાં ગયા. તેવી જ રીતે આહીરકુળ ગોકુળમથુરામાંથી શ્રીકૃષ્ણ સાથે સૌરાષ્ટ્રમાં આવ્યા. ભગવાન કૃષ્ણનો શ્રાપ મળ્યા પછી રાજ્ય કે જાગીરી મળી નહીં પણ રાજ્યભક્ત બન્યા. અને દેશમાં એમની વીરતા, દાતારી, ભક્તિ, વગેરે કવિઓથી સાંભળવા મળે છે.

આહિરોની દેશો ઉપર નવ પરજ બંધાણી (૧) સોરઠ દેશ ઉપરથી સોરઠીયા આહિર કહેવાય છે, તેમની મુખ્ય શાખા ૮૪ શાખાથી પરજ

બંધાણી (૨) મચ્છુ કાંઠે વસ્યા તેને મચ્છોયા આહિર કહ્યાં. તેમની ૪૮ શાખાની પરજ બંધાણી (૩) સોરઠીયા આહીરમાંથી જુદી પડીને (૪) વણાક બારાનો પ્રદેશ વસાવ્યો તેના વણાર આહિર કહેવાય છે તેની ૧૮ શાખા (૫) ચોરાડ પ્રદેશમાં આવ્યા ત્યાંથી ચોરાડા આહિરો કહેવાયા. તેની ૨૪ શાખા પ્રાવથળ વસાવ્યો તેને પ્રાવળ થળીયા કહે છે. (૭) વાગડદેશમાં ગયા. તે વાગડીયા આહીર કહેવાયા. તેમની ૧૬ શાખા (૮) ૫૨ શાખા બોરીચા આહિર (૯) ૩૨ શાખા પંચોળી તે પંચાળદેશ ઉપરથી છે.

પ્રથમ આહીરકુળનાં સંપ ને સંગઠન તૂટયાં પછી જુદાં પડયા.

નવ પરજની વ્હોરગત પોતપોતાની જ્ઞાતિમાં રાખવા લાગ્યા. જ્યારે દેવાત બોદલે જાહલનાં લગ્ન કર્યાં ત્યારે તમામ આહીરો સોરઠમાં આવેલ. બોડીદર ગામે ભેળા થયા. દેવાતના પિત્રાઈ ભાઈએ જૂનાગઢના સૂબાને ખબર આપી કે જૂનાગઢનો વારસદાર નવઘણ બોડીદરમાં દેવાત બોદલને આંગણે ઉછરે છે. જૂનાગઢના સૂબાને આવી જાણ કરીને તેણે પંચાળમાં એક પંચોળી આહીરને ત્યાં આશરો લીધો. જેમ દેવાતે નવઘણને ન સોંપ્યો તેમજ પંચોળીએ દેવાતના પિત્રાઈભાઈને શરણે રાખ્યો. આ બાબતની તમામ આહીરોએ માંગણી કરી; છતાં હાજર ન કર્યો એટલે તેમને જ્ઞાતિએ પ્રસ્તાળ આપી છે.

ત્યારથી અંદરોઅંદર કલેશ થવા લાગ્યો. આહીરકુળનું બળ ભાંગી ગયું.

તેઓ સાત શાખા સાથે લગ્નવહેવાર કરી નાઘેરાઓએ આહીર-પરજ જુદી કરી છે.

અહીં દરેક શાખાનાં આ પ્રમાણે ગોત્ર લખવામાં આવ્યાં છે;

(૧) લાખણોતરાતે રામ ચાલુક્ય ઉર્ફે સોલંકી અગ્નિવંશમાં ઋષિ ગોત્ર છે

(૨) વણજર અને પટાટ અને નોળ પરમાર રજપૂતમાંથી છે, એથી એનું ગોત્ર અગ્નિવંશમાં ઋષિગોત્ર છે.

(૩) લાવડીયા અને પિંજરવાળારજપૂતમાંથી છે. એનું પણ ગોત્ર કસ્યપ સૂર્ય-વંશમાંથી છે.

(૪) ઢાઢસિયા જેઠવા રજપૂતમાંથી છે. તેનું હનુવંશી ગોત્ર છે.

(૫) ભેડા ચુડાસમા રજપૂતમાં છે ચંદ્રવંશી ઉપરનું ગોત્ર છે.

---

## પ્રકરણ ૨

## આહીર મચો ભગત

સૌરાષ્ટ્રમાં દરિયાકાંઠે પોર્ટ વિકટર બંદર પાસે કથીવદર નામે નાઘેરા આહીરોનું ગામ છે. આ આહીરોમાં ભકતો, દાતારો અને શૂરવીરો ઘણા થઈ ગયા. આ કથીવદર ગામમાં મીયાણીવાઘ શાખાના આહીર લખો ભગત થયા. તે દાનેશ્વરી તેમજ શૂરવીર અને ભક્તિમાં પણ ખૂબ, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખતા તથા જમીન જાગીરદાર અને એક ખેડૂત હતા.

આહીરો કૃષ્ણના વખતથી ગાયો-ભેંસો રાખતા આવ્યા છે તેથી તેને માલધારી પણ કહી શકાય છે આ હજી પણ કોઈ આહીરનું આંગણું ગાયો-ભેંસો વગર સૂનું નહીં હોય.

આ લખાભગતને બે દીકરા હતા. મૈયો અને વીરો, એમાં મૈયા નામનો દીકરો મહાન ભક્ત હતો અને તેને સહુ ભગત નામથી સહુ જાણતા તેનામાં ક્ષમા, સંયમ અને ઉદારતા તેમ માનવતા હતી. મૈયા, ભગતમાં પિતાની ભક્તિના સંસ્કાર રેડાયા. તે નાનપણથી જ ઈશ્વર. ભજનમાં ને પ્રભુસ્મરણમાં રચ્યાપચ્યા રહેતા હતા. એને પ્રભુસમરણ સિવાય બીજું ગમતું જ ન હતું. તે મહાન ભકત શિરોમણી આહીર પોતાના દિલમાં એવા વિચારો કરતા કે આ દુનિયામાં ઈશ્વરે પારસમણીરૂપી આ મનુષ્યદેહ આપ્યો છે તો આપણે ઈશ્વરસ્મરણ કરી લેવું. એ જ અંતનું ભાથું છે, વ્યાવહારીક કામો તો આ સંસારમાં ચાલ્યા જ કરવાનાં છે. આ મહાનભક્તને બહારના માણસો તો શું પણ ઘરનાં માણસો પણ ઓળખી શકયાં ન હતાં. ભગતના ભાઈઓ ઘણી વખત તેમને કહેતા કે,

ભગત, તમો ઘરનું કામ ન કરો તો કાંઈ નહીં, પણ ગાયો-ભેંસોની સંભાળ રાખો તોય સારુ આવું અવારનવાર ભાઈઓ તરફથી કહેવામાં આવતું, છતાં પણ ભગત તે કામ પર લક્ષ આપતા નહિ ને ઈશ્વરનું ભજન કરતા, જ્યારે એમના ભાઈઓ બહુ કહેવા લાગ્યા ત્યારે ભગતે ભાઈઓની વાત ઉપર જરા લક્ષ્ય આપ્યું. પણ તેનું મન તો ઈશ્વરભજનમાં અને સાધુસંતોને અન્નદાન આપવામાં તેમજ સાધુઓની સેવા કરવામાં જ હતું.

ભાઈઓના બહુ કહેવાથી કોઈ કોઈ વખત ગાયો-ભેંસો લઈ ચારવા પણ જતા. જ્યારે ગાયો-ભેંસોને સીમમાં લઈ જાય ત્યારે તે ગાયોને અને ભેંશાને પોતે બેઠા હોય ત્યાંથી વાંભ કરી બોલાવતા ને કહેતા કે તમારે અહીંજ ચારો ચરવો. આપણી ચારે તરફ મોલાતો ઊભી છે, ચારો તરફ ખેતરો છે, એ ખેતરોનો પાક હજી લણ્યો નથી, માટે તે આપણા નસીબનું નથી. જ્યારે પાક લણી લે અને ચારો પૂળા તેના માલિક ખેડૂત ઘરે લઈ જાય ત્યાર પછી તમારે તે ખેતરોમાં ચરવા જવું. આવી રીતે ભગત ગાયો-ભેંસોને મોઢે તેમ માથે હાથ ફેરવી કોઈ માતા બાળક સાથે પ્યારથી વાત કરતી હોય તેવી રીતે ભગત પોતાના પશુધન સાથે હૃદયના પ્રેમથી વાત કરતા. આ ગાયો-ભેંસો પણ ભગતના પ્રેમના લીધે તેને છોડી ક્યાંય બીજે જતી નહીં.

ભગત પોતાની ગાયો-ભેસો લઈ સીમમાંથી વહેલા ઘેર આવતા રહેતા, કારણ કે તેમને ઘેર કોઈ સાધુસંત આવ્યા હોય અને ભગત ઘેર ન હોય તો તે સાધુઓ બારોબાર ચાલ્યા જાય. એમ જાણી તે સીમમાંથી વહેલાસર ઘેર આવતા. જો કોઈ સાધુ સંત હોયતો પોતે ગાયો-ભેંસો દોઈ સાધુસંતોને દૂધ પીવડાવતા અને જો રોકાય તો તેને જમાડીને પછી ભગત જમતા. આવો તો મૈયાભગતનો નીયમ હતો.

પણ આ બધું ઘરના ભાઈઓને તેમ ઘરના માણસોને ગમતું ન હતું. એક વખત ભાઈઓએ કહ્યું કે, તમે બહુ ભગત થઈ ગયા છો અને સાધુડાંઓને ગાયો-ભેંસો દોઈ દૂધ પાઈ દ્યો છો, પણ તમે જાણો છો કે

આનું ખાણખૂટણ અમારે પૂરું પાડવું પડે છે ? ત્યારે ભગત બોલ્યા કે, ભાઈ, સાધુને, દૂધ દહીં આપીએ, અગર રસોઈ કરી ખવડાવ્યે, એથી કાંઈ ખૂટતું નથી. તમારે પારખું લેવું હોય તો સાધુ આવે ત્યારે તેને છૂટે હાથે અને મોકળે મને જમાડી, દૂધદહીં ખવડાવો અને તમો પણ ખાઓ, પછી વધેલું દૂધ હોય તે જામણી દહીં બનાવી છાશ ફેરો, જો ઓછું થાય તો મને કહેજો. ખાધે ખૂટી જાય છે એ માણસની માન્યતા ખોટી છે.

પછી તો સાધુ આવ્યા, તેને જમાડ્યા. ઘરનાંએ પણ ખૂબ દૂધ દહીં ખાધું, વધ્યું તે જામણી દહીં બનાવી બીજે દિવસે છાશ ફેરી તો હંમેશની માફક જે માખણ ઊતરતું હતું તેટલું જ ઊતર્યું ઓછી ન થયું. ઊલટું

(દોહો) (જનો)

હિલ્લોળા સંતને હુવા મેંમાનોને મઝા,<br>
ભગત મૈયે બાંધી ભલી ધરમવાળી ધજા.<br>
આવે અતિથિ આંગણે કોઈ કરે નહીં કજા,<br>
તેં બાંધી લખાતણા ધરમ વાળી ધજા.

હંમેશના કરતાં વધ્યું ત્યારે બધા ભાયુના મનમાં થયું કે, ભગતમાં કાંઈક ચમત્કાર છે. પછી તો ઘરનાં બધાંને તેના પર શ્રદ્ધા બંધાણી અને આખું ઘર સાધુસંતોની સેવા કરવા લાગ્યાં ત્યાર બાદ ભગતના કહેવાથી ભાયુઓએ ગામકથીવદરમાં સદાવ્રત ચાલુ કર્યું.

પછી તો મયાભગતની આજુબાજુ પ્રશસા વધવા લાગી. મોટી મોટી જગ્યાઓના મહાપુરુષો પણ તે મૈયાભગત પ્રત્યે આકર્ષાયા. ચલાળા પાળિયાદ, સતાધાર તેમ શિહોર કોયાભગતની જગ્યાના વાઘા સ્વામી વિગેરે આ ભગતની પ્રશંસા સાંભળી ખુશી થતા.

એક વખત પાળિયાદથી ભગતશ્રી વિસામણબાપુ કથીવદર પધાર્યા અને મૈયાભગતને આશીર્વાદ આપેલો તેમ શિહોરથી તો સંતો અવારનવાર

ત્યાં કથીવદર આવતા-જતા હતા. મૈયાભગતને શિહોરની જગ્યા ઉપર ખૂબ શ્રદ્ધા હતી, જેથી પોતે પણ શિહોરની જગ્યાએ જતા. શિહોર જગ્યામાં મોંઘીબા જે વાઘા સ્વામીને શરીર-સંબંધે ભત્રીજી થતાં. શિહોરની જગ્યા તરફથી કથીવદરમાં મંદિર બનાવ્યું છે. મોંઘીબા મીરાંબાઈનો અવતાર સમાં ગણાતાં. એવાં મોંઘીબા કથીવદર બે બે મહિના રોકાતાં અને ગામલોકોને ઉપદેશ દેતાં. ગામમાં પ્રતિષ્ઠિત ગણાતા માયો મુખી તેમ જીણો આતો અને રાણીંગભાઈ બાલો આતો વગેરે આહીરો જગદંબા સમાં મોંઘીબાને બહુ જ માનતા. માયામુખીને કાંઈ બાલબચ્ચું નહિ હોવાથી અને ઘરભંગ થવાથી તેનો સંસાર ઉપરથી મોહ ઓછો થઈ ગયો પણ મોંઘીબાએ તેને સમજાવીને કહ્યું કે, માયામુખી તમો લગ્ન કરો. ત્યારે મુખીએ કહ્યું કે, બા, મને આ સંસારનો મોહ નથી. ત્યારે મોંઘીબા કહેવા લાગ્યાં કે તમો કાંઈ વૃદ્ધ થઈ ગયા નથી, માટે બીજી વખત લગ્ન કરો. તમારે ઘેર પારણું બંધાશે, એક નહિ પણ ત્રણ પુત્રો થશે. પછી તો આ મહાન દેવીના કહ્યા પ્રમાણે માયાભગતે કોવાયા લગ્ન કર્યાં. દીકરાનો જન્મ થયો અને તેનું નામ બીજલ પાડયું તે બીજલને ભણવા માટે શિહોર મોકલેલ અને ત્યાં નિશાળમાંથી છૂટયા બાદ જગ્યાની સેવા કરે. આ પ્રમાણે ઘણોક ટાઈમ ત્યાં રહીને ભણ્યા પછી અહીં કથીવદર આવેલ. તે પછી માયામુખીને મોંઘીબાના આશીર્વાદથી દીકરાદીકરાઓ થઈ. ગામના આહીરો જુગદંબા મોંઘીબાને તેમ શિહોરની જગ્યાને ખૂબ માને છે. વળી ભગવાનભાઈ મીંયાણી તેને પણ બાના આશીર્વાદથી બે પુત્રો થયાં. જેમાં એકનું નામ અરજણ અને બીજો બાધો. આ બંને ભાઈઓ માયાળુ, વિવેકી અને ઇશ્વર પર શ્રદ્ધા રાખનાર છે.

તેમજ સુખોભાઈ ભીખોભાઈ - ભગવાનભાઈ ભાણોભાઈ તેમજ કુંભોભાઈ અને મુખીના દીકરા બીજલભાઈ આ બધી નાની પ્રજા પણ શીહોરની જગ્યાને ખૂબ જ માને છે.

આ બધાઓના વડીલ મૈયાભગતના બે દીકરા દેવલોક પામ્યા. લોકો તેમજ સગાસંબંધીઓને મયાભગતે કીધુ કે આ તો ઈશ્વરની માયા ગણાય

૧. એનું હતું અને લઈ લીધું માટે કોઈએ રોવું અગર કકળવું નહીં. પછી તો સગાંસંબંધીઓ આ બંને ભાઈઓની નનામી લઈ સ્મશાનયાત્રાએ ગયા, તે જ દિવસે ભગતને ત્યાં સાધુઓની એક મંડળી પધારી. સાધુઓએ ભગત પાસેથી રસોઈમાં દૂધપાક-પુરી જમવું છે તેવું કહ્યું. ભગતે સાધુઓને સીધું સામાન, દૂધ–ઘી વગેરે આપ્યું રસોઈ તૈયાર થઈ. સાધુ જમવા બેઠા ત્યારે સાધુ કહેવા લાગ્યા કે, ભગત, ચાલો જમવા, ત્યારે ભગતે જમવાની ના પાડી, એથી સાધુ બોલ્યા કે, તમો ન જમો તો અમો પણ જમીશું નહીં પછી તો ન છૂટકે ભગતે જુવાન દીકરા દેવલોક પામ્યો હતા છતાં તે સાધુ સાથે જમવા બેઠા નહીં તો સાધુ ભોજન ન કરત. આ વાત લોકોએ જાણી અને કહેવા લાગ્યા કે મૈયાભગના દેવના ચક જેવા બે દીકરાના ઢીંમ ઢળી ગયા અને ભગત સાધુભેગા દૂધપાક પૂરી જમે છે. આવી અનેક વાતો માણસો કરવા લાગ્યા. છતાં મૈયાભગતને એ બાબતનો મનમાં કોઈ જાતનો હરખશોક ન હતો પછી સાધુએ આશીર્વાદ આપ્યો અને મૈયાભગતને ત્યાં દીકરાનો જન્મ થયો તેનું નામ નાગાર્જુણ રાખ્યું.

ઈશ્વરને કરવું છે તે કાળ પડયો, અનાજ ઓછું પાકયું, ત્યારે તેના ભાઈઓ કહેવા લાગ્યા, ભગત, આ વર્ષે તો અનાજની બહુ તાણ પડશે, બાજરો ઓછો પાકયો છે માટે સાધુસંતોને માટે આ બે કોઠીઓમા ભરેલ બંટી જે ગયા વર્ષની છે. તે વાપરજો. ત્યારે ભગત બોલ્યા કે, ભાઈ, જરા જુઓ તો, ખરા, જે એક કોઠીમાં બાજરો ભર્યો છે અને બે કોઠીમાં બંટી ભરી છે તે ખોટી વાત છે. ત્રણે કોઠીઓ બાજરાથી ભરેલી છે, જ્યાં જુવે છે ત્યા ભગતના કહેવા પ્રમાણે ત્રણે કોઠીઓ બાજરાથી ભરેલી હતી. મૈયાભગત અવારનવાર વાતો કરી ભાયુને કહતા, જુઓ ભાઈઓ, ઈશ્વર પર શ્રદ્ધા રાખવાથી ગોપીઓ જમના નદી તરી ગઈ હતી. વળી પિતાના ત્રાસથી પ્રહલાદને ઉગારનાર મારો વહાલો કૃષ્ણ જ હતો. માટે સારું કે નરસું જે કરવું તે વહાલા પ્રભુના હાથમાં છે. દીકરા-દીકરીઓ છે એ બધી ઈશ્વરની માયા છે, મારે વહાલે સંસારમાં કેવી મોહજાળ મૂકી છે, એ તો કોઈ જાણી જ શકતું નથી. આ સંસારની મોહજાળમાં ફસાયા પછી

મરણને શરણ થતાં સુધી છૂટી શકાતું નથી. ભારેમાં ભારે કામ માણુસ કરશે પણ હળવામાં હળવું મહેનત વગરનું ઈશ્વરભજન ચાલતાંચાલતાં કે બેસતાંઊઠતા નહીં કરી શકે, કારણ કે તે માયાની મોહજાળમાં ફસાયેલો છે. એથી એને મોક્ષનો માર્ગ સરળમાં સરળ હોવા છતાં સૂજતો નથી. ભગતે કહ્યું કે, દીકરા તો શું હું પોતે આ જગત છોડી ચાલ્યો જાઉં તો પણ કોઈ બચાવી શકે તેમ નથી.

એક વખત સમુદ્ર પર અગસ્ત્યઋષિ ક્રોધાયમાન થયા અને મંત્રના બળથી અથવા તેના તપોબળથી સમુદ્રની અંજલી કરી પી ગયા. એ સમુદ્ર જેવોતેવો ન હતો એણે સૂર્યને સારામાં સારો ઘોડો આપ્યો હતો. વળી ઈન્દ્રને ઐરાવત નામનો ઊંચી જાતનો હાથી આપ્યો હતો. વળી દેવતાઓને અમૃત આપ્યું હતું. એવા સમુદ્ર ઉપર જ્યારે અગસ્ત્યઋષિ ક્રોધાયમાન થયા. ત્યારે તે ઋષિનો ક્રોધ શાંત પાડવા કોઈની હિંમત હાલી નહીં. એ તો દેવ હતા. ધારે તે કરી શકે, પણ કોઈથી અગસ્ત્યનો તાપ જીરવી શકાયો નહિ અને કોઈયે ઋષિ પાસે માફી સરખી પણ માગી નહિ અને કોઈ કાંઈ બોલી પણ શકયા નહિ માટે દેવ અને દાનવ બધા સમયને આધીન છે. વળી જ્યારે ભરી સભામાં દ્રૌપદીનાં ચીર ખેંચાયાં ત્યારે અર્જુન જેવા મહાન બાણાવળી, ભીમ જેવા મહાન બળવાન, ધર્મ જેવા ધર્મપાલન કરનાર અને ભીષ્મ જેવા મહાન સમર્થ પુરુષ પણ ભરી સભામાં કાંઈ બોલી શક્યાં નહીં. આવા તો અનેક દાખલાઓ મહાપુરુષો આપી ગયા છે. જ્યારે ચંદ્રને ક્ષયનો રોગ થયો ત્યારે કોઈ કાંઈ કરી શકયું નહિં એના સગાં ચૌદ બ્રહ્માંડના નાથ હતા. ભગવાન પોતે ચંદ્રના બનેવી થતા હતા અને તે ચંદ્રને લક્ષ્મી જેવી બેન હતી. અને ધનવંતરી જેવો જેને સગો ભાઈ હતો. છતાં પણ કોઈ ચંદ્રમાના રોગને નીવારી શકયા નહીં આવા ઉપદેશની વાત જ્યારે ભગત કરે ત્યારે ઘણા નાસ્તિક લોકો પાછળથી કહેતા કે, આ ભગત તો વેદિયો ૨ (ખા. ખ.)

છે. કૃષ્ણ જેવાને પણ આહીરોએ નહોતા માન્યા તો પછી બીજાને તો શેના માને. આ બધું સમયને માન છે. એક વખત ચૌદ બ્રહ્માંડના નાથ આહીરોને ત્યાં મોટા થયેલા. આહીર કુળ ઘણું ઊંચું છે અને એટલું જ ઉદ્ધત છે.

(દોહા)

કૃષ્ણ આવ્યાતા કોડથી નંદ ઘેરે નરવીર,<br>
જવાહીર સાચા જગતમાં અલબેલા આહીર.<br>
નંદે નટવરને રાખીયો અકળ કૃષ્ણ અવતાર,<br>
આહીર મુખ અવળું કરે તો ભોરીંગ ન ઝીલે ભાર.<br>
આહીર જાતિ આપણી ભવમાં ભવ્ય ભણાય,<br>
પ્રભુ પિતાપદ પામીયા ગુણ જેના જગ ગાય.<br>
જગતમાં જાદવપતિ કૃષ્ણ નામ કહેવાય,<br>
આહીર થઈ રમીઓ અતિ કુળ ઉજ્જવળની માંય.<br>
નંદ આહીર ઘેર નેહથી, ગૌચારી ગોપાળ,<br>
ભાર ઉતાર્યો ભોમનો કરુણા કરો કીરતાર.

એ મહાનભક્ત જ્યારે મૃત્યુ પથારીએ મૃત્યુની પ્રતીક્ષા કરી રહ્યા હતા. એ ભગતે એના જીવનની પળેપળ પોતાના મોક્ષ માટે ઈશ્વરભજન કરવામાં વ્યતિ કરી હતી. ભગતની જીવનની કીતાબ ચેકચાક વિનાની બિલકુલ ચોખ્ખી હતી. ભગત પોતે વિચાર કરે છે કે હવે અંતિમ ઘડી આવી રહી છે. પથારીમાંથી ઘણી વખત ઊઠવા અને ઘડી બે ઘડી બેસવા પોતામાં રહીસહી શક્તિથી જોર કરે છે પણ પોતાની શક્તિ પોતાને દાદ દેતી નથી એથી આજુબાજુ બેઠેલાં સગાંસંબંધી કહે છે કે, ભગત સૂઈ રહો ત્યારે પોતે કહે છે કે હા ભાઇ, મારો પંથ હવે ટૂંકો છે. ભગતના

અવાજમાં દર્દ હતું ઈશ્વર પ્રત્યે અવારનવાર ધ્યાન લગાડી આંખો મીંચી એકાગ્રચિત્ત કરી પોતે કહેતા કે, હે ઈશ્વર કૃષ્ણ કનૈયા, મને તારી પાસે બોલાવી લે, મોડું કેમ કર છે. સાંભળનારનું દિલ દ્રવી જાય એવું પ્રેમભર્યું આ બોલવું હતું. આ ઝંખનાનો આર્તનાદ જાણે અંત સુધી લહેરાતો રહેશે કે શું એવું દરેકના દિલમાં થાતું હતું.



તેના દેહની શક્તિ ઓછી થઈ ગઈ હતી. આંખોની રોશની પણ ઝાંખી પડી ગઈ હતી. એની નજર સમક્ષ એક જ સંકલ્પ હતો કે, હે પ્રભુ, મને તારી પાસે તું ખેંચી લે એની આંખોમાં પ્રેમનાં આંસુઓ વહેતા હતાં તેમાં કોઈ પ્રકારના દંભની ખુમારી ન હતી. એની આંખો પ્રેમાશ્રુના પ્રવાહથી ધોવાતી હતી. હરઘડી તેના હૃદયમાં નિર્મળતા દેખાતી હતી. એના દિલના ઊંડાણમાં જીવનભર સંઘરી રાખેલ પ્રભુની મૂર્તિ તેની ચક્ષુઓ સમક્ષ નિરાકાર આકારરૂપે દેખાતી હતી. અને એની આંખો અનંતમાં ફરવા લાગી અને એ જાણે મંગળમૂર્તિને નીરખી રહી હોય તેમ તેને લાગતું હતું ચેતનાએ ઈશ્વર સાથે સુરતા સાધી લીધી હતી, ત્યારે ભગતે ધીરે રહીને કહ્યું કે, ભાઈઓ, સદાવ્રત ચાલુ રાખજો, મારા પરલોક ગયા પછી મારી ફૂલ સમાધિ નીચે ચોખાનો સાથિયો કરજો, તેના ઉપર રૂપાનાણું તેમ એક સોપારી અને લીલું શ્રીફળ તેમજ તાજા ગાયના દૂધની ભરેલી એક નાની ત્રાંબાની લોટી મૂકજો. અને મારી સમાધિ મારા દેવલોક પામ્યા પછી બાર વર્ષે ખોલજો, એટલું કહી તેનું શરીર શાંત થયું.

ભગતને દેવ લોક પામ્યે બાર વર્ષ થયાં ત્યારે ગામ લોકો અને સાધુસંતો તેમ સીહોરથી વાઘા સ્વામી તથા તેના સગા સંબંધીઓએ આહીરભયા ભગતના કહ્યા પ્રમાણે સમાધિ ખોલી ત્યારે જે પ્રમાણે સોપારી લીલુ શ્રીફળ અને દૂધની ત્રાંબાની લોટી વગેરે મૂકયાં હતાં તે જ પ્રમાણે તેવાને તેવા હતાં. દૂધ પણ તાજું

લોટીમાં ભર્યું હોય એવું. તેમ શ્રીફળ પણ લીલું તાજું મૂકેલુ હતું તેવું જ નીકળ્યું ત્યારે દરેક સગાસંબંધીઓ અને સાધુસંતાએ આ એક મહાપુરુષનો પરચો જોયો દરેકે શ્રીફળ વધેરી તેમાંથી જે પાણી નીકળ્યું તેનું ચરણામૃત લીધું, તેમ લોટીમાં ભરેલું દૂધ હતું તે તાજું જ લાગ્યું તેનું દરેકે ચરણામૃત લીધું અને શ્રીફળનો પ્રસાદ પણ લીધેલો. આવા મહાન ભક્ત આહીર મયોભગત કથીવદરમાં થયાં.

તે મયાભગતની સમાધિ માથે ચણાવેલી ડેરી હજુ પણ કથીવદર ગામથી ઉત્તર દિશાએ રામજીમંદિર પાસે મોજૂદ છે અને એની યાદ હજુ તાજી કરાવે છે. આવા પુરુષોને ધન્યવાદ દેવો ઘટે છે અને ઇતિહાસને પાને કાયમ અમર રહે, એના વડીલોમાં ઘણા શૂરવીરો, દાતારો અને ભક્તો પણ થયા છે. કથીવદરમાં હજુ પણ સદાવ્રત ચાલુ છે. જેના માટે ભાવનગર દરબારે ૩૦૦ વીઘા જમીન આપેલ. એના વડીલોના નીચે મુજબ દુહા, ગીત, વગેરે કવિઓએ કહેલ છે. એના ઉપરથી આપણને જણાઈ આવશે કે પહેલાંના જમાનામાં ઘણા શૂરવીરો હતા.

મુખ્ય લખાભગતના મયોભગત અને મયાભગતના નાગાજણ અને નાગાજણના વીરાના મેરામણ અને પાતો પીઠો ને જીવો.

મેરામણના લખમણ ને જેઠો.

લખમણના મેરામણ.

પાતાના માણસુર પાલોને વાજસુર ને જીણો.

પાલાનો પીઠો અને પીઠાનો રાણીંગ ને રાણીંગનો પાલો આ પ્રમાણે ભગતનો વંશ ચાલ્યો આવે છે.

## (ગીત)

**ગૂઢાધન વખત અભનમાં ગેલણ કળભલ્લ નાખે તખત કીયો,**
**ઉઠણવેર વસાહણ આડો માથે ડાડો તું જ મયો.**

ભૂપાઢાલ થયો જગભાળે લાજ કળત્રટરી રખી લંગરી,
તું સારીખા લાભે લેણું, પરીયે આજ લખા પ્રસરી
ભેખડ બધા આગે મંડાણો દેખી દાગેયા છોડાવે દાવ,
તોગડ કરમીતણા તમાશા, ઘાયલ વાખાણે તુજ ઘાવ.

(ગીત)

કરે નેહ જાજો નકે સૂવે કંથ કામનિ,
જોર વરસાબધી રાત જાગે,
વેરીયા તણેતણ તુહારી વાંકડા,
લુંભડા આકડી બીક લાગે.
પ્રસણસણ મેળ ન થયે પવંગ
મળે મેળ સરવીયા રાત મળતી,
તુંહારો ભેરવો નાથ ભાયા તણા,
ગામ ચોકી ફરે રાત ગળતી.
હવે તો ધીર દે વીર જેહા તણા,
છાત્રવા નારકે ભોગ સાચે,
અર્યોકે નાથ ઘેર થકી આવે નહીં,
વાડ ઘોડાથીયે વાઘ વાચે.

---

# આહીર સોરઠિયા વાઘ ભોજાના, નથુના, માયાભાઈના બીજલભાઈ કથીવદરવાળાનું

## ગીત

સપ્તાહ બેસાડી કામ સુધારવા,
મોહની જાળ મન વેગને મારવા
વિવેક ધરમરો આગ વધારવા,
એકોતર પેઢીયું સાથ ઉદ્ધારવા. ૧

ક્રમી મીયાણીએ લખી કંકોતરી,
નાત પરનાત એ બધાને નોતરી
ભાગવત કથામાં સભા મોટી ભરી,
જ્ઞાનધારા તણી વહે ગંગોતરી. ૨

જૂથ મહેમાનના રોજ થાતા જમા,
ખડે પગ ખાતરી થાય ખમાખમા,
ખામી નત્ર જણાયે ખાન ને પાનમાં,
પથારી પાગરણ તેમ પકવાનમાં. ૩

વટાયે ટંકોટંક ખૂબત્રિયાળીયું,
ગણત્રી વિનાની સાકરું ગાળીયું,
જબર ગોળી અને ભરેલી જારીયું,
ઠંડા શરબત થકી કાળજું ઠારીયું. ૪

પવન વીંઝી રહ્યા કૈંક ઊભે પગે,
　　　　દાયરો જમાવટ કોઈપણ ના ડગે,
વળામણ એટલી થાય સગેવગે,
　　　　જમાવટ આબરૂ છત્રાયો છે જગે.　　૫

વંચાણી સાત દન હુઈ પૂર્ણાવતી,
　　　　ગોલોકે પિતૃઓની થઈ સદ્દગતિ,
મૂંઝાણા સુમને ગુમ થઈ ગઈ મતિ,
　　　　વાધ તેં વાવરી માયા ધરમવતી.　　૬

તકે રૂડી નિજ કવિ તેડાવીયા,
　　　　વંકડે વંશ પુરાણ વંચાવીયા,
માયડે પુત્રનાં નામ મંડાવીયા,
　　　　લ્હેર દરિયાવરા લાભ લુંટાવીયા.　　૭

ઉદારા વૃત્તિનો જામ છે આયરો,
　　　　ડેલીએ અડાભીડ પુરુષનો ડાયરો,
કવિને હથોહથ પત્રંગ પાહા કર્યો,
　　　　ભીખો કે વીરડો રહે ભાલમ ભર્યો.　　૮

(દોહા)

જો મેયુ ને માંદણે, પાપી પાવન થાય,
તો જાનવી તણું જરાય, માતમ ન રે માયડા.　　૯

ઉડગન તણા ઉજાસથી, જો અંધારું જાય,
તો મિહિરનો મહિમાય, માનત નહીં કોઈ માયડા. ૨
ગણુ જોઈ પરિયાગતિ, દોડીને આવે દ્વાર
આહીર તોં આચાર, મોજું બગસસ માયડા. ૩

(પાલાના જીણાના દોહા)

મીયાણી મોટપ તણો તને, વેંડા ન લાગો વા,
સારપ તણો સવા જોયો તોં અંગ જીણીયા. ૧
મેયું હું દે માંહણે, પાઠ મોતી પ્રજરાણ,
(તો) સ્વાંતુ સરત્રાણ ઝીલત ન છીપું જીણીયા ૨
પાલાઓત આહીર પરજ, વડ હથ જોયો વીર,
આંખ્યુંમાં અમીર, જોયું અમરત જીણીયા. ૩

—જીણાભાઈ પાલાભાઈ, કથીવદર

---

# સોરઠિયો આહીર ઝીણો વાઘ

(દોહો)

**શાંતિકરન જગ ભરણુ તું, ઘડણુ ઘણાં ભવ ઘાટ,**
**નમો આદ નારાયણી વિશ્વરૂપ રૂપ વૈરાટ.**

સૌરાષ્ટ્રમાં દરિયાકાંઠે આવેલ રામપરા ગામ જેમાં બધા સોરઠિયા આહીરોની વસ્તી છે. ગામ નાનું છે, પણ સોનાના ટુકડા જેવું રળિયામણું,

આંખને ગમી જાય એવું. આ ગામના આહીરો માયાળુ અને મમતાળુ છે અને આ બધા સ્વામિનારાયણ સંપ્રદાયને વધુ માનનારા છે. ગામની અંદર એક સ્વામિનારાયણનું મંદિર છે પણ રામજી મંદિર નહીં હોવાથી ઘણાખરા માણસોનાં મનમાં થયું કે ગામમાં રામજી મંદિર હોય તો ઘણું સારું. આવા કોઈ સંતપુરુષ ગામને મળી ગયા હોય તો મંદિર બનાવી આપીએ અને મંદિરની સેવાપૂજા કરનારને દર વર્ષે ખાંડીએ અનાજનું માણું માપું આપીયે. એવા પણ ઘણાખરા માણસો ગામમાં છે. પરંતુ આવા સાધુ મળે તો બધું આપણે કરી શકીએ.

એ અરસામાં રામપરા ગામના આહીર વાઘ જગાભાઈ રામભાઈ તથા તે ગામના બારોટ જશાભાઈ રામપરાથી દેવકા ગામે ગયેલા, ત્યાં તેને એક મહાત્મા રામદાસજી ખાખી સાધુ મળ્યા. આ બેય જણા ગાંજાના બંધાણી હતા, અને મહાત્મા પણ ગાંજો પીતા હતા એથી આ ત્રણેય જણને અરસપરસ ખૂબ મેળ મળી ગયો. દેવકા ગામમાં ચારપાંચ દિવસ ભેગા રહ્યા પછી, આ બંને જણા રામપરા આવવા તૈયાર થયા, અને આ મહાત્માને પણ રામપરા આવવા આગ્રહ કર્યો. આ વાત ઈ. સ. ૨૦૧૬ના સૈકાની છે. પછી ત્રણે જણા રામપરા આવ્યા. અને આ સાધુ રામદાસજીને, ગામના નગરશેઠ ભગવાનદાસ ગોરડિયાની પોતાના મકાનથી બજાર તરફ ચોકના રસ્તા ઉપર બેઠક છે ત્યાં, મહાત્માને રહેવાની સગવડતા કરી ઉતારો આપ્યો. ત્યાં થોડા દિવસ રામપરામાં રહી મહારાજ રામદાસજીએ આ બંને જણા પાસેથી તેમજ ગામ લોકો પાસેથી રજા માગી, પણ ગામના માણસોનો આગ્રહ ખૂબ જ હોવાથી મહારાજ ત્યાં રોકાણા. હવે ત્યાંથી મહારાજનું આસન બદલી, ગામમાં સ્વામિનારાયણના મંદિરના પાછળના ભાગમાં કોઈ સાધુસંત આવે અને રાતવાસો રોકાય એ માટે એક સંતનિવાસ જેવું બનાવેલ, ત્યાં આ મહાત્મા રામદાસજીને ગામના આગેવાન દેગણ વાઘ, મૂળુ વાઘ, રામસી ભગત, જેઠસુરભાઈ નગાજણભાઈ દેગણભાઈ પૂંજાભાઈ અને દેવદાસભાઈ અમરાભાઈ વગેરેએ ગામમાં રોકી રામજી

મંદિર બનાવી આપવા વચને બંધાયા. ત્યાં સુધી આ સંતનિવાસમાં હમણાં રહો. લાલજી મહારાજ માટે અહીં એક બાજુ નાનું મંદિર બનાવો. પછી તો આ બધાના આગ્રહથી મહાત્મા રામદાસજી ઈ. સ. ૨૦૧૬માં ત્યાં રહ્યા. સાંજ–સવાર ગામના ભાવિક ભક્તજનો મંદિરે આવે–જાય ને કાયમ મહારાજ પાસે ડાયરો બેઠો હોય. મહારાજને પણ આ સ્થળ ઠીક લાગ્યું, જેથી ત્યાં બેત્રણ વર્ષ રોકાણા. એ અરસામાં ગામમાં રહેતા આહીર ભોળાભાઈ, જેની ઉંમર સિતેરથી પંચોતેર વર્ષની તે ભોળાભાઈ દેવલોક પામ્યા. તેને પાંચ દીકરા ભાયો, પાલો, દેગણ, જેઠો અને કાળો. તે પાંચે મળી હિન્દુધર્મ પ્રમાણે તેમના પિતા ભોળા આતા પાછળ તેનું સારું કારજ કરી જ્ઞાતિને જમાડી.

એકાદ વર્ષ પછી આ પાંચેય ભાઈઓએ મળીને વિચાર કર્યો કે, આપણી પાસે પાંચસો વીઘા જમીન છે તે પાંચે ભાઈઓ સરખે ભાગે વહેંચી લઈએ. વળી પચાસ સાઠ ભેંસો છે તે પણ આપણે વહેંચી લઈએ, કારણ કે આપણે પાંચે ભાયુને પિતાએ ઘરબાર બંધાવી દીધાં છે એથી ભેગું રહેવું પોસાણ થશે નહીં. એમ જાણી બધા ભાઈઓએ હળીમળીને જમીન-જાગીર તેમ મિલકત જે ભાગે પડતી આવી તે વહેંચી લીધી. પણ ગામથી પશ્ચિમ દિશાએ ધાતવડી નદીના કાંઠે એક બગીચો હતો તે વહેંચ્યા વગર રાખેલો કારણ કે કોઈના મનમાં એમ થાય કે, મારે આંબા ઓછા આવ્યા, કોઈને એમ થાય કે મારે નાળીયેરી ઓછી આવી–એથી ભાઈયોમાં મનદુઃખ થાય એ કારણે વહેંચેલ નહીં.

એક વખત પાંચેય ભાઈઓએ મળીને વિચાર કર્યો કે આ આપણો બાગ ગામમાં રહેતા બાપુ રામદાસજીને અર્પણ કરી દઈએ. કેમ કે તેને હંમેશને માટે સાંજ–સવાર નદીએ સ્નાન કરવા જવું પડે છે, વળી નદી ગામથી લગભગ અર્ધો માઈલ દૂર છે માટે તેમની આ મુશ્કેલી દૂર થઈ જાય. અને ત્યાં જ રામજીમંદિર બનાવે અને ઠાકોરજી પધરાવી સેવાપૂજા કરે અને ધાતવડી નદી પડખે હોવાથી સ્નાન–ધ્યાન કરવા માટે અનુકૂળ પડે.

પાંચેય ભાઈઓ આવો વિચાર કરી મહાત્મા રામદાસજી પાસે આવ્યા અને રામપરા ગામના આગેવાન તથા પ્રતિષ્ઠિત માણસોને ત્યાં બોલાવ્યા. ગામના શેઠ નારણદાસ વ્હોરા તેમ મૂળુભાઈ હેભાભાઈ તેમ દેગણભાઈ પૂંજાભાઈ નેસડિયા તથા ઠાકોર કાળુજી માનાભાઈ તેમજ દેવદાસભાઈ અમરાભાઈ અને મૂળુ આતા વગેરેને બોલાવી ગામના ગોર મહાદેવભાઈ રાવજીભાઈ ઓઝાને પણ આ બધી હકીકત જણાવીને કહ્યું કે, અમે પાંચેય ભાઈઓ ભોળા વાઘના દીકરા, અમારા વડીલોનો ધાતવડી નદી કાંઠે આવેલો બગીચો છે તે બાપુ રામદાસજીને અર્પણ કરીએ છીએ. અને કાયદેસર લખાણ પણ કરી આપીએ રામજીમંદિર બનાવવા માટે આ બાગ અર્પણ કર્યો ત્યારે ઇ.સ. ૨૦૨૦ની સાલ ચાલતી હતી. આ બધું વિધિસર સ્ટેમ્પ ઉપર લખાણ થયેલ છે.

ત્યાર પછી મહાત્મા રામદાસજીએ ત્યાં બાગમાં ગામના સહકારથી તેમ શેઠ હરિદાસ નાગજી વ્હોરાના સહકારથી તેમજ વાંઢના રહીશ શેઠ પ્રેમજીભાઈના સહકારથી ત્યાં રામજીમંદિર બનાવ્યું ને ત્યાં રામદાસજી રહેવા લાગ્યા. આ બાગને પડખે અડીને ધાતવડી નદી વહી રહી છે, જેનાં નિર્મળ નીર ભાવસીંગ ઠાકોર તેમ અભેસીંગ ઠાકોરની જમીન અને ખેતરોને પડખે થઈ, ચામુંડા મહાદેવના પગપખાળી હીલોળા દેતાં અરબી સમુદ્રમાં ભળી જાય છે.

એક વખત બાબરકોટનો ભરવાડ તે બાગમાં આવ્યો અને મહાત્મા રામદાસબાપુને વાત કરી કે અહીં રામપરાની સીમમાં મારાં ઘેટાંબકરાંને ચરવાનું ઘણું અનુકૂળ છે, વળી, ધાતવડી નદીમાં પાણી પણ ઘણું છે પણ મારાં ઘેટાંબકરાંને બેસવાનો ક્યાંય જગ્યા નથી. એથી ઘણી મૂંઝવણ થાય છે કારણ કે ખુલ્લી જગ્યામાં બેસવાથી હીંસક પ્રાણીઓની બીક લાગે છે ત્યારે મહાત્મા રામદાસજી બોલ્યા, બેટા, ફીકર મત કર. અપના જો રામજીબાગ હૈ ઉસકી પશ્ચિમ દિશાપે તુમ તુમ્હારે ઘેટાંબકરાં કે લીયે જોક બનાવ ઔર ઇસકે બાજુ મેં તુમ્હારે બાલબચ્ચે કે લીયે ઝૂપડી

પણ બનાવ. જબતક રહેના હો તબતક રહેના, બાદ તુમ્હારે ગામ બાબરકોટ ચલે જાના. ગબરાને કી કુછ જરૂરત નહીં હૈ.

પછી તો લખમણ ભરવાડે બાગના થોડા ભાગમાં પશ્ચિમ દિશાએ પોતાનાં ઘેટાંબકરાં માટે જોક બનાવી અને એક ઝૂંપડી બનાવીને તે બાલબચ્ચાં સાથે રહેવા લાગ્યો. થોડાક મહિના બાદ આ ભરવાડને એક મોટું દુઃખ ઊભું થયું. જ્યારે તેનાં ઘેટાંબકરાં ચરવા જાય ત્યારે રામપરા-થી બે માઈલ દૂર ભેરાઈગામ, ત્યાં જૂનાગઢ સ્ટેટનું આઉટ પોસ્ટ થાણું હોવાથી પોલીસના ઘોડેસવારો રહે. આ ઘોડેસવારો જયારે જ્યારે આજુબાજુના તાબાના ગામમાં ફરવા જાય ત્યારે ગામની સીમમાં આંટો મારે. એક વખત ઘોડેસવારો ફરતા ફરતા રામપરા ગામની સીમમાં ફરવા નીકળ્યા ત્યારે આ લખમણ ભરવાડનાં સીમમાં ચરતાં ગાડર અને બકરાંનો સો–બસોનો ધારીકો ચરતો હતો. આ ઘેટાંબકરાં જોઈને ઘોડે-સવાર પોલીસોની દાઢ ગળી, એથી આ બંને ઘોડેસવાર પોલીસોના લખમણને દમદાટી દઈ ના બે પાઠડાં ઘેટાંબકરાં લઈ અને ભેરાઈ થાણામાં ચાલ્યા ગયા.

પછી તો અવારનવાર આ ઘોડેસવારો લખમણના ધારીકામાંથી બીજેત્રીજે દિવસે અધરોટિયાં ઘેટાંબકરાં લઈ જાય અને મહેફીલ ઉડાવે. આ સરકારી માણસોને ગરીબ લખમણથી કાંઈ બોલાય નહીં અને કહેવા જાય તો આ પોલીસોના માણસો મારકૂટ કરે જેથી લખમણથી કાંઈ કહેવાય નહીં.

એક વખત બે ઘોડેસવાર પોલીસો ઘેટાબકરાનું એક એક પાઠડુ લઈ ચાલતા થયા. લખમણ ઘણો મુંઝાણો અને ચાલતો ચાલતો પોતે બાગ તરફ આવતો હતો અને રસ્તામાં આ ઘોડેસવારો હરસુરભાઈ વાઘની વાડી પાસે ઘોડાઓને પાણી પાતા હતા. ત્યારે હરસુરભાઈના દીકરા ટપુભાઈ તેમ

બાવાભાઈ ઉભા હતા, તેણે આ ઘોડેસવારોને જોયા અને ઘોડા ઉપર બંનેના ખોળામાં એકએક ઘેટાને પગ બાંધી બેસાડેલ તે જોઈ આ બંને આહીર જુવાનોનું લોહી ઊકળ્યું, પણ ઉમર નાની હોવાથી કાંઈ બોલ્યા તો નહીં પણ બંને ભાઈ અરસપરસ વાતો કરવા લાગ્યા કે, આ પોલીસના માણસો હંમેશાં લખમણ ભરવાડના ગાડરના ધારીકામાંથી ઘેટાંબકરાં લઈ જાય છે. તો આ લોકોને કોઈ વખત ગામના બીજા ભાઈઓને કહી સીધા કરવા જોઈએ, આપણે તો નાના છીએ, એવી વાતો કરે છે– લખમણ આ બધી વાતો સાંભળી. બાગમાં આવ્યો ત્યાં ગામ લોકોનો આહીર ડાયરો બેઠો છે, એ વખતે લખમણે મહારાજને હાથ જોડી સીતારામ કર્યા અને ઊભો રહ્યો. પણ એ બિલકુલ નિસ્તેજ હતો. વળી તેની આંખોમાંથી આંસુ પડતા હતા. કારણ કે તેનાં ઘેટાંબકરાં આ સરકારી માણસો લઈ જતા હતા. અને તે કાંઈ કહી શકતો ન હતો. ત્યારે મહાત્માએ કહ્યું કે, લખમણ તુમ નારાજ કયું હો, કયા બાત હૈ.

ત્યારે લખમણે કહ્યું કે, બાપુ, તમારે આશરે અને ગામને આશરે બધી જાતનું સુખ છે પણ એક મોટામા મોટું દુઃખ છે. ત્યારે આ ડાયરા-માંથી ભગવાન વાઘ તેમ મૂળુ વાઘ, રામરબારી વગેરે બોલ્યા કે, લખમણ, શું દુઃખ છે! ત્યારે લખમણે કહ્યું કે, વાડ ચીભડાં ખાય અને રક્ષક ભક્ષક થાય પછી તો કોને કહેવું. ત્યારે મહાત્માએ કહ્યું, તુમકો કોનસા દુઃખ હય વો બાત કર. ત્યારે લખમણે કહ્યું કે, બાપુ, ભેરાઈથી બે પોલીસ ઘોડેસવારો બીજે ત્રીજે દિવસે આવે છે અને મારા ધારીકામાંથી બંને જણ એકએક ઘેટુંબકરું લઈ જાય છે. અને ભેરાઈ થાણામાં લઈ જઈને, એ લોકો એને મારી નાખીને મહેફીલ ઉડાવે છે.

આ સરકારી માણસોને કાંઈ કહેવાતું નથી અને જો કહેવા જઈએ તો સોટાથી માર મારે છે. આ બધી હકીક્ત લખમણે રામદાસજી મહારાજ આગળ તેમજ ગામના આહીર ડાયરા આગળ કહી. ત્યારે ગામ લોકો તેને

આશ્વાસન દેવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, કાલે ભેરાઈ જઈ તે પોલીસના માણસોને ઠપકો આપીશું.

આ વાત ચાલે છે ત્યારે આહીર ડાયરામાં વૃદ્ધ તેમ જુવાનીયાઓ પણ બેઠા હતા. ત્યારે લખમણ ભરવાડે કહ્યું કે, અરે ભાઈ, હમણાં જ હું અહીં આવ્યો ત્યારે તે ઘોડેસવારો મારા ગાડરના ધારીકામાંથી બે પાડા લઈ તેના પગ બાંધી ઘોડા ઉપર નાખી ભેરાઈ તરફ જાય છે. એને કોઈની બીક નથી. મારી જીવાય ઉપર હાથ નાખવાથી મારા ઉપર બ્રહ્માંડ તૂટી પડયું છે. મારા દુઃખનું વર્ણન શું કરું ?

(છપ્પય)

**લીન ધનુષ્ય કર રામ તોડી કર જોડ ફડકયોં,**
**ભોમી પલટ હો ભંગ કમઠ પીઠ કડડ કડકયોં,**
**છૂટી સમાધિ શિવ અવની પર સિંધુ ઊલટયોં,**
**દશે ડગ્યા દિગ્પાલ દ્રક મેરુ ગીરી તૂટયોં,**
**અહીપત ગયો અકળાઈ કડડ બ્રેમંડ કડકયોં,**
**ધડડ પડે ગીરીધામ ફડડ ફડ સિંધુ ફડકયોં.**

એમ કહી આંખમાંથી આંસુ લૂછતો જાય છે અને કહેતો જાય છે કે જુઓ એ બંને જણ ભેરાઈના કેડે ધીરેધીરે સિગારેટો પીતાપીતા જાય છે, પણ એને કોણ બોલાવી શકે, ત્યારે ડાયરામાં એક બાજુ બેઠેલો વીસેક વર્ષનો દૂધમલિયો આહીર યુવાન, જેની કેરીની ફાડ જેવી આંખો છે, મજબૂત બાંધાનું શરીર છે, હાથીની સૂંઢ જેવી ભુજાઓ છે, ઊજળું અર્ધચંદ્ર જેવું કપાળ છે, માથે લેરિયાનો સાફો છે અને ખોળામાં તલવાર તેમ એક હન્ટર છે. તે જુવાન મૂંગે મોંઢે આ બધી વાત સાંભળી રહ્યો હતો. તેનું

## સોરઠીઆ આહીર સ્વ. ઝીણાભાઈ હાદાભાઈ
## ( વાઘ ) રામપરા



(દોહો) સુકવિ અને દુશ્મન સામે મીટુ જો મંડાય,
જીવને દાળદર જાય જોતા તુજને જીણીયા. (૧)
જોવાય હાદાણી જગતમા સારા મૂરત સદાય,
(પણ) કજીયા કેશ ક્યાંય જોયા નહી મૂરત ઝિણીયા, (૨)
અતિથિ આવે આંગણે એની નંજ ભલ તિથિ નોય,
દાતારને શૂરા દોય જુવે ન તીથી જીણીયા.. (૩)
કર્તા કવિ ભીખાભાઈ જે. બારોટ

તેજસ્વી કપાળ તેના ખમીરની ખાતરી આપી રહ્યું હતું. તેનો મારકણો ચહેરો સામા માણુસ ઉપરદ અમુક જાતની આભા પાડે એવો હતો. તેણે આ બધી હકીક્ત સાંભળી તો ખરી પણ તેનું રુંવાડે રુવાડું બેડું થઈ ગયું તેની આંખમાં ક્રોધનો દાવાનળ સળગી ઉઠયો. તે પોતાના વિચારોની કલ્પનામાં મશગુલ છે, મનના અગ્નિકુંડમાં એવો દાવાનળ ભડકે બળી રહ્યા હતા કે તેમાં ઘોડા અને અસવારોને સ્વાહી કરી નાંખે એવો આ-ન ધખી રહ્યો હતો. એના દિલમાં એમ થતું હતું કે આ બંનેને પકડી લઉં અને ઘેટા બકરા પાછા લાવું એવો એક તાર લાગ્યો હતો.

(પ્રવીણ સાગરમાંથી)

## સવૈયો

મોર કો ધ્યાન લગ્યો ઘનઘોરસે ઢોરસે ધ્યાન લગ્યો નટકી
દીપક ધ્યાન પતંગ લગ્યો પનીહારી કો ધ્યાન લગ્યો મટકી
ચંદ કો ધ્યાન ચકોર લગ્યો ચકવાની કો ધ્યાન દીને ચટકી
મીન મનોજલ ધ્યાનસુ સાગર પંથ પ્રબિન રીયો જ અટકી

એવી રીતે પોતાના વિચારોમાં અડગ છે એવો આહીર જીણોવાવ પોતાના મનને કહે છે કે સંતો ભક્તો અને શૂરાઓથી છલકાતી ધીંગી સોરઠની ધરા આ અમોલ પ્રાણીની વ્હાર ન કરે તો મા ભોમ લાજશે એમ કરી ઉઠયો.

### (દોહો)

મરવાનો મનમા, હૈયે હરખ ન માય
જશ લેવાને જીણીયાં તારા મુછે હથ મંડાય

રણુથંભર જ્યું અડગ રીયો ને ડગીયો નહીં દહીવાણ
પરમારથ કજ પ્રજરાણ ધખીયો રામપરા ધણી

સામા આથમણા બારનું લાલજીનું મંદીર છે. તેના કટકટ પગથીયા ચડ્યા અને ભગવાન કૃષ્ણ તેમ લાલજીની મૂર્તિ સામે પલાંઠી વાળી પોતાના માથાની પાઘડી ઉતારી અને તેને પડખે પોતાની તલવાર અને હન્ટર નીચે મૂકી હાથ જોડી મનમાં ને મનમાં પ્રાર્થના કરવા લાગ્યો.

(કવીત)

તાર્યો પ્રહલ્લાદ ને તાતંકા તમાશો દેખ્યો
તાર્યો ધ્રુવજીને જેને બાલપન વાર્યો હે
તાર્યો મોરધ્વજ ને જાકો શીશપે ચલાયો ધાર્યો
તાર્યો હરિચંદ્રજીને સત્યતા નહી ટાર્યો હે
તાર્યો વિભીક્ષણને લંકાપતિ રાજ દીયો
એતે સબતાર્યો તો ભક્ત હીત તાર્યો હે
કહેત ભાટકેશવદાસ બિનતી હમારી ખાસ
બીના ભક્ત તારો તો તારવો તુમ્હારો હે

આ રીતે આવા પ્રકારની મનમાં પ્રાર્થના કરી માથે પોતાની પાઘડી મૂકી તલવારલઈ ઈશ્વરને વંદન કરી ઉઠયો મંદીરના ઓટલા ઉપર ઉભા રહીને હાકલ કરીકે ટપુડો બાબર અગર નાનજી છે કે ? જે હોય તે સામેથી મારો ઘોડો લાવો તુરત નાનજી બાબર તેમ ટપુ દોડતા ગયા બાગમા આંબા પાસે બાંધેલ એમનો ઘોડો તૈયાર કરી લાવ્યા ડાયરો બેઠો થયો, ડાયરામાં એના મોટા-

ભાઈ તેમ તેના કાકા વગેરે બેઠા હતા. તે વિચાર કરવા લાગ્યા કે આ શું ? પેલાં ઘેટાંબકરાં લઈ જાય છે તેની પાછળ જવાની તૈયારી કરે છે એવું લાગે છે.

એમ જાણી તેના મોટાભાઈ વાજસુરભાઈએ તેમ જબરાભાઈએ કહ્યું કે, અમે તારી સાથે આવીએ ત્યારે જીણાભાઈએ કહ્યું કે વાજસુર-ભાઈ તમારે કંઈ આવવાની જરૂર નથી.

ત્યારે તેના ભાઈ વાજસુરે ઊંચા સાદે કીધું કે, જીણા માથું જાયતો પરવા નહીં. નાક ન જવા દેતો. કારણ કે આ માણસો સત્તાના મદમાં અને જુવાનીના જોરમાં, વળી હથિયારધારી હેવાથી એ તને એકલો જોઈ બંને પોલીસ અસવારો જરૂર તારા સામા થશે અને કજિયો થવાનો. પણ જો પાછી પાની ન કરતો.

વડીલોની ખાંભીઓ ખળભળી ઊઠશે અને પટાધર તણા પાળિયા ધ્રુજી જશે.

એ બોલ્યો કે, ભાઈ, હું ઈશ્વર પર અડગ શ્રદ્ધા રાખનાર, મારી જાતને હું એકલો માનતો નથી. મને એકલાપણું લાગતું નથી. મને સ્વામિ-નારાયણ ભગવાન ઊપર તેમ કૃષ્ણ ભગવાન ઉપર અડગ શ્રધ્ધા છે. એટલું બોલી ઘોડા ઉપર રાંગ વાળી.

**આશક નટ સાધુ સતી શૂરા સહેગો શેલ,**
**અરાપરી કી બાત નહીં વો ખરાખરી કા ખેલ.**

ઘોડાની લગામ ખેંચી. ઘોડો બગીચા બહાર ઉતાવળો નીકળી ગયો અને ભેરાઈની કેડીએ પોતાના માલિકને પીઠ પર લઈ ભાથેથી તીર જાય એમ એકદમ ઘોડો ને અસવાર જાય છે. આ બંને પોલીસ ઘોડે-સવારો ધીરેધીરે નિર્ભયતાથી વાતો કરતા જાય છે ત્યાં આ જીણા વાઘનો ઘોડો ભેરાઈના કેડે વચમાં આવતું ઘોઘમનું નેરુ છે તેનો કાંઠો ચઢયો ત્યાં તો જીણા વાઘની નજરે આ બંને ઘોડેસવારો ચઢયા એથી જીણે પોતાના ઘોડાને ઠેબાવ્યો અને પાછળ કર્યો. ઘોડેસવારો જીણા વાઘથી નાડાકવા છેટા

રહ્યા ત્યાં હાકોટો કર્યો. ખબરદાર, જો આગળ પગલું વધ્યા છો. તો એમ કહેતાં તલવાર મ્યાનથી બહાર ખેંચી, કારણ કે પોતે જાણતો હતો કે હું એકલો છું, એ બે જણા છે અને એમની પાસે હથિયારો છે, એથી જરૂર મારા સામે થવાના. પણ કાં તો હું નથી કાં તો એ નથી એમ જાણી ગાળાશય તલવાર કરેલ.

પરંતુ ઈશ્વરની કૃપાથી બંને જણા ધરબાઈ ગયા. જીણા વાઘના હાથમાં તવવાર છે. તલવારનુ તેજ સૂર્યને સંદેશા આપી રહ્યું છે અને જેમ વીજળી ચમકી રહી હોય એમ તલવાર સૂર્યના તેજથી ચમકી રહી છે.

ક્રોધથી ભરેલો હાકોટો સાંભળતાં બંને ઘોડેસવારો ત્યાં ને ત્યાં "ઓડિયા જાણ મેદાન ખીલા" એમ ત્યાં ને ત્યાં જ ઊભા રહી ગયા. ઢીલા પડવાથી બેયના ખોળામાંથી ઘેટાંબકરાં નીચે પડયાં.

(દોહા)

હાકોટે હાંજા ગડે ને દેખાય જમનાં દ્વાર,
ઝાંખો થયો જમાદાર જોઈને તુંને જીણીયા.
રણથંભર જુ અડગ રીયોડગીયો નહીં દહીંવાણુ,
પરમારથ કાજ પ્રજરાણુ ધખીયો રામપરા ધણી.

જેમ ગિરના જંગલની ઘરડી ભેંસનો પોદળો નીચે પડે એ પ્રમાણે બાંધેલ ઘેટાં હેઠાં પડેલ, કારણ કે તેના પગ બાંધેલ હતા. અને પડયા ત્યાં ને ત્યાં પડયા રહ્યા, ઊઠી શકયા નહીં. જીણો વાઘ ઘોડેથી નીચે ઊતરીને બેય અબોલ બચ્ચાંને પોતાની બગલમાં લે છે અને ઘોડેસવારોને કહેવા લાગ્યો કે, હંમેશાં રબારી-ભરવાડોને બીક બતાવીને રામપરાની સીમમાંથી ઘેટાંબકરાંઓને લઈ જાવ છો, એથી શું તમે બોડી બામણીનું ખેતર જાણ્યું અને શું બધાયને હીજડા જાણો છો ?

ત્યારે પોલીસપાર્ટીના ઘોડેસવારો બોલ્યા : ના ભાઈ, આ તો લખમણ-ભાઈએ કીધું એટલા માટે લીધા છે. પરાણે નથી લીધા. ત્યારે જીણા વાઘે

કહ્યું કે, હા, એ ખરું. આ રામપરા તેમ કોવાયા વગેરે ગામોની જમીન તમારા બાપદાદાની હોય તેથી તે જમીનમાં આ લખમણનાં ઘેટાંબકરાં ચરે એ તમારા ઉપકારના બદલામાં તમને કાયમ માટે બીજે–ત્રીજે દિવસે ઘેટાંબકરાં કાપી ખાવા માટે આપે? ત્યારે પોલીસો કહે છે, ના ભાઈ, એવું તો કાંઈ છે નહીં. ત્યારે આહીર જીણા વાઘે કીધું કે, તમે હવે સાજેસીંગે ભેરાઈ થાણાભેગા થઈ જાવ, નહીં તો સારા વાટ નથી. આ તરવારની ધારથી ધડ ઉપરથી માથું – જેમ ચાકડા ઉપરથી કુંભાર પીંડો લઈ લે એમ લઈ લઈશ. ઘોડેસવારો સમજી ગયા ને રવાના થયા. જાન બચી તો લાખો પાયે.

(દોહા)

હથ તારે હાદલસતણુ દત્ત ક્ષત્રીવટ દોઈ,
(પણ) કરમીવટ અંગ કોઈ જોઈ તો અંગ જીણીયા.
જશ લીયણુ ઝાંપોદરો નજભલ નાઘેરો નાથ,
જીણા જબર હાથ કે હૈયું જબર હાદાઉત.
સુકવિ ને દુશ્મન સમી મીઠું તોં મંડાય,
(તાંતો) જીવ ને દાળદર જાય જોતાં તુંને જીણીયા.

ઘોડેસવારો ભેરાઈ તરફ રવાના થયા અને જીણો વાઘ આ બંને ઘેટાંબકરાંનાં બચ્ચાંને બે હાથની લઈ બગલમાં અને એક રાફડા પાસે આવી, ઘોડા ઉપર રાંગ વાળી, ઘોડો પણ પોતાના માલિકની નાડી પારખે એવો, એકદમ રામપરા રામજી બાગમાં આવ્યો. ડાયરો બેઠો છે એ જગ્યાએ આવી, આ બંને બચ્ચાંને મહાત્મા રામદાસજી પાસે જીવતાં છૂટાં મૂકી દીધાં. એના પગ બાંધેલા હતા તે છોડી દીધા. અને તે કૂદતાં તેની જોક તરફ દોડી ગયાં. ડાયરો ખુશી થયો.

(કવિત છપ્પય)

અભયં વીર ઓનાડ ધીંગાણે ધન્ધમસાડે,
ક્રોધી ભડા કમાડ પ્રાછટે અરિયાં પાડે,
ભડા જોધ ભારાથ હટે નહીં કદી હઠાળો,
ભાળ્યો મહાભુજાળ પટાધર સિંહ પહોચાળો.
આહીરાનાથ અણનમ અડગ બળ પણ કરે સામો બકી,
હાદાનંદ જીણો જરા ડરે કેમ દુશ્મન થકી.

(ગીત)

સત્ય તો ગયું નથી મલકથી સમૂળું,
મલક જો સત્યને હજી માને,
આબરૂ રાખવા જુવોને અટંકા,
કરમોત્રટ ધરે છે વાત કાને. ૧

સૂર્ય ઊગે છે જુઓને સમયસર
સિંહ ભડ હાલતા જુઓ ચીલે,
અટંકી આહીરા નાથજો અટાણે
જબર ભડ વેણ તો એહ ઝીલે. ૨

સાગરે લોઢ આવે ભલે ચોગણા
મેલે નહીં સમંદર તોય માઝા,
હોય નહીં ગુનકા સતીની હારમાં
રાંકને ગણેવો કમ રાજા. ૩

ગીદડ ન થાયે સિંહના ગોઠિયા
સૂરજ પણ વાદળે ન રે છાનો,
એરુ દૂધ પીવાડયે ન થાયે આપણો
પાગેને ચઢે નહીં કદી પાનો. ૪
કૃપણના ભાગ્યમાં ન હોયે કીરતી
રીત દાતારની કશી રાખે,
ખમીર જ હોય નહીં અંગમાં ખદડને
નીલજો હાથ શું મૂછ નાખે. ૫
ફાતડા શું કરે રહીને ફોજમાં
હરેરી પવાડે જાય હારી,
ભારથે તાળોટા કરીને ભાગતા
મોત વીણુ નખાવે એહ મારી. ૬
હોય જ્યાં સમાજે શાખ હલકાઈની
સત્યનો જેહમાં નોય છાંટો,
વેશ્યાને આબરૂ હોય નહીં વશવમાં
કાયરને ચઢે નહીં યુદ્ધ કાંટો. ૭
પાણેયા હોય નહીં કોઈના પંચમાં
મૂરખના ભરાય નહીં કાંઈ મેળા,
તરકને આંગણે હોય નહીં તુલસી
બ્રામણો સુંનતમાં નોય ભેળા. ૮

ફૂતરા તણો સંઘ ન જાયે કાશીએ
વેદિયા ચડે નહિ કોઈ વારે. ૯

દૂધના ભરે જો બાકરી દેગડા
તો ધજડબંધ કુંઢીયું કોણ ધારે. ૧૦

નવડ ભડ દેખીયો આહીરા નાથને
કરમિયા પાટ આધાટ કેવો. ૧૧

વિજાણંદ હરો જુવોની વહવપર
જબરભડ અખા રાઠોડ જેવો. ૧૨

કડીબંધ આહીરાજામની કીર્તિ
ભવણુસર જીણીયા તણી ભાખે. ૧૩

ચાર જુગ રાખવા નામ હાદા સતણુ
નવડભડ મૂછ પર હાથ નાખે. ૧૪

ત્યાર પછી તો દિનપ્રતિદિન મહાત્માના આશીર્વાદથી તેની ઉદારતા અને વીરતા વધતી ગઈ, તેમ રોટલો પણ આવ્યા–ગયાને ઉદાર દિલથી આપવા લાગ્યો. ત્યાર પછી રામપરે આ ઘેટાંબકરાં બચાવી એવાં બહાદુરીનાં ઘણાં કામો કરેલ અને વિજય મેળવેલ. અહીંનીચે મુજબ શિવાજી બાવલીમાંથી શિવાજીનું કવિત :

(કવિત)

ઔરંગ અડાના શૂરકી ન માનઆની,
જબર જુરાના ભયો જાલીમ જમાને કો,
દેવ દીગાના રાવરાના મુરજાના અરૂ,

ધર્મ કહાના અરૂમાનમીટાના પુરાનાકો,
કીઆ ધમસાના શિવાતે મુગલાના કો,
મસાનાભયો જપત જહાના જસ બિરદ લખાનાકો.

(ગીત)

સપાખરું

મૃદ દીઠો મેં અટંકો આજ પ્રથમી કા પીઠ માથે
જીતણો પવાડા જીણો મહાકાળજાળ,
અરિયાં કા જૂથ માથે જેમ ગ્રડ પંખ આવે
ભજાળો પંજાળો વંકો ભારથે ભોપાળ. ૧

શાદુળો સોહડા ભડા અભંગ ધણેણે શૂરો
રણધીરો મામલામા મસાડે ધુફાણ,
ટપોરામા પ્રલે કાળ મહીયુંને નાખે તોડી
પછાડે થાપમાં કાઢે અરંદા કા પ્રાણ. ૨

જંગમાં ત્રાટકે ત્યાં તો શિવકી સમાધી જાગે
ઘોમ છક લાગે ભડાં મચાડે ધ્રુંફાણ
જોરાણ દાઢાળો કચ્ચરઘાણ કરી ફાકી જાવે
ખાવે મેંગળાનાં માંસ મચાવે ખીચાણ. ૩

અખાડે અજીત આજ રામપરા ધણી એવા
વજ છાતીવાળા કેવા કરાફાતી વીર,

પાંથવા પોતાના જીણો હાદાણી સદાય પાળે
નાહોરે ચઢાવ્યું નભે મર્દાનીનું નીર. ૪

---

(અન્ય ભાયાતોના દોહા)
જીણા રામસી રામપરાવાળાના

દોહા

જોવાય હાદાણી જગતમાં સારું મુરત સદાય,
કજિયા તણા કયાંયજાણ્યા નથી કદી જીણીયા. ૧
પયાં અને પાંથુ તણી નજ ભલ તિથિ નોય,
દાતા ને શૂરા દોય જુએ ન વાટું જીણીયા. ૨
ઝાકળના જેરાં થકી ધરા ઊગે જો ધાન,
મેહનાં ન હોત માન જગમાં કદીએ જીણીયા. ૩
મુરખ મનમેળે કદી ડાયા દિલથી થાય,
(પણ) ડાયપ નવ દેખાય જગને કેદી જીણીયા. ૪
કરમી તું કાળુ સતણુ મોજીલો મહેરાણ,
જાયો તું ઝાંપોદરા દીવો કુળ દહીવાણ. ૫
કિરતી ભડ કાળુ તણાં જગે ન જૂની થાય,
જસ લેવા ઝાંપોદરા મૂછે હાથ મંડાય. ૬
પૂજે છે પથરા સહુ દેવ મંદિરને દ્વાર,
એક દી પણ આવકાર જરી ન આપે જીણીયા. ૭

---

### જબરાભાઈના

દોહા

જબર નામ કામા જબર, જબર દિલડું જોઈ,
કરમે જબરો કોઈ, ધરા પર રામપરા ધણી.

---

### લખમણભાઈના તથા ભાઈ કુમારના

દોહા

કુમાર પરણાવી કરી, લીધી અધકી લાણ,
પાંથુ ને પ્રજરાણ, લ્હાવ લૂંટાવ્યો લખમણા.
કોડે બંધવ કુમારના, વીવા કર્યા વધજાણ,
મદછક છલ્યો મહેરાણ હાદાહર મોટે હથે.

---

### સામતભાઈ લાખણોતરાના

દોહા

વિવેક સારપ પોત.વડું, ભલપણ અંગ ભળાય,
કરમીપણું કળાય સાચું તોંમાં સામતા.
અરજણ સતણ આહીર, વટ નિભાવણ વીર,
ખરું અંગ ખમીર, શોભે તુમાં સામતા.

---

# સોરઠિયો આહીર લોમો વાઘ

## (રામપરા કોવાયા) બાબરિયાવાડ

રામપરા ગામ ઉપર જ્યારે શેલણાં ભમોદરાવાળા પીઠા ખુમાણનું પાળ આવ્યું અને રામપરા ગામનું ગોધણ વાળ્યું, એ વખતે રામપરા ગામના જોરદાર આહીર વીસો વાઘ અને લોમો વાઘ એ બન્ને લોંઠકા જુવાન બહારગામ ગયેલા.

આવા મુખ્ય માણસોની ગેરહાજરી હોઈ ગામના અન્ય આહીરો અને ગામ લોકો વેરણછેરણ થઈ ઘરમાં આડાઅવળા છુપાઈ ગયા, કેમ કે પીઠા ખુમાણનો મુકાબલો કરવો એ નાનીસૂની વાત ન હતી. પીઠો ખુમાણ તો ધણ હાંકીને રવાના થઈ ગયો.

જ્યારે ગામ ઉપર કોઈ આફતના ઓળા ઊતર્યા હોય અને કોઈ રીત લોંઠકાઈ બતાવવાનો માર્ગ ન રહ્યો હોય, ત્યારે આજુબાજુમાં આ વિકટ પરિસ્થિતિની જાણ કરવા માટે ગામ વચ્ચે આવેલ શેખાલા પીરની દરગાહ છે તેના ઉપર કાળો ધ્વજા ચડાવવામાં આવતો કે જેથી અન્ય ગામડાંઓને તે બાબતની ખબર પડે.

અજાણ્યા આદમીઓથી ગાયો હાંફળીફાંફળી થઈ આડાઅવળી ભડકીને ભાગવાનો પ્રયાસ કરે છે. પરંતુ ચારે બાજુ પાળના માણસોએ બરાબર વચ્ચે લીધેલ તેથી ભુરાયા થયેલ ઢોરોને ભાંભરડા દઈ પરાણે પાછા ભેગા થવાની ફરજ પડતી. આ ગોધણમાં એક ગંગારામ નામે સાંઢ હતો.

એ સાંઢ આખા ધણનું રૂપ ગણાતો, પરંતુ આજ એ પણ લાચાર બની ગયો હતો. પીઠા ખુમાણનું પાળ ધાર્યું નિશાન પાડયું છે એ પોરસમાં ફૂલી રહ્યા છે. આકડે મધ અને માખી વિનાનું, આવો મોકો તો પ્રભુ

પાધરો હોય એને જ મળે. કોઈ ને સોર્હવઢ દાગ થયા વિના વિજય મેળવ્યો એ ઓછા આનંદની વાત નથી. ગામથી ઉગમણી દિશાએ જેગો પાલનો ઢોરો કહેવાય છે ત્યાં હજુ પાળ પહોંચ્યું છે. ગોવાળ બિચારો લાકડી ભરો ગામમાં આવ્યો.

એક બાજુ ભેરાઈનો ખારો અને એક બાજુ દેવલા પરનો પાટ અને દક્ષિણ દિશાએ દરિયો ઘુઘવાટા કરે છે. ચારે તરફ પાણી પાણી જ છે. હવે આ ધણને કઈ રીતે ધોળવું એ સમસ્યા ઊભી થઈ. પાછા રામપરા ગામના પાધરમાં આવે તો જ નીકળી શકાય. બીજો કોઈ માર્ગ રહ્યો નથી. પીઠો ખુમાણ અને તેના પાળના માણસો મોટી મૂંઝવણમાં મુકાઈ ગયા. જે ગામનું ધણ વાળ્યું અને ફરી વાર તે ગામના પાધરમાં જઈ હેમખેમ નીકળવું – એ તો જીવસટોસટની વાત હતી. વેર તો બંધાઈ ચૂક્યું છે, પછી સાજી આખડીયે શેં જવા દીએ ?

પ્રભુને વાત રાખવી છે તે બીજી બાજુથી વીસો વાઘ અને લોમો વાઘ જે બહારગામ ગયેલા તે ઘેર આવ્યા. તેમનાં માતુશ્રી સુમલઆઈએ આ બન્ને દીકરાને બનેલ ઘટનાની વિગતવાર વાત કરી.

મારા પેટ, આપણા યદુવંશી આહીરોની આબરૂ માથે હાથ નાખીને કાઠીનું પાળ ગામનું ધણ વાળી ગયું. આ આપણા જીવતરને ધિક્કાર છે. તમે મારા બેય સાવજ હાજર નહીં એટલે આવી નવાઈ બને, નહીંતર તો કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે કે આવી આળ કરે ?

વીસા અને લોમાનાં રૂંવાડાં ઠરડાઈ ગયાં. આંખ લાલ ત્રાંબાવરણી બની. માર્યા મૂવાના રાસ એવા આ બન્ને શૂરાઓનું માથું ભમવા લાગ્યું.

ગામના ગોવાળ ને હાકલ કરી કે, ચડ સવાઈ પીરના કોઠા ઉપર અને કર વાંભ. ગોવાળની વાંભ સાંભળતાં જ ગંગારામ ખૂંટે પૂંછનો ઝંડો માથે લઈ, ગામ ભણી દીધી દોટ, એની પાછળ ગાયુનું ટોળું પણ ભાગ્યું. કેમ કે એ એક જ રસ્તો હોવાથી ચડી ગઈ ગામ કેડે.

ગામ દેવકાનો પાલો વાવડિયો બેચાર દિવસથી રામપરા મહેમાન બનેલો. અહીં દેવકામાં પાલા વાવડિયાનાં માતુશ્રીને કોઈએ વાવડ દીધેલા કે, પીઠા ખુમાણનું પાળ રામપરા ઉપર ત્રાટકવાનું છે. પાલો રામપરા મહેમાન છે અને જો ત્યાં હશે તો ધીંગાણામાં ખપી જશે, માટે તેને કાંઈ બહાનું કરી ઘેર બોલાવી લેવો એવો મનસૂબો કર્યો.

ગામના ગોરને તૈયાર કરી, પોતે બીમાર પડી ગયાં છે એવો સંદેશો તેની સાથે મોકલ્યો અને ઘડીનો ખોટીપો કર્યા વિના ઘેર તેડાવ્યો છે.

ગોરે રામપરા આવી પાલા વાવડિયાને, તેમનાં માતુશ્રી ભયંકર બીમારીમાં પટકાઈ પડયાં છે અને હાલ ને હાલ ઘેર બોલાવ્યા છે એવા સમાચાર આપ્યા.

પાલો વાવડિયો વિચાર કરે છે કે, હું ઘેરથી નીકળ્યો ત્યારે કાંઈ નોતું અને ઓચિંતા શું બીમારી આવી પડી ? ગામ લોકોએ કહ્યું કે, ભાઈ, શરીર છે તેમાં કયારે શું તકલીફ આવી પડે તે કેમ કહેવાય ? માટે તમો જરા પણ ઢીલ કર્યા વિના આ આવેલ ગોર સાથે રવાના થાઓ.

પાલો વાવડિયો ઘોડે સામાન માંડી સ્વાર થઈને રવાના થયા. બરાબર ભેરાઈની બજારમાં પહોંચ્યા ત્યાં સામેથી લવીંગ જમાદારનો ભેટો થયો. જમાદારે પાલા વાવડિયાને ઊંચો હાથ કરી રામ રામ કર્યા. પોતે ચાલુ રસ્તે રામ રામ ઝીલ્યા પણ ઊભો ન રહ્યો.

ત્યારે લવીંગ જમાદારે મહર કર્યો કે, કાં પાલા વાવડિયા, આવડી શી ઉતાવળ છે કે વાત કરવાનુંય વેળુ નથી ?

પાલાએ જવાબ આપ્યો કે, જમાદાર, મારા ઘેરથી ગોર ખાસ તેડવા આવ્યા છે. ઘેર મારાં માતુશ્રી બહુ જ બીમાર પડી ગયાં છે, તેથી જરા ઉતાવળ હોવાથી ખોટી થવાય તેવું નથી.

લવીંગ જમાદારે ટકોર કરી કે, હા ભઈ હા, હવે તો નહીં હોય એનેય બીમારી આવશે.

પાલા વાવડિયાએ ઘોડું થંભાવ્યું અને કહ્યું કે, જમાદાર, આમ કેમ દાઢમાંથી બોલવું પડે છે ?

જમાદાર કહે, કે ભાઈ પાલા, તમો કાંઈ જાણો છો ? આજ ગામ રામપરા ઉપર પીઠા ખુમાણનું પાળ આવવાનું છે. તમો રામપરાથી ભળકડે નીકળી ગયા એટલે ખબર નહીં હોય. તમારાં માતુશ્રી બીમાર પડી ગયાં એ પણ ખરું હશે, છતાં તમારા માટે માણસો કેવી વાતો કરશે એનો ખ્યાલ છે ?

પાલા વાવડિયાને જીવતર વહાલું હતું એટલે જીવ લઈને ભાગી ગયો આ કાળી ટીલી જિંદગીભર નહી ઊખડે, સમજ્યો પાલા ?

જમાદારની વાત સાંભળતાં પાલાની બરાંસ બદલી ગઈ. આખા અંગમાં ક્રોધ વ્યાપી ગયો.

તેડવા આવેલા ગોરને કહ્યું કે, મહારાજ, તમો થઈ જાઓ ગામ ભેગા, મારી મા મારું મોત બગાડવા ઊભી થઈ.

મારી મા કાલ મરતાં આજ ભલે મરે, પણ પાલો વાવડિયો પાછો પગ ભરે તો તો મોરલીધર લાજે, એટલું કહી પાલો ત્યાંથી જ પાછો ફર્યો.

જ્યાં રામપરા આવ્યો ત્યાં ગામના ગોંદરા પાસે જ પીઠા ખુમાણના પાળ સાથે ભેટો થયો અને ગામમાંથી વીસો વાઘ અને લોમો વાઘ તથા કુમરો વાઘ તથા ખીમો વાઘ અને રાઘો વાઘ તથા ઠેબો વાઘ વગેરે આહીરો ધીંગાણા માટે સામા ધસ્યા.

(દોહો)

ને કેહર તળપે નહીં, જંગળ માથે જેહ,
મેંગળને માથે, ઠાળજ માંડે ઠેબડો.
અહાસુર ઉગાસમે કટક ત્યાં આવીયો,
ભાળીયો દેશને રામપર ભાળિયો.
ભલા લોમો કહે થાય તે ભેળીઆ,
વિસળા બંધવને મોર્ય વળાવીયો.

(ગીત)

ખગાં ખેલમાં કીજીએ હુકમે ખધારા,
મામલો મેળીયો ત્રણે માટી,
ધણેણે નગારાં ધણુંકી છે ધરા,
ખેદ કર ખુમો શું જાય ખાટી. ૧

ધણેણી ઊઠીયો સિંહ રામપરા ધણી,
કરી કોઈ ઝાટકે કેર કાણી,
અદેપર જોધપર વાત કેતા અતો,
તેગ કોઈ રાઘડે ભલી તાણી. ૨

ઢૂંઢસામા તણા બજારે ઢાળીયાં,
દોખીયા તણે ધર પડે ડાળી,
આંબીએ રાઘડો કટક ઊભે નહીં,
કટકમાં પડે છે બૂમ કાળી. ૩

(દોહા)

મઠણ સંગ જેમ આપ્યું મરદ માથું ભડમેણુ,
અફસર ને કાજ આધાર રાવત દીધુ રાઘડા,
ઈશ્વરને આપ્યું નહીં કંઠમાળા કરવા,
માથું મહીખાળા રેજો ધરિયું રાઘડા,
મેહડિયું દેતો મરદ, વડ હથ ભજીયે વાઘ,
ખાંભે તહાળે ખાગ, ગણુવી સાચી ગોદ્દાઉત.

મૈયા ભાંગેવા મંડળ સાખટ તણો સમાઢ,
ઉનાળે અષાઢ તુંગડગડિયો ગોદ્દાઉત.

(૧) વાજસુર દેવદાસ, (૨) ભગવાન વાલેરા, (૩) માધા વાઘા (૪) જીણા રામ, (૫) મેરામણ ખીમા વગેરેના વડવાઓનું ઉપર મુજબ ગીત છે.

સેના ગોળી તણા ધમેડા સામવા,
વાઘ પાછા ભરે પગ કેમ વામવા,
ચોંપ કર હાદ્દાઉત ઊઠીયા સામવા,
ખાગ અહરેણરી ન રહે ખામવા,
ગામડે ગામડે ઢોલ વહરાં ગડે,
સાસરે વઢેવા કવણ આગળ ચડે,
કેરાળીયા મામલે ન થ્યા કદિ કડે,
પંજો કુંભા થળે જેમ સાવજ પડે.

(દોહા)

તળ પલટે રામપરા તણું, પાછા ભરે ન પાગ,
રાવત બે ટોડે રહ્યા, વીસો ને લોમો વાઘ,
ડેલા દેહોતો તણાં, વળી પુછાયે વાઘ,
લોમો પાખર લાખ, હે કોઈ કટેકે હાદ્દાઉત.

રામપરાને ગોંદરે આહીરો અને કાઠીઓ વચ્ચે ખૂનખાર ધીંગાણું મચ્યું. તેમાં પાલો વાવડિયો કામ આવી ગયો અને રાઘો વાઘ આવી ચડયો અને ધીંગાણું મચ્યું. કાઠીઓનું પાળ રણવિખણ થઈ ભાગી છૂટયું, અને ભેરાઈ ઉપર વળામણ કરી.

ભેરાઈમાં લવીંગ જમાદાર અને તેના બીજા કુટુંબીઓ જે જાખરા શાખના મુસલમાનો હતા તે પૂરી તૈયારીમાં હતા અને ભેરાઈના આહીર દાયરો, જોદ્દો, રામ તથા અન્ય શૂરાઓ પણ શસ્ત્રસજ્જ હતા.

બીજી તરફ રામપરાના શૂરા આહીરોએ કાઠીના પાળનો પીછો પકડયો.

કાઠીનું પાળ ભેરાઈના આહીરો અને મુસલમાનોના કટકની સન્મુખે ગયા ત્યાં પાછળથી રામપરાના ખીમો વાઘ તથા ઘુમરો વાઘ, વીસો વાઘ અને લોમો વાઘ તથા તેમના સાથીદારોએ પાછળથી ભીંસ કરી.

કાઠીનું પાળ બન્ને તરફથી વચ્ચે ભેરાય ગયું અને પછી ધિંગાણું મચ્યું. પાળ ભાગ્યું

જોધા રામને પગમાં બંદૂકની ગોળી વાગતાં તે જોખમાણો, મુસલમાનોએ પૂરેપૂરો સામનો કરી શત્રુઓને હંફાવ્યા અને તેણે દાતરડીનો માર્ગ લીધો.

(દોહો)

ખીમો ભાગ્યે ખોટ, બેસે કળ બાધા તણે,
કણહણ થાયે કોટ, ટોડે રામ પરા તણે.

ભાગતા કાઠી પાળની પાછળ ઘુમરો વાઘ ઝનૂને ચડીને પગલે પગલું દબાવ્યે જાય છે પાળના કોઈ માણસે પાછળ જોયું તો આ એક જ આદમી ને આવતો જોયો અને તે તકનો લાભ લઈ તેના પર તૂટી પડ્યા. ભેરાઈના આહીરો તેમ રામપરાના આહીરો અને જાખર અટકના મુસલમાનોએ તપાસ કરી તો તેને જાણવામાં આવ્યું કે ઘુમરો વાઘ દેખાતો નથી.

(દોહો)

આમદ મામદ આટકયા ધર ઉપર રણધીંગ,
જાડે કટકે જાંખરો લાકડ થયો લવીંગ.

આ ધીંગાણામાં આમદ અને મામદ પણ પાળ સાથે આટકયા હતા. જાખરાનું જાડું કટકે પોતાનું વીરત્વ બતાવી જાણ્યું

લવીંગ જમાદાર એ જ કુળનો હતો. કવિ કહે લવીંગ એટલે એક નાનામાં નાની ચીજ. પણ હે જમાદાર, તું તો મોભના લાકડા જેવો વિરાટ બન્યો.

હુમરો વાઘ એની વીરતાની ધુનમાં પાછળ પડેલો. ભેરાઈથી એક માઈલ છેટે જ્યાં ખારવા નામનું નેરુ આવે છે, જ્યાં દરિયાની વેળ્યનું પાણી ભરાય છે ત્યાં સુધી હુમરો પહોંચ્યો છે. એકલો છે એમ જાણી.

(ગીત)

અસો ખેલ માંડયો જેદી રામપર આકરો,
 ખેસવણ વેરીયા કમણ ખેરૂ
કેદિએ હાકલ્યો ન થાય કેરાળીઓ,
 ભાગતા ભડારો એમ ભેરૂ.
મામલો મેળીયો કહે બાધો મલક,
 આવતલબીયો કોણ કાંધ આડે,
અમરીયા તણો એક કહા ઉદમાદિયલ,
 ખરેરે અગનરી ઝાળ ખાંડે.
સાચરા હાલતલ સદા અણીએ ચડે,
 ભાંખીયો ખારવે ધાંય ભળીયો,
સામતાંહરો એક બાકીયા ચુકવણ,
 હુમરો વાઘ ગરમેર ઢળીયો.

પાળવાળાએ હુમરા પર ઘાની ઝડી વરસાવી. હુમરો કામ આવ્યો. અને બીજો દાયરો ભેરાઈમાં રોકાઈ ગયો છે. તેમણે એવું નક્કી કર્યું કે હુમરો રામપરે જતો રહ્યો હશે.

## સોરઠીયા આહીર સુમરાભાઈ વાજસૂરભાઈ

(ગામ) રામપરા (હાલ વાંગધરા)



(દોહા) કુળ તારે કરમી થયા વીસાને લોમો વાઘ,
સુમરા તું સોભાગ વડો રાખણ વાસાઉત. (૧)
મન મોટુ દિલ ઉજળુ ભીતર રૂડા ભાવ,
દિલ સુમરિયા દરિયાવ વહ વ પર જોયું વાસાઉત, (૨)
સારપ લેવા સુમરિયા તારા મૂંછે હાથ મંડાય.
માહાના માથા માય વજો ત્રાટકે વાસાઉત. (૩)
(કવિકાનુ)

પીઠા ખુમાણનું પાળ ભેરાઈ અને કડિયાળી વચ્ચે ગોરડના ઝાડની કાંટ આવે છે. અને જ્યાં સાકરિયો કૂવો છે ત્યાં થાક ખાવા ઊતર્યું અને કાવા-કસુંબા કરે છે તે દરમ્યાન દાતરડીવાળા સામત લાખણોતરાને આગલે દિવસે દાતરડીના નગરશેઠ હરજીવનદાસે વાત કરેલ કે રામપરા ઉપર પીઠા ખુમાણનું પાળ ખાબકવાનું છે.

તો તમારે રોટલાની લાદી ઘોડા ઉપર નાખી ત્યાં પહોંચવું પડે કેમ કે ધીંગાણામાં તે ગામના દરેક ભાઈઓ-બાઈઓ ઊતરશે તો તેને ખાવા-પીવાનું શું થશે ! કેમ કે કોઈ પણ ભોગે તે ગાયોને વાળવા નહીં દીએ. એ અટંકા આહીરો માથાના હોમ કરશે પણ નાક નહીં જવા દીએ.

સામત લાખણોતરો ગામમાં ઢંઢેરો પીટાવી દરેક ઘેરથી રોટલા ઘડાવી તૈયાર કરાવે છે, અને ઘોડા પર રોટલાની લાદી નાખી હાલી નીકળ્યો રસ્તામાં પીપાવાવ ધામે આવ્યો ત્યાં ભગવાન રણછોડરાયના દર્શન કરવા થોડીવાર ઉતર્યો અને દર્શન કરી અને તરતજ ભેરાઈ ને માર્ગે ઘોડીને મારી મુકી.



તેની પાસે હથીયારમાં સાંગ તલવાર અને ઢાલ એટલાવાનાં હતા રસ્તે ચાલતાં રામઆહીરોનાં કુળદેવી બલાળદેવીનું જ્યાં સ્થાનક છે. ત્યાં સુધી સમુદ્રની વેળનું પાણી આવે છે.

પરંતુ વેળ ઉતરી જતાં તે રસ્તો ચોકખો થઈ જાય છે. તે મારગે ઘોડી મારમાર કરતી વહેતી આવે છે.

જાણુભેદુ કોઈ સામત લાખણોતરાને આવતો જોઈ ગયો. અને પુછ્યું કે કેમ ગઢવા ક્યાં સુધી !

સામત બોલ્યો કે હું ગઢવી નથી પણ આહીર છું ત્યારે સામા માણસે કહ્યું કે તે હું જાણું છું.

સામત કહે તો શા માટે મને ગઢવી કહેવો પડ્યો. સામત એની

પાછળનું એ કારણ છે કે અહીંજ પીઠા પ્રમાણનું પાળ પડ્યું છે. તે દાતરડી ઉપર જ આવવા નીકળ્યો છે. તો હાથે કરી તેની સન્મુખ જવું તે ઠીક નહીં.

તમે અહીંથીજ પાછા વાળી જાઓ એટલા માટે મારે આ પ્રયોગ કરવો પડયો છે.

સામત બોલ્યો કે મોત કોઇને મેલતું નથી પાંચમ માંડી હશે તો છઠ્ઠ કોણ કરવાનું છે.

(દોહો)

હું સામત પાછો હટું, તો કળને લાજે કોમ
માતાપખ અને ગોહો મરદ ભાગ્યે લાજે ભોમ

આટલું કહી સામત લાખણોતરો દુશ્મનના પાળ સામે આવી ઉભો રહ્યો.

પાળના માણસોએ પડકાર્યો કે કોણ ! સામત બોલ્યો કે જેને ત્યાં તમે જવાના છો એજ હું લાખણોતરો

આટલું સાંભળતાં પીઠો ખુમાણ ઉભો થઈ ગયો. પાળના માણસો સામતને એકલો જાણી તેના પર હુમલો કરવો તૈયાર થયા. ત્યારે પીઠા ખુમાણે તેને વાર્યા કે ખબરદાર ધીરજ રાખો.

સામત બોલ્યો કે ભાઈ પીઠા હું એકલો છું તો મારી સામે એક એક આદમીને મોકલો તો મર્દાઈનું માપ નીકળે.

પીઠો પ્રમાણ કબુલ થયો. સામતે ઘોડીની ડોકે સરક વીંટી અને છુટી કરી દીધી જમીન પર પછેડી પાથરીને પડકારો કર્યો કે હવે એક એક આવો.

પાછળ ટીંગાતી ઢાલ છાતી ઉપર લઈ લીધી અને એક હાથમાં સાંગ અને એક હાથમાં તલવાર ગાળાશય કરી ઉભો રહ્યો.

જેમ જેમ માણસો આવતા જાય છે તેમ તેમ એકને સાંગથી અને બીજાને તલવારથી એમ એક સાથે બબ્બે લોહ્યું ઢાળવા માંડયો.

કાઠીઓ પણ પાછા પગ ભરે એવા ન હતા. અનુક્રમ પ્રમાણે બબ્બે શુરાઓ સામે આવવા માંડયા એમ અઢાર કાઠીઓને એકલે હાથે સામત લાખણોતરે ઢાળ્યા.

(દોહો)

વિસોળે વિજળ તણે, વન હલીયાં વહળોય
(પણ) ડુંગર ડગીયાનોય તોં સારીખા સામતા

સંગ્રામમાં છેવટે કાઠીઓના પાળમાંથી છુટેલી બંદુકની ગોળી સામતની છાતીમાં લાગતાં તે જોખમાય ગયો.

પીઠા ખુમાણે માણસોને ઠપકો આપ્યો કે ગજબ કર્યો આવા જવામર્દને આમ ખુટલ હથીયારથી નોતો હણવો.
આવો પુરૂષજો આપણી પાસે હોય તો. મલક કડે કરી શકાય.

(દોહો)

કટકને પારોઠું કર્યું, તેં એકલે અસે
વખાણ્યું વેરીએ, શુરાતન તું સામતા

પીઠા ખુમાણે સામતના શબને અનેક ધન્યવાદ સાથે શાબાશી પાઠવી અને પોતાના ખડીયામાંથી રેશમી પછેડી કાઢી તેના પર ઓઢાડી પછી પીઠા ખુમાણે દાતરડી ઉપર જવા વિચાર કર્યો. કેમકે દાતરડીમાં

નગાજણ લાખણોતરો સામંતનો નજીકનો કુટુંબી હોવાથી તેના ઉપર આ વેરનો બદલો વાળવો એવો વિચાર કરી તે તરફ જાય છે. કથીરવદર થઈને વીસળીયાને ઝાંપે ગયા બાદ ત્યાં મોટી થોરનીવાડ અને ઉંડી નેળ આવી ત્યાંથી કટક પસાર થાય છે.

રામપરાનો આહીરો હજામ એને વાવડ મળેલા કે કાઠીના પાળે રામપરાથી સીધી દાતરડી ઉપર વળામણ કરી છે. તેથી આ હજામ વીસળીયાથી શરૂ થતી નેળની પાછળ છુપાઈને બેસી ગયો કોઈ આડા બોલા માણસે તેને મહેણું મારેલું કે હજામને મોઢે ચડાવ્યો છે તો તે તમારી શું ફતેમારી કરી દેશે.

આહીરોએ વાત કરનારને ટોકયો અને કહ્યું કે એમાં તને અડબાઉને શું ખબર પડે, મરદના પરખા તો ખરે મામલે પડે આમ હજામનો પક્ષ ખેચ્યો, હજામ પણ પોરસમાં આવી ગયો અને બોલ્યો તે તમારા જેવા નાડયું તુટેલને ધીંગાણાની શું ભાસ્થ હોય !

હજામને મગજમાં સાટકો ગયેલો કે મારો નાથ કયારે એવો મોકો મેળવે કે આવા માય કાંગલાને મારા પાણુનું પારખું કરાવું ?

પીઠા ખુમાણુના આવેલ પાળે આજ હજામનો મારગ મોકલો કરી દીધો છે એટલે સમો વધાવી લઈ પાળની નાકાબંધી કરી બેસી ગયો છે

પીઠા ખુમાણુનું પાળ નિર્ભય પણે નેળમાં હાલ્યું જાય છે. હજામે બરાબર વેંતમાં આવવા દઈ નિશાન તાકી બંદુક છોડી

એક બે અને ત્રણ ભડાકા કર્યા અને ત્રણ સ્વારોને ઢાળ્યા બીજા કેક ઘાયલ થયા

પાળ કોઈ પણ રીતે નેળમાંથી છટકી શકે તેમ ન હોવાથી આ અજાણ્યા ઘાનો ભોગ બનવું પડ્યું છે અને માંડમાંડ દાતરડીના પાદરમાં પહોંચ્યા.

દાતરડીનો આહીર દાયરો તૈયાર જ હતો, અને બેઉ પક્ષ સામ સામે આટક્યા.

(દોહો)

ક્ર દાંતર કરમર કરી, બરાસક બળીયા
દાંતરડીએ દળીયા, નહીયર કેતા નાંગડા
ધુંધવતલ દાંતલના ધણી, ગોત્યો ગારડીએ
વખહલવણુ અર વેલો, નાયો વશતું નાગડા

(ગીત)

કડડ ગામ કાઠી ધણાં ભાંગ ભુક્કો કીયા,
ગઢપતી ઓચરે ભુપ બાધા ગીયા,

દજડ હથ દોખીયા આંબળો દેખીયા,
મુછ આંટા ત્રણે દાખવે છે મયા,

જોદ્ધ પુનાઓાત વેર કોઈ જગાવે,
લોંઠકો ખાગરા મારતો લગાવે,

આંડે કાંધ નબાબા આવે, દેશ બધાશું રહે છે દાવે
હર્યાં નાયા જાણુ હઠીલા, છાંડે નહીં કળવટરા ચીલા
ઢાળ્યા કાન ખુમાણે ઢીલા, આવે નહીં વેજ અવતીલા

આ ધીંગાણામાં વાજસુરવાળો મરાણો આહીરોનો વિજય થયો અને પાળ ભાગી છુટયું.

---

વીસા વાઘના વંશજોના નીચે મુજબ દોહા છે
ભાણાભાઈ વાજસુર ભાઈ વાઘના દોહા

(દોહા)

વેંડા વડીલો તણો તે રાખ્યો ચીલો રાણ
દીલતારૂં દહીવાણ ભાખ્યું સાયર ભાણીયા
દળ કટકે દોખી તણાં, કર્યા પારોઠાં પાળ
જગતી વીસા જાળ, ભણીએ વડવા ભાણીયા
જેસાને વેજા જસા વીસોને લોમો વાઘ
ભડ બિરદમાં ભાગ ભજાવ્યો તેં ભાણીયા
માયા હોય માનવકને જગમાં આવેને જાય
કિરત વાળી કમાય ભવે ન જાયે ભાણીયા

સુમરાભાઈ વાજસુરભાઈના દોહા

(દોહા)

વેંડા ચીલો વડાઈનો સાંચવીયો સુજાણ
પોરસ અંગ પ્રજરાણુ સદાય રાખ્યો સુમરા
કિરતવાળા કોટ જગ જાતાં જાશે નહીં
લંકા થઇ ગઈ લોટ સાવ સોનાની સુમરા
સમજણ તોંવાસાસતણુ વડ હથ જોઈ વાઘ
ભલપણ વાળો ભાગ સુવાંગ રાખ્યો સુમરા
બદલાયે બીજા તણાં અજ્ય પર રંગ અનેક
રાજાણી રંગ એક દીઠો તોં અંગ દેશળા

## મરસીયા

(દોહા)

ઢળતાં રામપરા ધણી, જેઠા ઓત જકે
તુટયો આભ તકે, માથે અમણી મેરવા
સુખદીધું દુખ દઈ ગયો, ભલું લગાડી ભુપ
વસ્યો જઈ વૈકુંઠમાં, રાજાણી કળ રૂપ
નાગાહર ઢળીયો નવડ, વડહથ મેરો વીર
પાંજર હોળી પરજળે ઓલાયકી આહીર
સ્વર્ગે જીણો સીધાવતાં, તનમાં બળતો તાપ
બળતામાં ધી બાપ માણ્યું ઠલવી મેરવા
ધાંતલ કાંઠે ઢાંકીયું શેહ બળતું શરિર
મેરામણ મળવા તને, હુ આવું કયાં આહીર

સામતભાઈ ભાયાભાઈના

(દોહા)

બાળીતોં અંગ ભાયલ તણાં, રાજાણી કળ રીત
જસને કાંટે જીત, સહાય મેળવી સામતા
વાણીમાં વિવેક ભર્યા હૈયે હેત ન માય
ચીલો કુળ સહાય, ચુકયો નહીં તુ સાભળા

# સોરઠિયો આહિર મેપો પટાટ



મહુવા બંદર સૌરાષ્ટ્રને દરિયાકાંઠે આવેલ છે. તે ગામ પહેલાના વખતમાં રબારીઓના કબજામાં હતું. ત્યાર બાદ રબારીઓ પાસેથી ખરેડિયા મુસલમાનોએ ધીંગાણું કરી પડાવી લીધેલ અને ત્યાર બાદ ખસિયાઓ પાસે આવેલ અને ખસિયાઓ પાસેથી સીદી સરકારે ધીંગાણું કરી આજુ બાજુના દરિયાકાંઠાનાં ગામો સર કરેલ. એ અરસામાં સીદી સરકારના કબજામાં દરિયાકાંઠાનો ઘણોખરો પ્રદેશ હતો. અને જાફરાબાદમાં જંજીરા સરકારની મોટી ફોજ રહેતી, એ અરસામાં જાફરાબાદથી લગભગ સાતેક માઈલ બેલમપર નામે ગામ હતું. તે ગામ લૂંણસાપુરથી પૂર્વ દિશામાં આવેલ અને ત્યાં કાજી નામથી ઓળખાતા એક જોરદાર માણસને આજુબાજુનાં ગામોનો વહીવટ સંભાળવા રાખેલો. એ વખતે કાજીઓની જાહોજલાલી ટોચે લઈ ગઈ હતી. માણસ જ્યારે સુખના સમીરમાંથી પસાર થઈ રહ્યો હોય છે, ત્યારે એમને એમ થાય છે કે આ સમયનું આયુષ્ય વધારે થાય તો સારું, પણ જ્યારે દુઃખદરિયામાં હડસેલાઈ જાય છે ત્યારે તે કિનારો ગોતવા તણખલાની પણ આશા કરે છે. હંમેશાં ડૂબતો માણસ જેટલી અધીરાઈ ને વિહ્વળતા ભોગવે છે એટલી બીજો નથી ભોગવતો, કારણ કે મરવું કોઈને પણ ગમતું નથી. મગજના જ્ઞાનતંતુઓ હંમેશાં લાંબા આયુષ્યની જ આશા રાખે છે, જુદા જ પ્રકારના વિચારો કરતો હોય છે અને ઈશ્વરને જ કહે છે કે આ દુઃખનો અંત ક્યારે આવશે ? એવી ઝંખના થાય છે. માણસ હંમેશાં માણસની પાછળ નથી દોડતો તે તેના આવતા દિવસની પાછળ દોડે છે, એવી જ રીતે કાજીસાહેબના મનમાં થયું કે આવા મારા સુખનો દસકો વધુ લંબાય તો સારું. સુખ, સમૃદ્ધિ અને સાહ્યબીનો પુરેપૂરો ઉપયોગ કરી શકાય. આવા અનેક વિચારતરંગો દિલમાં ઊઠે છે ને સમાઈ જાય છે—જેમ સમુદ્રમાંથી નીકળતી લહેરો કિનારા પર આવી કિનારે ટકરાય અને સમુદ્રમાં સમાઈ જાય છે.

એક વખત તેને વિચાર આવ્યો કે મારી પાસે હામ, દામ ને ઠામ તેમ સત્તા છે. જેમ ધારું એમ કરી શકું. માટે કોઈયે ના કર્યું હોય તેવું નવીન કરી દુનિયામાં દાખલો બેસાડું. અને આશા દેવી પોતાનો વિજયધ્વજ કાજીસાહેબના દિલમાં ફરકાવી રહી છે. એક વખત કાજી સાહેબની પાળેલી કૂતરી અચાનક બહાર નીકળી ગઈ. જંગલમાં નાર, જરખ વગેરે હિંસક પ્રાણીઓ તેની પાછળ પડયા અને કૂતરીને મારી નાખી. કાજીસાહેબને ખબર પડી કે કૂતરીને જનાવરોએ ફાડી ખાધી છે. પછી તો કાજીસાહેબે કૂતરીની વિધિપુર્વક ક્રિયા કરી અને અને તેનો દાડો કરવાનું નક્કી કર્યું. કાઠી બાબરિયા આહીર રજપૂતો વગેરેને દાડામાં આવવા મેલા લખ્યા ને કૂતરીના કારજ વખતે બેલમપર ગામે એક પછી એક જુદીજુદી જ્ઞાતિનો ડાયરો આવવા લાગ્યો. એ વખતે હીંડેરડા ગામને ઝાંપે આઠ દસ ઘોડે-સવારો નીકળ્યા અને આહીર મેપા પટાટને પોતાની ઘોડી પર જતા જોયા. ત્યારે આ ઘોડેસવારો કહેવા લાગ્યા, કે મેપાપટાટ, તમારે બેલમપર આવવું નથી? ત્યારે મેપે પટાટે કહ્યું કે, ત્યાં જવાની શી જરૂર છે? ત્યારે સામાવાળા એક ઘોડેસવારે કહ્યું કે કાજીસાહેબની કૂતરીનો દાડો છે ને અમે જઈયે છીયે કાજી સાહેબની કૂતરીના દાડાનો મેલો મળ્યો છે ને તમોને પણ મળ્યો હશે, તો તમો પણ ચાલો. ત્યારે મેપો પટાટ કહે છે કે, કૂતરીનો દાડો કરનાર પણ દીવાના, અને દાડે જનાર પણ દીવાના કૂતરીનો દાડો કૂતરીના હોય એ ખાય! મને પણ મેલો મળ્યો છે પણ મારે આવવું નથી. અને કોઈ આહીરો પણ આવશે નહીં કાજી તો કાલ કહેશે કે કૂવામાં પડો, તો શું આપણે કૂવામાં પડવું ?

તમો તો કાંટીયા વરણ છો કે કોઈ રાંકા છો ? કૂતરીના દાડે જતાં શરમાતા નથી? ત્યારે ઘોડેસવારમાંથી એક જણે કહ્યું કે, મેપા પટાટ, હીંડોરડા ગામમાં રહેવું ભારે પડશે ! ત્યારે મેપા પટાટે કહ્યું કે, ભારે થશે ત્યારે જોયું જશે. પણ અમે કૂતરીના દાડામાં આહીરો તો ન આવીએ એમાંથી એક જવાન બોલ્યો કે, ત્યારે અમે જ કૂતરીના એમજને ! મેપો પટાટ કહે છે, તમો જે માનો તે ખરું ત્યારે સૌ ડાયરો અરસપરસ કહેવા લાગ્યા

કે, આ ગામ સોરઠિયા આહીરોનું છે અને તે બહુ માથાભારે છે, આપણે કાંઈ એની સાથે ઊંડા પાણીમાં ઉતરવા જેવું નથી એમ જાણી ઘોડેસવારો રવાના થયા અને બેલમપર ગામે આવ્યા.

કાજીસાહેબની ડેલીમાં ડાયરો જામ્યો છે. કાઠી, બાબરિયા, કોળી, ભરવાડ વગેરે બેઠા છે. અરસપરસ સહુ મોકળે મને વાતુ કરી રહ્યા છે, એમાં જે ઘોડેસવારો હીંડોરડા ગામેથી નીકળ્યા હતા તેમાંથી એક જુવાને વાતમાં ને વાતમાં મમરો મૂક્યો ને કહ્યું કે, કાજીસાહેબ, આપણી ફતરીના દાડાનો મેલો આહીરોને નથી લખ્યો ? ત્યારે કાજીસાહેબે કહ્યું કે, મેં ટીંબીથી મહુવા સુધી કોઈ ગામ બાકી રાખ્યું નથી. આહીરોને પણ લખ્યો છે. ત્યારે પેલો માણસ કહે છે કે, આહીરો કોઈ આવ્યા હોય એવું કેમ દેખાતું નથી ? ત્યારે બીજા માણસે કહ્યું કે આહીરો બહુ માથાભારે અને અભિમાની છે. એમ કહી એક દાખલો આપ્યો :

યાદવો કૃષ્ણના વખતમાં કૃષ્ણને કહેતા હતા કે, અમો યાદવ એટલે આહીરો–યાદવનું કુળ બહુ બળવાન છે. એ જેના પલ્લામાં બેસે એ બળવાન બની જાય. પણ ધીરેધીરે યાદવોનો ગર્વ ને અભિમાન વધવા માંડ્યું. એક વખત યાદવ એટલે અપરાજિત, અમને કોઈ જીતી શકે નહીં, ત્યારે યાદવ વિશ્વબાહુએ ભરી સભામા કહ્યું કે યાદવ વીરોનાં પરાક્રમોને આ પૃથ્વી નાની પડે છે અને યાદવોને પડકારતી કોઈ સત્તા હયાતી ધરાવતી નથી. ત્યારે એક જણે કહ્યું કે ભાઈ ખરી વાત છે પણ અત્યારે યાદવો અહંકારી બની ગયા છે. ત્યારે વિશ્વબાહુએ કહ્યું કે, સમરથ કો નહિ દોષ ગુંસાઈ. એ વખતે કૃષ્ણ ભગવાન બોલ્યા. દોષ બીજાનો કેમ કહેવાય છે. આપણે જ આપણા કુળનો વિનાશ કરવા ઊભા થયા છીએ. આપણે જ કોઈને માનતાં નથી અને અભિમાનમાં ઋષિમુનીઓનું અપમાન કરીએ છીએ, પણ તમે જાણો છો કે તમારાં શસ્ત્રોમાં અર્થાત્ હથિયારોમાં જે શક્તિ છે. એથી વધુ શક્તિ ઋષિમુનીઓના શબ્દોમાં છે. ત્યારે એક જુવાને

મરેલો સર્પ ઉછાળીને એક ઋષિ ઉપર નાખ્યો અને કહ્યું કે, લો, શ્રાપ આપો. આ બધું કૃષ્ણ ભગવાન જાણતા હતા કે લોઢું કાટને બોલાવતું નથી પણ કાટ લોઢામાંથી જ ઉત્પન્ન થાય છે ને લોઢાને જ ખાય છે એમ દુઃખ કોઇ મોકલતું નથી. દુઃખ આપણે જ ઊભું કરીએ છીએ યાદવોને બહારનો શત્રુ પહોંચી ન શકે પણ તેના અંતરનો શત્રુ ખૂબ ખતરનાક નીવડશે. અત્યારે યાદવો બહુ જ ઉદ્ધત બન્યા છે મારી વાતને પણ કોઈ સાંભળતા નથી ને મારું પણ યાદવો અપમાન કરવા લાગ્યા છે. પછી તો ભગવાન મનમાં ને મનમાં મૂંઝાતા. એ મૂંઝવણ ફક્ત ઉદ્ધવજી સમજતા હતા અને તે પણ મનમાં ને મનમાં બળતા હતા એક વખત બધા યાદવો પ્રભાસપાટણ આવ્યા ત્યાં જુગાર ને દારૂ ઢીંચવા લાગ્યા. સૌના મનમાં સવા શેર એમ સમજી હોંસાતોંસી કરવા લાગ્યા. એમાંથી મારામારી થઈ અને પછી તો કાપાકાપી ચાલી. બલરામને શ્રીકૃષ્ણ સમજાવવા ગયા ત્યાં તો યાદવો તેના ઉપર તૂટી પડયા, ને કહેવા લાગ્યા કે, જોઈ લ્યો ધરમની પૂંછડી. પછી તો કોઈએ બલરામનો પક્ષ લીધો કોઈએ મિત્રોનો પક્ષ લીધો, કોઈએ કૃષ્ણનો પક્ષ લીધો તો કોઈએ સગાસંબધીનો પક્ષ લીધો. યાદવો અંદરો-અંદર ધીંગાણુ કરવા લાગ્યા. બરાબર યુદ્ધ જામ્યું. એ વખતે બલરામે દરિયાકિનારે જઈને યોગના બળથી પોતાના પ્રાણ છોડી દીધા અને કૃષ્ણ ભગવાન ખીજાઈને એક પીપળાના ઝાડ નીચે જઈને પગ ઉપર પગ ટેકવી એક હાથ કપાળે મૂકીને સૂતા. એ વખતે પારધીનું બાણ આવ્યું અને ભગવાન વિંધાયા. અહીં બધા યાદવોની ઢેરઢેર લાશો ઉપર લાશો પડી. એને ઉપાડનાર કોઈ ન રહ્યું. એવા આહીરો ઉદ્ધત અને અબુધ છે. ભગવાન સામે પણ ઉદ્ધતાઈ કરેલી. તો પછી બીજાનો તો શું હિસાબ! 

પછી તો ડાયરામાં સમસ્ત માણસોએ કહ્યું કે, આહીરોને જરા ઘમંડ તો છે મારો નાથ કરશે તેનો ઘમંડ ધીરેધીરે ઊતરી જશે, કારણ કે, કાજીસાહેબ ખૂબ ડાહ્યા હતા એથી કાંઈ લાંબું વિવેચન કર્યું નહિ.

કાજી પાસે સત્તા ને સમૃદ્ધિ એ બધુંય છે પણ વિચાર કર્યો કે, આહીરો સામે વેર નથી બાંધવું બળથી નહિ પણ કળથી કામ લેવું.

એમ મનમાં દુખને પી ગયા અને આખી વાતને ઉડાવી દીધી. પણ એના દિલમાં તો ઊંડો "ઘા" લાગી ગયો. આ પ્રસંગ એવો બની ગયો કે કાજીસાહેબના અંતરના ખૂણામાં ચિરસ્મરણીય, આગ લાગી ગઈ છે જ્યારે જ્યારે કાજીને આ વાત યાદ આવે ત્યારે વિસ્મૃત થયેલ કલ્પનાઓ સતેજ બને છે અને આહીર મેપા પટાટનો કાંટો કેમ કાઢી નાખવો—એ કામ કોઈ જાણે નહિ એ રીતે કરવું જોઈએ. એવી ચૂપકીદીમાં એના અંગત માણસો અને જાઈ ભાઈ જે વિશ્વાસ પાત્ર હતા તેને આ હકીકત ખાનગીમાં જણાવતા.

આ કાજીસાહેબની સાથે એક માઢિયા ગામનો ભૂરો ભરવાડ રહેતો હતો. તે છાનીછપની વાતો સાંભળતો હતો. ભૂરાના દિલમાં થયું કે, મેપો પટાટ ગફલતમાં રહેશે તો કાજીના માણસો મેપા પટાટને જરૂર મારી નાખશે અને કોઈને ખબર પણ પડવા દેશે નહિ. માટે મેપા પટાટને ચેતાવી દેવા જોઈએ જેથી તે ગફલતમાં રહે નહિ એમ જાણી મેપા પટાટ ભેળો એનો ભાઈ જોધો રહેતો હતો તેને મળ્યો ને જોધાને વાત કરી કે કાજી વેલામોડા મેપાપટાટનો ઘાટ ઘડી નાખશે અને કોઈને ખબર પણ પડવા નહિ દે. માટે આપણે આહીરને ભરવાડ ભાઈજ ગણાઈએ તો તેને ખબર દેવા જોઈએ આ વાત ભૂરાએ એના ભાઈ જોધાને કરી ત્યારે જોધે ભૂરે કહેલ બધી હકીકત આપા મેપાને કરી. આ સાંભળી આપા મેપાને પગથી માથા સુધી જાળ થઈ અને મેપો પટાટ બોલ્યો કે, કાજીસાહેબ ક્યાંય જાય છે ખરા ? એવી હકીકત તારા ભાઈ ભૂરા પાસેથી મેળવી લેજે. પછી તો ભૂરો જાણતો હતો કે કાજીસાહેબનો ભાઈ બાદરખાં હતો, તેને મહુવાનો સૂબો નીમેલ અને તે બધાં ગામો સીદ્દી સરકારના તાબાનાં હોવાથી બધો વહીવટ સંભાળતો હતો. એક વખત કાજીસાહેબે મહુવા જવાનું અમુક દિવસે નક્કી કરેલું. આ હકીક્ત ભૂરા ભરવાડને મળી અને ભૂરે તેના ભાઈ જોધાને કહી, જેથી કરી જે દિવસે કાજીસાહેબ મહુવા જવાના હતા તે દિવસે મેપો પટાટ તેમ કથીવદરના હાદોઆતો મીયાણી આહીર

તેમ જોધો ભરવાડ વગેરે મળી પિપાવાવ અને કથીવદર જવાના રસ્તામા છૂપી રીતે બેસી ગયા. કાજીસાહેબ વહેલા મોડા અહીંથી નીકળશે એમ જાણી સંતાઈ રહેલા. તે અરસામાં ચારપાંચ ઘોડે સવારો અને કાજીસાહેબ નીકળ્યા. રસ્તા ઉપર બાળવની મોટી કાંટ હતી, એ રસ્તે નીકળ્યા કે તરત મેપાપટાટે પડકારો કર્યો કે તરત ઘોડેસવારો ચારપાંચ જણ હતા તે ઊભા રહ્યા. કાજીસાહેબે મ્યાનમાંથી તલવાર ખેંચી ગાળાશય કરી ત્યાં તો મેપા પટાટે એક જ બરછીનો ઘા કર્યો. બરછીથી છાતી વિંધાઈ ગઈ. ધીંગાણુ જામ્યું કાજીસાહેબના એકબે માણસો ત્યાં મરાણા ને બે જણ ભાગી છૂટયા કાજીની કબર પોર્ટ વિકટર પાસે કથીવદર પાસે મોજૂદ છે. વિકટર હડબડીને કાંઠે હનુમાનજીની સ્થાપના કરેલી છે પછી તો મેપોપટાટ જોધો ભરવાડ અને બીજા માણસો કાજીસાહેબની ઘોડી તેમ બીજી એક ઘોડી— એમ બે ઘોડી ને બે ઘોડાઓ લઈ મહુવા આવ્યા. મહુવામાં કાજીસાહેબની ઘોડીને છોડી દીધી કારણ કે અવારનવાર કાજીસાહેબ તેમના મોટા ભાઈ બાદરખાં પાસે આવતા, એથી મેપા પટાટે જાણ્યું કે, આપણે આ કાજી-સાહેબની ઘોડીને છોડી દઈએ અને એ ઘોડીસીધી બાદરખાં રહે છે ત્યાં જશે. બાદરખાં ઘોડીને જોઈને કાજીસાહેબ આવી ગયા છે એમ જાણી નમાજ પઢવા આવશે—એથી ઘોડીને છોડી દીધી. ઘોડી કાજી સાહેબના બંગલા પાસે પહોંચી ત્યારે એ લોકોએ જાણ્યું કે, ભાઈ આવી ગયા છે. પછી બાદરખાં તેના બેત્રણ અંગત માણસો સાથે નમાજ પઢવા ગામ બહાર આવ્યા ત્યારે મેપા પટાટ અને કાજીના મોટા ભાઈ સાથે ધીંગાણું થયું અને તેને મારી રવાના થયા એ વખતે નીચે મુજબ ના જૂના દુહા છે.

(દોહો)

બે તરવારો બાંધતો બાદરવેતો બાણ,
મારી નાખ્યો મેપડા જમ તેં જોધ જુવાણ.

મહુવા પણ એ જ પ્રમાણે કાજીના ભાઈ સાથે ધીંગાણું થવાથી તેના ભાઈને તેમ તેની સાથેના બેત્રણ માણસોને મારી મેપો પટાટ વગેરે તેના માણસો સાથે રવાના થઈ અને ડીંડોરડા આવ્યા. આવા જોરદાર કાજીના મુખ્ય માણસોને આહીરોએ ધીંગાણામાં મારી નાખ્યા, જેથી કરી આહીરોની બીકના લીધે દરિયાકાંઠાના મહુવાથી જાફરાબાદ સુધીનાં કાજીની હકૂમત નીચેનાં ગામો ધીરેધીરે ખાલી થઈ ગયાં.

(દોહો)

મેપે કાજીને મારીયો અર ઢાળ્યા અહરાણ,
(એની) જૂનાગઢ થઈ જાણ પરજે પરમારા ધણી.

ત્યાર બાદ મહુવા આતાભાઈ દરબારે સર કરેલ.

(દોહો)

થાળી મગજ્યું થરહરે દલી સતારા દેશ,
તારા જ્યું વખતા હરા હાલેકટક હંમેશ.
નાખ્યું પડે નત્રીઠ ધુબા કે પેરંભના ધણી,
કડકે પૃથ્વીની પીઠ કે નામે મંડપડ ધડકે વજા.

તે પછી મેપા પટાટે ઝોલાપરી નદીની આજુબાજુનાં ઘણાંખરાં ગામો પોતાના ઘેર કરેલ.

(દોહો)

ગોલણ બાદર તેં ગળ્યા મેઘવલી વીરપાળ,
માળે ન બેઠી મેપડા કાઢેલ જે કરમાળ.

હે મેપા પટાટ, તારી દુશ્મનોના લોહીથી ભુખી કરમાળ બેસતી નથી. વળી બે તરવારું બાંધતો એવો જોરદાર બાદરખાં, તેને એક ઘા મારેલ અને તેને જમીનદોસ્ત કરી દીધેલ. એ વખતના જૂના દોહા નીચે મુજબ છે :

(દોહો)

તારી જે કરમરતણી અવજુડમાં આવે,
પાછો એ પલંગે મૂકે નહીં પગ મેપડા.

આ બધી મેપા પટાટની શૂરવીરતાની ને બહાદુરીની ખબર જૂનાગઢ બાબીને પડી. બાબીએ મેપા પટાટને જૂનાગઢ બોલાવેલ અને કહેવરાવ્યું કે, તમો આહીરો તેમ બાબરિયાઓ સારા, સારા માણસો અને તમારા સાથીદારો હોય તેને લઈ અહીં જૂનાગઢ આવો. પછી તો રામપરાથી લોમો વાઘ તેમ વિસો વાઘ વગેરેને કહેવરાવ્યું કે, મારે જૂનાગઢ જવાનું છે અને હીંડોરડાથી અમે બેપાંચ જવાના છીએ તમો પણ તમારા બેપાંચ સાથીદારોને લઈ હીંડોરડા આવો અને જૂનાગઢ જઈએ તો જૂનાગઢના નવાબને પણ સારું લાગે.

એ અરસામાં ભોજ કોટીલાનું પાળ ફરતું ને ભોજ દુર્યોધન કહેવાતો, કારણ કે ભોજ મહાકાળજાળ હતો, એથી જ તેને દુર્યોધનની ઉપમા લોકો આપતા. આ ભોજ કોટિલાએ દંતા કોટિલા પાસેથી બારેય ગામ લઈ લીધેલ અને ડેંડાણનાં બારે ગામ ઉપર પોતાનો કબજો જમાવેલ. એ વખતે દૂધાહારી બાપુના આશીર્વાદ લીધેલ દંતાકોટિલની ઉંમર નાની હોવાથી અને ભોજ કોટિલા સાથે વેર હોવાથી તે રામપરા રહેતા હતા. આહીરોએ જમીન આપેલી કારણ કે પહેલાંના વખતમાં આહીરો અને બાબરિઓને અરસપરસ વરવાપર હતી અને ઘણો ઘાટો સંબંધ રાખતા. જ્યારે ભોજ કોટિલાનું અવસાન થયું ત્યાર બાદ રામપરાથી દંતા કોટિલો પોતાની જે કાંઈ જમીન-

જાગીર હતી તે મૂકી, ડેંડાણનો રાજકારભાર સંભાળી લીધો. ઉંમર પણ પચ્ચીસેક વર્ષની થઈ ગઈ હતી. ભુજાઓમાં જોસ આવ્યું. આહીરો અને બાબરિયાઓ એક થયા પછી જૂનાગઢ બાબીના બોલાવાથી ગયેલ. વીસો વાઘ, નથુ વાઘ, લોમો વાઘ, મેપો પટાટ દંતો કોટિલો વગેરે જૂનાગઢ આવ્યા. જેથી નવાબ ખૂબ ખૂશી થયેલ કચેરી ભરી બેઠકો ગોઠવેલી તેમાં બાબી નવાબે કહેલું કે, મેપા પટાટ, આજથી તમોને ચાકળાના ધણી તરીકે ઇલ્કાબ આપવામાં આવે છે. પછી તો ખાનગી મસલત કરીને આહીરો તેમજ બાબરિયાઓને પક્ષમાં લઈ જૂનાગઢના નવાબે સીદીસરકાર પર ચઢાઈ કરી જૂનાગઢનું લશ્કર તેમ આહીરો તેમ બાબરિયાઓ મળી સીદીસરકાર-ના જે બાવન કિલ્લા હતા, તે એક પછી એક પડાવી લીધા ત્યારે સીદી સરકારની ફોજના માણસો તથા મોટા ઓફિસરો કહેવા લાગ્યા કે, જૂનાગઢનું લશ્કર હવે છેક જાફરાબાદ સુધી આવી ગયું છે અને આપણા બાવન કિલ્લા જૂનાગઢના નવાબે લઈ લીધા છે. ત્યારે સીદીસરકાર કહે છે કે, સબૂર કરો, બાબી બીચારા કયા કરેગા. છેરટે જાફરાબાદ નીચે બાર ગામ રહ્યા, ત્યારે સીદી સરકારે જૂનાગઢ સાથે સુલેહ કરી. આહીરો તેમ બાબરિયા-ઓએ જૂનાગઢ નવાબની સારી રીતે મદદ કરી તે વખતનું જૂનું ગીત દંતા કોટીલાનું છે. તેની બહાદુરી વિષે કોઈ કવિએ કહેલ છે:

(ગીત)

ચોડે ગાડીયા મેદાન જંડા લડેવા આવીયો સીદી,
સનાહી ખણુકી કડી રણુંકી સુરંગ,
દળાં માથે રેડબેડ હરિહરિ કરી દંતે,
પોતરે કુંભરે ત્રઠે ભેળીયા પવંગ.
ખૂલીધારા તરવારા જવનારા માથે ખરી,
લવારીઠ પડી ચડી ઊપડી લગામ,

ધજાળે નેજાળે કાળે એલી કીયા ધૂળધાણી,
મહાફરીવાળા દળા ફાનાકા મુકામ.
પાડીદીયા ઢુંઢ ઢુંઢ થડેથડે કીયા પીર,
ફેર દેખી ખેર ભાગ્યા ઉપાડી કુરાન,
વાઢ દીધા અહરાન થોભાળે બાબેણાં વાળે
ગરવર્યાં વાળા કાળા ધ્રપ્યા ઘ્રિધાણ.
દુધાહારી ભેરે હુવા જીતકા બજાયા ડંકા,
સુબાકું હટાયા ખાગે મીયાણી સધીર,
ચઢાયા કેડાણે રંગ આપકા મનાયા સાકા
જોરકા વછૂટા જાકા કોટકા જંજીર.

આ ધીંગાણામાં સીદી સરકારના જૂનાગઢના નવાબે બાવન કિલ્લા પોતાના લશ્કર સાથે આહીરોને મદદમાં રાખી સર કરેલ અને સીદી સરકાર પાસે ફક્ત જાફરાવાદ નીચે દરિયાકાંઠે ૧૨ ગામો રહ્યા.

જે દન્તો કોટીલો હતા તે દૂધાધરી મહારાજના વચનથી જન્મેલા. મહાત્મા દૂધાધરી તુલશીશ્યામથી ડેંડાણ પધારેલા અને ડેંડાણ દરબારગઢમાં મહાત્માને બોલાવેલ અને પધરામણી કરેલ ત્યારે ડેંડાણ દરબારના ઘેરથી આઈ મહાત્માને દર્શને આવેલાં. મહાત્મા માટે બદામ પિસ્તાં ચારોળી કેસર વગેરે નાખી કઢેલું દુધ બોઘરું ભરીને લાવ્યાં. મહાત્મા દુધ્ધાધારીએ તે કઢેલ દુધ પીધું. પોતે દુધ સિવાય કંઈ લેતા ન હતા, ફક્ત દુધ જ પીતા હતા. એ વખતે મહારાજે સામે બેઠેલ આઈ સોનબાઈ સામે જોયું, ત્યાં તેમનો ચહેરો જરા ઝાંખો લાગ્યો એથી મહારાજ દુધ્ધાધારીએ પૂછ્યું કે, માઈ નારાજ ક્યું હો ? ત્યારે આઈ બોલ્યાં કે, બાપુ હું કાંઈ નારાજ નથી ત્યારે મહાત્માએ કહ્યું કે, બેટી, જૂઠ મત બોલ. જો કુછ તુમ્હારે દિલ મેં હૈ વો

બાત કર. બાત છુપાનેસે કયા ફાયદા ? જ્યારે મહાત્મા દુધ્ધાધારીએ આગ્રહ કર્યો ત્યારે રાજમાતા બોલ્યાં કે, બાપજી, બધી જાતનું સુખ છે પણ ફક્ત શેર માટીની ખોટ છે. ત્યારે મહારાજે કહ્યું કે, બેટા, તેરે વહાં ઈશ્વરકૃપા સે એક પુત્ર હોગા, વો મેરા વચન હૈ. ગુરુમહારાજ કા હુકમ હૈ કભી ખાલી નહિ જાયેગા જબ વો પુત્ર કા જન્મ હુએ તબ જન્મ સાથ ઉસકો દાંત હોગા તો સમજના કે ગુરુમહારાજ કા દીયા હુવા યહ પુત્ર હૈ. ઉસકા નામ દન્તા રખના. પછી તો મહાત્માના કહેવા પ્રમાણે આ પુત્રનો જન્મ થયો. મોંમાં આંગળી ફેરવી તો દાંત જન્મથી જ જોવામાં આવ્યા. મહાત્મા જંગલમાં આવેલ તુલસીશ્યામની જગ્યામાં રહેતા હતા. આ તુલસીશ્યામની જગ્યાને કોટીલા બોરિચા, વરુ ધાંખડા વગેરે બાબરિયાભાઇ ખૂબ સારી રીતે માને છે. થોડાં વર્ષ પેહેલા રાજુલા દરબાર ભાણુબાપુએ તુલશીશ્યામની જગ્યામાં આવતા-જતા જાત્રાળુને વિશ્રાંતિ લેવા ઓરડો બનાવવા માટે રૂ. ૫૦ હજાર દાનમાં આપેલા. બાબરિયા અને સોરઠિયા આહીરોને અરસપરસ વરવાપર હતી, એથી એકબીજાનો સંબંધ કુટુંબી તરીકે સારો સચવાતો. વરવાપરનો સંબંધ હાલમાં ઘણાં વર્ષોથી બંધ થયો છે.

જૂનાગઢ નવાબે જંજીરા ઉપર આહીરો અને બાબરિયાને સાથે રાખેલ. ત્યાર બાદ મેપા પટાટે હીંડોરડા ગામમાં આહીરો તેમ જ બાબરિયા ભાઇને બોલાવી ડાયરો કરેલ તેના, બારોટ તેમ કુળ ગોર ઓઝાને બોલાવી ખૂબ સન્માન કરી દાન આપેલ. તે વખતના જૂના દોહાઓ નીચે મુજબ તેની યાદ આપે છે:

(દોહા)

દીધા દેવળીયા ધણી અસદાને અસે,
પટાટે પરીએ પરખત રહીઓ પુંજલા.

---

કચેરી વજમાલ કને જે ઊંચા અસે,
વળીયા વળ છાંડે રાણાને માણા રાણીઆ.

---

સીમાડે અમરા સતણુ સીંગલ મલ સધીર,
અરિયા અળપર અમીર રે ઉદ્રકતા રાણીયા.

---

સડતાળે સાંગા સતણુ છેલોદી સરઠા,
ભડ ભડકેત્રા હે કોઈ લાગ્યા હમીરિયા.

---

તળાજેથી તણાવે ભલું વજન લેવા વીર,
અન્ન પામે આહીર તું દશ્યે સાંગાણી દેવરા.

---

વાળા ને ખુમાણા વચ્ચે મળે નહી! છાંટા મેહ,
તો દસ તણાવે હેતુ આવે હમીરિયા.

---

કણુસે દળ કાઠી તણાં આવ્યા આશ કરે,
અમરો આભ લગે સડીયો સીથર રાઉત.

---

એ પ્રમાણે એના વડીલોનાં ગુણ અને કીર્તિનાં વખાણ કરેલ. મૂળ
આ સોરઠિયા આહીર મેપા પટાટના વડવાઓ. દેવળીયા ગામ જેને હાલમાં

વારાહ સ્વરૂપના નામથી લોકો જાણે છે તે દેવળીયુ ગામ આહીરોના કબજામાં હતું. હાલમાં તેના વંશના પટાટ આહીરો બારપટોળીમાં કાળુરાઘા તથા ભોળા માધા વગેરે છે અને હીંડોરડા ગામમાં રહેતા હતા. રામપરામાં માલો પટાટ અને તેના દીકરા કાળો પટાટ રહેતા અને તેના વંશના હજી પણ રામપરામાં છે.

હીંડોરડા ગામમાં સુખાભાઈ સીદીભાઈ તેમ રાણાભાઈ જીણાભાઈ તથા લાખાભાઈ વાજસુરભાઈ વગેરે આખું ગામ આહીરોનું છે.

(દોહા)

મેડી મોલાતને માળિયા છોડીને ગયા સમ્રાટ,
પણ વેંડા દિલ વેરાટ તારું શાયર જશું સુખલા.

---

શારપ જો સીદિ સતણુ હાટે વેચાતી હોત,
(તો)નજભલકિંમત નહોતસારા માણુસની સુખલા.

---

તારા વડીલોએ વેડા કરીયેય રૂડાં કામ,
એ નજભલ અમર નામ સદાય રીયુ સુખલા,

---

દીતો છે દીવાળીઓ એની વાત વડાન થાય,
પણ કરેલ સારી કમાઈ સદાય રહેશે સુખલા.

કવિઓ લખી ગયા છે કે જેની પાસે દ્રવ્ય છે એ તો આપી શકે છે, પણ દ્રવ્ય નથી એવો માણુસ કાયમ માટે રૂડો આવકારો આપી હસતે મોઢે રહે તેને ધન્ય છે.

## કવિત (છપ્પય)

નીર બીન કૂપ કહાં તેજ બીન ભૂપ કહાં,
લક્ષણુ બીન રૂપ કહાં ત્રીયા કો બખાનવો.
કાલર કો ખેત કહાં કપટી કે હેત કહાં,
પ્રીત બીન મીત વાકો ચીત હુન આનવો.
તોપાં બીન ફોઝ કહાં હસ્તી બીન હોઝ જેસે,
દ્રવ્ય વીના દેવે દાન દેવ કરી માનવો.

મેપા પટાટના વંશના જેઠાનો જેસો, જેસાનો હમીર, હમીરનો મૂળુ, મૂળુનો ગોલણુ, ગોલણનો સીદાના સુખો, ના જેઠસુર તથા માણસુર.

રામનો દેવદાસ, દેવદાસનો વાજસુર, વાજસુરનો લાખો તથા રામ તથા ભગવાન તથા કાળુ એ પ્રમાણે છે.

ભીમાના : જીણા ડોસલ.

ભીમાના જીણા, ના રાણા જીણાના

(દોહો)

જસ તારો જીણા સતણુ, વેંડા પરજે વખણાય,
જમવારે નહીં જાય રહેશે કાયમ રાણીયા.

પરમાર રાજપૂતમાંથી પટાટ આહીરો તરીકે ઓળખાય છે તેની વંશાવળી આપેલ નથી.........મેપા પટાટની વાત આ પ્રમાણે છે તેના વંશના ગામ હીંડોરણામાં અત્યારે છે.

(દોહો)

કમાણી કીર્તિ તણી જૂની જગે ન થાય,
પટાટ તું પરખાય જસ ને મૂળે જીણાઉત.

---

# સોરઠિયો ભીમો ઝાલાપરો

આહીર પ્રવીણ
૯૮૨૫૯૯૧૩૮૩

જામકા ગામની સીમ માથે સરકતી સંધ્યા પોતાના સાતે રંગનાં પગલાં પાડતી સૂરજના સગડ દબાવતી જઈ રહી છે. નદીનાળા, વાડી, ખેતરોને ડુંગરના ગાળા ઉપર ધીરેધીરે અંધારાં ઉતારી રહી છે. ગ્રીષ્મનો અર્ધદગ્ધ ઠંડો ને ગરમ વાહોલીયો મંદમંદ વીંઝણો ઢાળી રહ્યો છે. પ્રીત ઘેલી પદમણી પીયુ સંગરંગ રમવાને પતિની સંગ પોઢવા પાડેલાં પગલાં ઓરડાને ઉંબરે ઓગળી જાય એમ સંધ્યાનાં પગલાં અંધકારમાં અલોપ થઈ રહ્યાં છે, એવે ટાણે માંગડા ડુંગરથી થોડે દૂર આવેલા આંબલીયાળાની વેડીમાં ત્રણ આહીર જુવાનો ખંભે ડાંગો લઈને ચકોરની નજરે આમતેમ જોતા હાલ્યા જાય છે. એની આંખો ભેકાર જંગલને વીંધીને નદીની ભેખડના કાંઠા તરફ મંડાણી છે. એ જુવાનો વેડી તેમજ આજુબાજુ રખડી આંબલીયાળા ગામમાં આવ્યા. સોપો પડી ગયો છે અને ગામ લોકો નિંદ્રાદેવીને આધીન થઈ ઊંઘી રહ્યાં છે. આ ત્રણે જુવાનો ગામમાં જે જે માથા ભારે માણસો હતા ત્યાં ત્યાં છૂપી રીતે તપાસ કરતા કરતા આખા ગામમાં ફરી વળ્યા. આહીર જુવાનો શા માટે આવી અંધારી રાતના ફરતા હતા તે કોઈ જાણતું ન હતું, પણ તે આહીર જુવાનોના દિલમાં તે જે ગામમાં રહેતા હતા તે જામકાનો ધણી દાદા કોટીલો હતો. ડેડાણ નીચેના બાર ગામના ધણી દાદા કોટીલાએ કહેવરાવેલ કે આહીરો તમારા સિવાય આ સાદિયાને કોઈ જીવતો કે મરેલો પકડી નહિ શકે: એથી જામકા ગામના ત્રણ આહીર જુવાનો સાદિયાને પકડવા રાતદિવસ આકાશ-પાતાળ એક કરી રહ્યા છે. સાદો બહારવટિયો ડેડાણના બારે ગામમાં રાડ પડાવતો હતો ને ખેડૂતોની બેન-દીકરીઓ ખેતર-પાદર જાય ત્યારે તેને લૂંટી લેતો. એથી ખેતરપાદર જતા ખેડૂતો બહુ બીતા. પોતાની પ્રજાને કોઈ રંજાડે, હેરાન કરે એ તો માલિક કેમ સહન કરી શકે! રાજા થકી પ્રજા અને પ્રજા થકી રાજા એ કહેવત પ્રમાણે બાર

ગામના ધણી દાદા કોટીલાને ઊંઘ પણ નહોતી આવતી. પોતાની પ્રજાના દુઃખે દુભાયેલ પોતાની રૈયતને આવા લૂંટારા ડાકુ લૂંટી લે ને રંજાડે તે ડેડાણના ધણીને પોસાતું ન હતું. એના એ જ વિચારો પૂરના પ્રવાહની જેમ રાતદિવસ વહેતા હતા.

આ આહીર જુવાનો બે દિવસ ને બે રાત રખડી થાકી ગયેલ ત્યારે ચોથા દિવસે જિકાર ઝોલાપુરા નામના એક આહીર જુવાનને તેના સાથીદાર ગોવાળીયાઓ પાસેથી બાતમી મળી કે સીદી બહારવટિયો ગઈ કાલે ધવાહના ડુંગરામાં હતો. પછી તો આ ત્રણે જણા ખભે ડાંગો લઈ ઉનાળાના ચૈત્ર મહિનાનો ધોમ ધખી રહ્યો છે ઝાંઝવા બળે છે અજાણ્યા માણસને એમ લાગે કે સામે પાણીનાં તળાવ ભરાયેલાં છે એમ જાણી કોઈ શહેરી માણસ તે જળ તરફ જાય, તો તે આઘે ને આઘે જાતા જણાય કારણ કે તે ખરેખર પાણી નથી, એ તો ઉનાળાના તાપમાં દેખાતું કૃત્રિમ જળ છે. આવું હરણનાં માથાં ફાડી નાખે એવા ધોમધખતા તડકામાં આ ત્રણે જણ બપોર ટાણે રખડતા રખડતા ધવાહના ડુંગરાના એકગાળામાં આવ્યા અને ત્યાં સામે એક ઝાડને છાંયે નિર્ભય રીતે બેઠેલ સીદી નીચે બંદૂક મૂકી ચલમ પીતો ધુવાડા કાઢી રહ્યો હતો. આ ત્રણે જણાએ સીદી બારવટીયાને જોયો. સીદીએ પણ પોતાની ચકોર આંખોથી આ ત્રણે આહીર જુવાનોને ઓળખી લીધા. તરત ચલમ હાથમાંથી જમીન ઉપર મૂકી પોતાની ભરેલ બંદુકનો જોટો તેમ જ એક દેશી બનાવટનો ભરેલ તમંચો હાથમાં લઈ એકદમ ઊભો થઈ ગયો. એકબીજા એકબીજાને ઓળખતા તો હતા. ઝાડથી થોડે છેટે આ ત્રણે જુવાનો ઊભા રહી ગયા ત્યાં સીદી બોલ્યો, ત્યાં જ ઊભા રહેજો. જો ઢુકડા આવ્યા તો સારાવાટ નથી. ત્યારે ભીમો ઝોલાપુરો બોલ્યો કે, ભાઈ, અમારી એક ખડાઈ ખોવાઈ ગઈ છે, એને ગોતવા નીકળ્યા છીએ. ત્યારે સીદીએ કહ્યું કે, તમારી ખડાઈ ખોવાણી હોય કે ભેંસ ખોવાઈ ગઈ હોય, પણ જો આગળ વધ્યા તો આ બંદુકની ગોળીથી તમો ખોવાઈ જશો.

(દોહો)

ધમિયો ઝોલાપુર ધણી ક્રોધાળો વેરીનો કાળ,
મરદ ભીમો મુછાળ પારોઠે નહીં પાતલ રાઉત.

આ શબ્દો સાંભળતાં જ ત્રણે આહીર જુવાનોનાં રૂવાડાં બેઠાં થઈ ગયાં. ભીમો ઝોલાપુરો, ઉનડ વણઝર અને રાધો લાખણોતરો આ ત્રણેમાંથી એકેય પાછા પડે તેમ ન હતા. અમે સામા ઊભી બીડી સળગાવીને વિચાર કરવા લાગ્યા કે હાથમાં આવેલ સીદીઓ હાથતાળી દઈને જતો રહેશે તો શરમાવા જેવું થશે, એમ વિચાર કરી હિંમ્મતથી સીદીના સામે ઊભા રહ્યા. સીદીએ ચાલતી પકડી. સીદીઓ પણ તેનાથી ગાંજ્યો જાય એવો ન હતો અને આહીર જુવાનો પણ હારીને પાછા પડે એવા ન હતા. મોતને મુઠ્ઠીમાં લઈને સામે પગલે મરે એવા ખમીરવંત અને પારકી છઠ્ઠીના જાગતલ મર્યામાર્યાના રાસડા હતા. ત્રણેએ વિચાર કર્યો અને સીદીને જીવતો પકડી લેવાની પેરવીમાં હતા. સીદી બહારવટિયો જ્યારે ચાલતો થયો અને અર્ધાએક ખેતરવા પહોંચ્યો ત્યારે આ ત્રણે જણાએ વિચાર કર્યો કે, આપણે એક જણ સીદીથી ડુંગરવી દિશાએ આડફળું બાંધો અને બીજાએ સીદીની ડાબી બાજુ દરિયાદી દિશાએ અને એક જણ તેની પાછળ એવી રીતે ધારેધારે જવું. એ પ્રમાણે વ્યૂહ રચના કરી ત્રણે જણા તેની પાછળ પડયા રાધે લાખણોતરે સીદી બહારવટીયાથી દરિયાદી દિશાએ પગ ઉપાડયા અને ભીમે ઝોલાપુરે સીદીની જમણી બાજુ ડુંગરવી તરફ પગ ઉપાડયા અને ઉનડ વણઝર સીદીની પાછળ એવી રીતે રવાના થયા. સીદી હરવખત પાછું વાળી જોતો જાય છે. સીદીથી ઉનડ વણઝર નાડાકવા છેટો રહ્યો ત્યારે સીદીએ હાકલો કર્યો કે, ત્યાં જ ઊભો રહે એમ કહી ખંભામાંથી બંદુકનો જોટો લઈ, સામો ફ્રેન્ટ થયો. આટલું જોતાં અને સાંભળતાં ઉનડ વણઝરે લાકડી તોળી, સીદી સામે ગડગડતી દોટ મૂકી, ત્યારે સીદીએ પોતાની પાસે ભરેલ બંદુક હતી તેમાંથી ગોળી છોડી, એ ગોળી આહીર

ઉનડ વણઝરને બાવડામાં વાગી ત્યારે દોડતો આવતો રાધો લાખણોતરો એને બંદુકના છરા કાને તેમ ખંભે વાગ્યા, એટલી વારમાં તો ઉનડ વણઝરના બાવડામાંથી લોહીના ફુવારા છૂટયા. છતાં પણ બથોબથ આવ્યા. સીદીની ગરદન પકડી. પોતાની બગલમાં દબાવી સીદીએ જમૈયો કાઢયો જેવો મારવા જાય છે ત્યાં ભીમે ઝાલાપુરે એક લાકડીનો ઘા કર્યો અને સીદીને પાડી દીધો.

(દોહો)

પ્રાસઠમાં સીદીને પાડયો અને રણમાં બોલાવી રાડ,
(પણ) વેરી તળપીને વાડ ભાગે તુંથી ભીમડા.

કુંજર પર ઝપટ કરે ને લા સાધે લાંકાળ,
(એમ) દોખીને ડાઢાળ ભરડી નાખ્યો ભીમડા.

આવી રીતે ધીંગાણું જામ્યું છે. રાધો લાખણોતરો તેમ ઉનડવણઝર લોહીથી ખાંભીઓની જેમ રંગાઈ ગયા છે. ભીમા ઝાલાપરાના ઘાથી સીદી એક બાજુ જમીન ઉપર જઈ પડયો છે. આવી રીતે સીદીને મારી પછાડી અને જીવતો પકડી લીધો.

(દોહો)

પીઠાઓત પ્રાસઠમાં પાડયો સીદીને પ્રજરાણ,
કેહર જેમ કંચરધાણ રપીઅરનો કીધો રાઘડા.
ઉનડ ને રાધો ઊઠયા કરવા સીદીનો કાળ,
ત્યાં લા સાંધી લાંકાળ ભ્રુહો નાખ્યો ભીમડે.
બાબેણા ધણી શું બકતો ને દેતો નહીં કોઈને દાદ,
એને સોટાવાળો સ્વાદ ભડતેં ચખાડયો ભીમડા.

તેના ફેંટાથી સીદીને એક ઝાડ સાથે બાંધ્યો અને ભીમો ઝોલાપુરો દોડતો જામકા ગામમાં આવ્યો અને વાત કરી કે સીદીને જીવતો પકડયો છે અને ઉનડ વણઝરને બાવડામાં બંદુકની ગોળી વાગી છે અને રાધા લાખણોતરાને ખંભામાં તેમ જ કાન ઉપર બંદૂકના છરા લાગ્યા છે. આ વાત જામકા ગામમાં વાયુવેગે ફરી વળી અને એક દોડતો ઘોડેસવાર ડેડાણ આવ્યો અને દાદા કોટીલાને વાત કરી કે, બાપુ, સીદી બહારવટીયાને જીવતો પકડયો છે અને ઉનડ વણઝરને તેમ જ રાધા લાખણોતરાને બંદૂકથી ઘાયલ કર્યા છે. અને ભીમે ઝોલાપુરે સીદીને એકજ લાકડીથી જમીન ઉપર ઢાળી દીધો અને પછી તો ત્રણે જણા લોહીલુહાણ થઈ ગયા. છતાં સીદીને મારી પછાડી તેની પાઘડીથી બાંધી લીધો છે અને જે ધવાસના ડુંગરામાં છે, એથી આપની પાસે આવ્યો છું. આટલા શબ્દો સાંભળતાં ડેડાણનો ધણી દાદોકોટીલો આહીરોની બહાદુરી ઉપર આફ્રીન થઈ. પોતાનો ઘોડો મંગાવી, ખભામાં બંદુક નાખી મારતે ઘોડે જ્યાં ધીંગાણું થયું ત્યાં ધવાહના ડુંગરામાં આવ્યા અને લોહીથી ખરડાયેલ આહીરોને શાબાશી આપી. સીદી સામે બંદુક મારવાની તૈયારી કરી એ અરસામાં ભીમે ઝોલાપુરે કહ્યું, કે, બાપુ હવે આ સીદીને મારવાની કંઈ જરૂર નથી. એ મરેલા જેવો છે. તુરત વાંગધરા ગામમાંથી બેલગાડી મંગાવી, સીદી બહારવટીયો તેમ જ ઉનડ વણઝર અને રાધા લાખણોતરાને ગાડીમાં બેસાડી ડેડાણ દવાખાને સારવાર કરવા લઈ ગયા. જ્યારે આ લોકોને સારવારથી આરામ થયો. ત્યારપછી સીદી ઉપર કેસ થયો અને ઉનડ વણઝર તેમ જ રાધાલાખણોતરાને તેમજ ભીમા ઝોલાપુરે જામકા ગામમાં તેમની બહાદુરી બદલ ડાયરો કરી અને ડેડાણના ધણી દાદા કોટીલાએ ઉનડવણઝરને એક સાંતીની જમીન આપી અને ભીમા ઝોલાપુરાને તેની બહાદુરી બદલ અને આ બંનેને બચાવી લીધા એ બદલ તરવાર બંધાવી. અને કંટાળાથી આ ડાયરામાં આવેલ આપો રામ હતા, તેણે ઉનડ વણઝરને એક ભેંસ આપી. આવી રીતે જામકા ગામમાં ડાયરો કરી ઉપર મુજબ દાન કરેલ. આ ઉનડવણઝરના કુંટુંબીઓ હનુમાનપુરા ગામમાં વાજસુર વણઝર તેમ જ રાઘો વણઝર છે. વણઝર કુટુંબ ઘણાં દાનેશ્રી અને વીર ને બહાદુર છે.

(દોહો)

ધવાહમાં ધીંગાણું કર્યું અને કાળાઓત વરતાવ્યો કેર,
વણઝર લીધું વેર હછીનું તે ઉનડા.

જામકા ગામમાં પણ આ રાઘા લાખણોતરાના સગાસંબંધીઓ અને વડીલો નાઝા હરસુર જેઠુરખીમા વગેરે છે અને તેના વડીલો અંગેના જૂનાં દુહા પણ તેની ઉદારતા અને વીરતાની ગવાહી પુરે છે.

(ગીત)

વડા ભાળીયે પાણ દણિયાણ વાખાણીયે
કુળ તણા સાંચવે ભલુ કેડા,
સાંઢયિા આપવા ગળકતા સુમરા
તળકતા મેલીઆ કર્યાં તેડા.

માલતણ ભાલરા વીટયેલ મોટમન
છત્રપતિ વાદકર જવો સુકા,
જાસણા આપત્રા ઊંટગજ જેવડા
મેવડા ફેંકતા ઘરે મૂકયા.

વાજસુ હાલતા સાજબો વણાવે
લાજધણ માંગણા તેડ લીધા,
હાથસે મોકળા ધનોલખધીર હર
કાગળે કરેલા અમર કીધા.

(દોહા)

ઓળસધર માઠોના બધા, રાજાણી રજકે,
તારા પારીસામાં તે શેલ્લે વાણુજ સામતા.

પીઠાણી આહીરે પરખ સાડા પાંચસોની સાખ,
નાઘેરે મોં નાખ ખીમો ભડ દીઠો ખત્રી.

ખુમારિ અંગમાં ખરી, હિંમતમાં હદપાર,
કજિયામાં કથળે નહીં જવાંમ્રદ જીકાર.

જસ' રૈઢા જગા તણાં વગડે જો હતવીર,
(તો) ઉંડળ ભરી આહીર ભમા સૌ ભેળો કરત.

જામકાના આહિરો ભગવાન ભાઈ, જગાભાઈ તેમજ ખોખા આતા હમીર વણઝર નાથા ભાઈ અને મેપા ભાઈ વિગેરે આહીરો જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે આગળ પડતો ભાગ લઈ પોતાની ફરજ અદા કરે છે. એમના વિષે જેટલું લખીએ તેટલુ ઓછું જ પડે.

—

યા. રસ્તામાં

## પ્રકરણ ૪

# સોરઠિયો આહિર બાલોવાઘ



સવારના ઊગતા સૂર્યનાં કિરણો હેમની શરણાયું જેવા ઉગમણા આભને ઓવારણાં લઈ જગતને અંજવાળાં આપી રહ્યાં છે. પંખીઓ તેના વહાલા બચ્ચાને મૂકી માળામાંથી વિદાય લઈ ચારો ચરવા અકાશમાર્ગે ઊડી રહ્યાં છે. પ્રભાતના પહોરમાં સૌરાષ્ટમાં આવેલ રામપરા ગામના અમુક ભાગને નેસડા તરીકે સૌ કોઈ જાણે છે અને ત્યાં રહેતા આહીરો મૂળ તો સોરઠિયા વાઘ પણ નેસડામાં રહેવાથી નેસડિયાવાઘ તરીકે ઓળખાય છે. વળી ઝાપોદરા ફળીમાં રહેતા તે ઝાપોદરાવાઘ તરીકે ઓળખાય છે. મંદિર તરફ રહેતા આહીરો એ બધા કેરાળીયા તરીકે ઓળખાય છે અને પાલાણી તરીકે ઓળખાતા વાઘ આહીરો પાલાણી એવી બાપે સાખ પડી કહે વાય છે. રામપરા ગામમાં નેસડામાં રહેતા બાલા નેસડિયા નામનો આહીર પોતાના ઘરની દરિયાદા બારની ઓસરીએ બેઠોબેઠો ચાકળો નાખી દાતણ કરે છે, એ અરસામાં પોતાની ડેલી બહાર ઘોડાનાં પગલાંની પડઘી વાગી અને અવાજ આવ્યો કે, બાલો, ભાઈ છે ? અવાજ સાંભળતાં બાલાભાઈએ ઊઠી પોતાની ડેલીનો દરવાજો ઉઘાડયો, ત્યાં તેનો ભાઈબંધ લખમણ બેપારિયો નામનો બાબરિયો જુવાન નજરે ચઢયો બાલે વાઘે આ પોતાના ભાઈબંધને જોઈ રૂડો આવકારો આપ્યો. એટલામાં તો લખમણ બેપારીયે તો ગોડાનું પાઘડુ છાંડયું. બે ભાઈબંધો પ્રેમથી મળ્યા અને બાલો વાઘ કહે છે, ભાઈ, હું ઘણા દિવસથી તમને સંભારું છું. ત્યારે આવનાર માણસે કહ્યું કે, હું અહીં રામપરા તમારી પાસે આવવા ઘણા દિવસથી વિચાર કરતો હતો, પણ કામકાજના લીધે અવાણું નહિ આજ ઘણું કામકાજ હોવાથી મહુવા જવાનું છે એથી મારા મનમાં થયું કે, એક કરતાં બે ભલા, એમ

જાણી તમારી પાસે આવ્યો છું, માટે તમારે પણ મારી સાથે મહુવા આવવાનું છે.

ત્યારે બાલે નેસડિયે કહ્યું કે તમે આવ્યા તે બહુ સારું થયું. ઉતાવળ ન હોય તો બે દિવસ અહીં રામપરામાં રોકાવ પછી મહુવા જઈએ. ત્યારે બાબરિયા જુવાન લખમણભાઈએ કહ્યું કે, ભાઈ, ઉતાવળ છે આજે જ મહુવા જવું છે. આ સાંભળી ઘોડાની વાઘ મહેમાનના હાથમાંથી લઈ બે જણા ફળીમાં આવ્યા ને ઘોડાને ખીલે બાંધી સામાન ઉતાર્યો અને ઓસરીનાં પગથિયાં ચઢ્યા. બાલે નેસડિયે પલંગ ઢાળ્યો અને ઉપર ધડકલું નાખી બેય જણ બેઠા. ત્યાં ભેંસનું ખાડુ સીમમાંથી પહર ચરીને આવ્યું. ગોવાળને બાલે નેસડિયે કહ્યું કે, લખમણભાઈના ઘોડાને જોગાણ આપો. ગોવાળ જોગાણ પાવરામાં ભરી ઘોડાને મોઢે ચઢાવ્યો અને પછી ભેંસુને જળ વગેરે પાઈને ખાણખૂંટણ ખવરાવી ગોવાળ દોવા બેઠો.

પછી બાલે નેસડિયે કહ્યું કે, ભગરને દોઈને દૂધનું બોઘરું તેમજ તાંસળી લઈને અહીં આવ. પછી તો ગોવાળ ભેંસ દોઈ બોઘરું તેમજ તાંસળી લઈ ઘરધણી પાસે આવ્યો. ઘરધણી બાલે નેસડિયે દૂધની તાંસળી ભરી લખમણ બેપારિયાને આપી. તેણે પાધી પછી બીજી તાંસળી ભરી આપી, ત્રીજી તાંસળીયે હા-ના કરતાં મેમાનનું કાંડું પકડી ચારેક તાંસળી પ્રેમથી દૂધ પીવરાવ્યું. ઉદાર દિલનો આહીર હજુ પણ આગ્રહ કરે છે; પછી તો મેમાને હાથ જોડીને કહ્યું કે, હવે વધારે નહીં હાલે.

પછી તો બંને ભાઈબંધો અરસપરસ વાતુ કરવા લાગ્યા, ત્યાં છાસુ તૈયાર થઈ. છાસુ પીને સૂતા પણ લખમણભાઈને મહુવા જવાની ઉતાવળ હોવાથી માંડ અર્ધોકલાક ઝોલો આવ્યો હશે ત્યાં ઊઠીને બાલા નેસડિયાને કહ્યું કે, ભાઈ, હવે આપણે મહુવા જવું છે, તો ઘોડા ઉપર સામાન માંડો અને આજની રાત દાંતરડી સામત લાખણોતરા પાસે સુવાણ કરશું. એમ બેય ભાઈબંધો તૈયાર થઈ, ઘોડા લઈ, મહુવા જવા રવાના થયા. રસ્તામાં

ભેરાઈમાં બેઘડી રોકાઈ ત્યાંથી પીપાવાવ આવ્યા. પીપાવાવ રણછોડજીનાં દર્શન કરી, કથીવદર થઈ દાંતરડીગામ આવ્યા. ત્યાં જડવજડ દિવસ રહ્યો.

ગામમાં આવ્યા, સામત લાખણોતરાની ડેલીએ આવતા બાલે નેસડીયે હાકોટા કર્યો કે, સામતભાઈ છે કે ? ત્યાં સામેથી અવાજ આવ્યો 'હા' અને કહ્યું કે, કોણુ હશે ? ત્યારે આવનાર માણસે કહ્યું કે, એ તો હું બાલો નેસડિયો. તરત સામત લાખણોતરે ડેલીનો દરવાજો ખોલી, રૂડો આવકારો આપ્યો. મહેમાનો ઘોડેથી હેઠે ઊતર્યા અને અરસપરસ મળ્યા.

ઘોડાઓને ખીલે બાંધ્યા. સામાન ઉતારી મેમાનને પાણીના કળશ્યા ભરી દીધા. કોગળાખંખાળા કરી મેમાન અને સામત લાખણોતરો બેઉ ઢોલિયા ઉપર આવી બેઠા ને વાતો કરે છે કે, ભાઈ, તમે ઘણા દિવસથી આવ્યા નથી. તો અહીં દાંતરડી બે દિવસ આનંદ કરવા રોકાવ.

ત્યારે લખમણ બેપારિયો કહે છે, ભાઈ, ઘણી ઉતાવળ છે. આજની રાત અહીં રોકાઈ સવારના વેલું મહુવા જવાનું છે. એટલી વાત કરે છે ત્યાં સામત લાખણોતરો ઘરમાંથી અફીણ તેમજ ખરલ લાવી કસૂંબો ઘૂંટવા લાગ્યો. કસૂંબો તૈયાર થયો. એકાબીજાએ અરસપરસ પ્રેમથી કાંડાં મરડી-મરડીને પાયો.

વાતોચીતો કરે છે ત્યાં વાળુ ટાણું થયું. ત્રણે જણ વાળુ કરવા ઊઠયા. વાળુ કરીને સૌસૌની પથારી ઉપર આવ્યા ત્યારે લખમણ બેપારીએ કહ્યું કે, અમારે સવારમાં વેલું મહુવા કામ છે તેથી જવું છે ત્યારે સામત લાખણોતરો કહે છે, ભાઈ બાલા, તમે તો કુટુંબના છો તો કયારેક આવશો, પણ લખમણભાઈ કયારે આવશે ? માટે બે દિવસ રોકાવ. ત્યારે આ બંને મેમાનોએ કહ્યું કે, વળતી વખતે જરૂર અમે આવશું અને એકાદ દિવસ રોકાશું. અત્યારે તો રોકાવાનો અવકાશ નથી. આટલી વાતુ કરી ત્રણે જણ સૂઈ ગયા સવારમાં વેલા ઊઠી, સામત લાખણોતરાની રજા લઈ બાલે નેસડિયે તેમજ લખમણ બેપારીએ ઘોડા ઉપર સામાન માંડી રજા લીધી અને ઘોડાને માથે અસવાર થઈ મહુવા તરફ રવાના થયા.

દિવસ ઊગું ઊગું થયો ત્યાં તો મહુવામાં પહોંચાડી દીધા. અમુક જગ્યાએ ઘોડાઓ બાંધી બંને ભાઈબંધો બઝારમાં નીકળ્યા. હજુ બઝાર બરાબર ખૂલી ન હતી. ધીરેધીરે વેપારીઓ બઝારમાં પોતાની દુકાનમાં આવતા હતા. એક હજામની દુકાન ખુલ્લી જોઈ લખમણ બેપારિયે કીધું કે, ભાઈ બાલા, અહીં હજામની પેઢી ખુલ્લી છે. હું વતુ કરાવી લઉં. એમ કહી બે જણ હજામની પેઢીનાં પગથિયાં ચઢયા ને એક જણે કીધું કે, ભાઈ, મારે દાઢી કરાવવાની છે. તુરત જ હજામે પથરાણું પાથરી દીધું. અત્યારની જેમ જૂના જમાનામાં ખુરશીઓ ન હતી. વળી, ગામડામાં હજામ હજામત કરવા ઘેરે આવે ત્યારે સારા માણસો ખાટલો ઢાળી તેના ઉપર બેસી હજામત કરાવે.

એથી આ હજામની પેઢીમાં લખમણ બેપારિયે હજામે પાથરેલ પથરાણા ઉપર વતુ એટલે હજામત કરાવે છે. ખોળામાં તરવાર પડી છે. એક બાજુ બાલો નેસડિયો બેઠો છે. તેની પાસે પણ તરવાર છે, કારણ કે પહેલાંના વખતમાં કાંટિયાવરણ ક્યાંય પણ ગામગામતરે જાય તો ખાલી હાથે ન જાય. કાંઈ પણ હથીયાર પોતાની પાસે રાખે, એથી આ બંને પાસે પોતાની તરવાર હતી. બંનેને જુવાની આંટો લઈ ગઈ છે. ગરેડી જેવા કાંધ છે. મજબૂત બાંધાનાં શરીર છે અને હાથીની સૂંઢ જેવી ભુજાઓ છે અને કેરીની ફાડ જેવી આંખો છે. આવા બંને અવળ કંધા ગોરખનાથના ચેલા જેવા બેઠા છે.

પ્રભાતનો પ્હોર છે. એ અરસામાં બે કસાઈઓ ગાયો લઈને નીકળ્યા. લખમણ બેપારી હજામત કરાવતો હતો તેની નજર આ ગાયો અને કસાઈઓ ઉપર પડી. તેણે જાણ્યું કે આ ગાયોને કસાઇ કતલખાને લઈ જાય છે, એથી આ જોઈ એનું લોહી ઊકળ્યું, પણ હજામત કરાવતો હતો, અર્ધી હજામત બાકી હતી એથી આહીર બાલા સામું જોઈ કહ્યું કે, ભાઈ બાલા, આ કસાઈઓ ગાયોને કાપવા કસાઈખાને લઈ

જાય છે, તો આપણે ક્ષત્રી તરીકે એને છોડાવવી જોઈએ. એટલું સાંભળતાં આહીર જુવાન બાલો નેસડિયો ઊઠયો અને કસાઈઓને કહ્યું કે, ભાઈ આ ગાયોને કયાં લઈ જાવ છો. ત્યારે કસાઈએ કહ્યું કે એને પૂજવા નથી લઈ જવી, કતલખાને કાપવા લઈ જઈએ છીએ અરે, ભાઈ, એને છોડી દ્યો તમે કહો એ પ્રમાણે પૈસા આપીએ. ત્યારે કસાઇ કહે છે, પૈસા તો અમે ભાળ્યા છે, માટે છેટા રહે. આ દાતરડું બાંધીને આવ્યો છે એથી કાંઈ બીક બતાવે છે? અમારા આડેથી ખસી જા, નહીં તો અહીં મહુવાની બઝારમાં ખોવાઈ જઈશ! એટલું સાંભળતાં આહીર જુવાન બાલાનો હાથ પોતાની તલવારની મૂઠ ઉપર ગયો અને બોલ્યો કે, ગાયોને છોડી દ્યો, નહીં તો ધડ ઉપરથી માથાં કરદ્વારના મેળામાં જેમ રામપાતર ઊડે એમ ઊડી જશે.

(દોહો)

વારે ગાયોની વીર ઉઠયો ભળ આંટાળ,<br>
લેવા પ્રાણ લાંકાળ બેઠા થયોં બાલીયો.<br>
કરમર કર ગ્રહી દીધી નેસડિયા દોટ,<br>
તાં લોંઠિકસાઈનો લોટ બાંધ્યો ખાગે બાલીયા.<br>
સમજાવ્યા સમજેય નહીં અજડ થીયા આડા,<br>
એ પાડયા બે પાડા બઝાર વચમાં બાલીયા.

આવી રીતે ઘણું સમજાવ્યા છતાં સમજ્યા નહીં ને ધીંગાણું થયું. બાલે તલવાર કાઢી, દોટ દીધી. કસાઇઓ હેબતાઇ ગયા ને નજરોનજર જમના દ્વાર ઊઘડતાં જોયાં. બાલો નેસડિયો ખુલ્લી તલવાર, જે રક્તભૂખી ભવાની હાથમાં લઈ છલાંગ મારી, જેમ મારણ ઉપર ત્રણએક દિવસનો ભૂખ્યો સાવજ ત્રાટકે એમ ત્રાટકયો અને કસાઈ ઉપર તલવારનો ઘા કર્યો. માથું ધડથી જુદું પડયું.

(કવિત)

સાંધા તોડીયા પાંજરાવાળા સાંકળેથી વાઘ છૂટા,
બાંગ બોલી ગામડામાં થીયા હાકાબાક.
જોદ્ધા સિંહ જમજાળા કેના બછુટા પેનાક જાણ,
ત્રુટા આસમાન કેના ફૂટા જમી તાક.

આવી રીતે આજુબાજુ મહુવાની બઝારમાં હાહાકાર મચી ગયો. એક કસાઈને પાડી બીજાની પાછળ દોટ દીધી. કસાઈ ભાગ્યો. બાલા નેસડિયાએ દોડતાં દોડતાં પગમાંથી જોડો કાઢી ભાગતા કસાઈને માથાની બોચીમાં જોરથી ફટકાર્યો, એથી કસાઈ ગોઠણભર થઈ ગયો. અને જેવો ઊભો થઈ ભાગવા જાય છે એટલીવારમાં તો બાલાની તલવાર કસાઈની ગરદન ઉપર ફરી વળી અને માથું જુદું જઈ પડ્યું આજુબાજુ અરધી પરધી દુકાનો ઊઘડી હતી તે ફટોફટ બંધ થવા લાગી અને સોપો પડી ગયો.

(દોહો)

માંઈ તળ મહુવા તણે ભેડકમલ ભાલે,
બાલા બઝારે તે દેડવીયા દેવાઉત.

હે દેવા નેસડિયાના પુત્ર બાલા, તેં તો ગાયોને કસાઈખાને જતી છોડાવી ને ક્ષત્રીવટ રાખી. ધન્ય છે તારાં માતાપિતાને ! એવી રીતે લખમણ બેપારિયે બાલાને શાબાસી આપી.

આ બેય કસાઈઓનાં ધડ નાડાવા નાડાવા છેટાં પડ્યાં છે અને લોહીની ધારાઓ છૂટી નાડાવા નાડાવા છેટાં હોવા છતાં વહેતાં લોહી ભેગાં થઈ બઝાર વચમાં મોટો પ્રવાહ જાતો હોય એમ જોનારને આ દ્રશ્ય લાગે છે.

(દોહો)

બાલાઓત બીજા તણા સાકે સીમાડા,
જાંગીજીત તણા તેં દેવાર્યા દેત્રાઉત.
છેધર સાંસતિયા નથે આપાણે આઠાણુ,
વાધ તહાળી વાણુ હે બરફાળી બાલીયા.
દેત્રાઉત દગપાળ બળતા કહે છે બાલીયો,
આવ્યો ભડ આંટાળ તું નામેરી નાજાઉત.

પછી લખમણ બેપારિયો કહે છે, ભાઈ બાલા, આપણા ઘોડા તૈયાર કરો. હવે આપણે રામપરે પોગી જઈએ, કારણ કે ખાઈને સુઈ જાવું અને મારીને ભાગી જાવું એ ડાહ્યા માણસનું કામ છે.

અને બંને જણુ પોતાના ઘોડા તૈયાર કરી રામપરા આવ્યા. થોડા દિવસ બાદ તળાજાથી બે પોલીસ ને એક જમાદાર રામપરે આવ્યા. બાલા નેસડિયાનું ઘર પૂછતા પૂછતા બાલા નેસડિયાને મળ્યા ને વાત કરી કે, તમે કસાઈઓ પાસેથી ગાયો છોડાવી એ બહુ સારું કામ કર્યું માટે આ સારા કામ બદલ તમને શાબાસી આપવા દરબારે બોલાવ્યા છે. તો અમારી ભેળા ચાલો. આવી રીતે પોલીસના માણસો પ્રપંચ કરી બાલા નેસડિયાને પોતાની સાથે મહુવા લઈ જવા નીકળ્યા. ચાલતાં ચાલતાં મહુવા પાસેના દુધાળા ગામની હદમાં આવ્યા ત્યારે પોલીસોએ કહ્યું કે, લે, આ હાથકડી પહેરી લે શાબાશી નથી આપવાની આ બે કસયોના ખુન કરવા બદલ તને જેલના સળીયાની પાછળ ધકેલવાનો છે આટલુ સાંભળતાં હાથકડી પોલીસના હાથમાંથી ઝૂંટવી એ જ પોલીસના માથામાં મારી. પોલીસને હાથકડી વાગવાથી બેહોશ થઈ ગયો. એવામાં તેની બંદુક લઈ નાળ પકડી કુંદાથી બીજાને માર્યો અને તે પણ ઢળી પડયો. બેયને ત્યાં ઠાર કર્યા, એક

જણો ભાગ્યો. તેની પાછળ બાલે નેસડિયે દોટ દીધી, એથી આ મરણિયા પોલીસે પોતાની પાછળ દોડતો આવે છે એમ જાણી બંદુકમાંથી ગોળી છોડી તે બાલાની છાતીમાં વાગી. બાલો નેસડિયો તેમજ બે પોલીસના માણસો ત્યાં કામ આવી ગયા. બાલા નેસડિયાનો પાળિયો દૂધાળાને ઝાંપે અડીખમ ઊભો છે. તેના વંશના રામપરેથી હર દિવાળીએ તેલ–સિંદૂર ચડાવવા માટે જાય છે. હાલ જે જામકામાં મીઠાભાઈ બાઘાભાઈ નેસડિયા તેમજ કરમણ માંડણ વગેરે પણ હર દિવાળીએ જાય છે અને ધૂપદીપ કરી, શ્રીફળ વધેરી તેની પૂજા કરે છે. આવા વીરપુરુષો સોરઠિયા આહીરોમાં એક પછી એક ઘણા થઈ ગયા છે.

(ગીત)

વાગે સિંધવારણ ડંકા વંકા ભૂપ અટંકા ભાજે,
ભારત બાલો મહાભડ ભીડ પડે નો ભાગે.
જાણ કેકાણ દળાવસ જૂંકે, ભાણ વખાણા શું ભાખે.
જાડે ઢાલ જુહાણ જુહાણા, રીત પ્રિયા સે રાખે.
ખાંડે રાડ મસાવે ખેખટ, શૂર ક્ષત્રીવટ શોભે.
ધાર બરાડ વઢંતે વાઘ, કાઠ છત્રાસા થોભે.

(ગીત)

મોજે કળાયેલ મોર વાંભ એક સાંકળ વાળી,
દીધી પુંજે દાત ભૂપતથી હેકળ ભાળી.
નમણી રૂપ નઘાટ મૃગ ભાગા વાળણ મરડી,
વરવી કવીઆ વાઘ હમસીયું પુંદણ હરડી.
તણીગઢ કોટ તપે માયનન દીસે મણા,
કીયાડી ગત સાખત કરે તે સમપી ખાંડા તણા.

(દોહા)

ખાંડા ખાંડાળો તણા મરડીને ખાયે માલ,
વળતર નાપે વાલ અડિયલ મેણસિયા ઓતરો.
રાજુલ રાખત નહીં ખાંડા ઓત ખતે,
ભોળો ભાળત નહીં ભવે પાછા બાવળ પુંજલા.
ખડતાળે ખુંદાવી ભલુ, બીજા તણે બજાર,
સમપીતે ખાંડા તણા, હરડી મુડ હજાર.

આ રામપરા ગામમાં આવેલ સોરઠિયા વાઘ મેણસીઆતાના ખાંડાઆતાના પૂંજાઆતાના દેગણઆતાના ભીખભાઈ તથા [illegible]

રામઆતના વાઘોઆતો તથા હમીરઆતો

વાઘાઆતાના ટપુઆતાના રામભાઈ ઉર્ફે આતાભાઈ. હમિરઆતાના ભગવાનઆતો તથા અરજણઆતા એ બેભાઇ

પાતાઆતાના ભોજાઆતના ભીખાઆતા

સામતઆતાના દેશુરઆતાના વાજસુરઆતાનાં આતોભાઈ

રાજાઆતાના મુળુભાઈ તણા ભાણોભાઈ

ભાભાઆતાના નગાજણઆતાના બાઘાઆતાના મંડાભાઇ

ભગવાનઆતાના નાકરાઆતાના મેરામણઆતા આ પેઢીમાં ભગવાન આતા તથા બાઘાભાઈ વગેરે છે.

## ભીખાભાઇ દેગણભાઈના

(દોહા)

સારપનો દેગણ સતણ, નેસડિયો નવાણ,
દિલ તારું દહીવાણ, ભરિયલ અમૃત ભીખલા.
ગરવો અને ગંભીર ઉદાર જેનું અંગ
રીયણ પર એક રંગ ભાળ્યો તું માં ભીખલા.

---

# સોરઠિયા મૂળુભાઇ હમીરભાઈ

સોરઠ એટલે સતી, શૂરા અને સંતોનું જન્મસ્થાન. આ વીરભૂમિ ઉપર કેટલાક દાતારો અને શૂરવીરો થઈ ગયા છે. તેમાંના કેટલાક જે કોરા કાગળો ઉપર કવિ તેમજ લેખકની કલમે ચઢયા છે, તેઓ ઇતિહાસને પાને અમર રહ્યા છે.

આહીર પ્રવીણ
૯૮૨૫૯૯૧૩૮૩

દાદવા જેવા એક સાધારણ માણસને કવિએ અમર કરી દીધો. આજે દાદવાનું નામ સૌ કોઈ જાણે છે. વળી કહેવતમાં પણ, કોઈ પણ માણસો દાદવાની ઉપમા આપે કે તારું દિલ દાદવા જેવું છે.

(દોહો)

ચિતોડે મન ચળ્યું નહીં, દેતા લખોનાં દાન,
(પણ) બાંધ્યું બાલા ગામ, દિલ અમારું દાદવા.

સોરઠમાં અમુક કોમને કાંટીઆ વર્ણ કહે છે અને કાંટીઆ વર્ણ એટલે સામે પગલે મરનારી કોમ.

પોતાની જમીન–જાગીર કે ગામ–ગરાસ જતાં હોય તો તેના માટે પોતાનું બલિદાન દઈ લોહી રેડવા તૈયાર થાય છે અને માથાં પણ જતાં કરે છે. પણ જમીન–જાગીર જવા દેતા નથી.

કાંટીઆ વર્ણ એટલે કાઠી, રજપૂત, આહિર, બાબરિયા, મેર, વાઘેર, હાટી, જાટ, મૈયા, પરજિયા સોની એ પણ કાંટીઆ વર્ણમાં ગણાય છે. આ કોમ બનતાં સુધી નમતું ન આપે. માથું જાય પણ નાક ન જવા દીએ.

(દોહો)

**દેવો, મરવો ને મારવો, ઝાલવી ખગારી જદ્દ,**
**કહો કે ઠકરા બસમી, ક્ષત્રીયા વદ્દ.**

આ જગતમાં દેવું એ પણ મુશ્કેલ છે અને મરવું એ પણ મુશ્કેલ છે અને મારવું એ પણ મુશ્કેલ છે. પાંચ-પચ્ચીસ દુશ્મનો ઊભા હોય અને એકલે પંડે તેના સામે જવું હોય, વટ રાખવો હોય એ પણ મુશ્કેલ છે.

(દોહા)

**સતી, સૂરા ઔર સંતજન, તીનોકા એક તાર,**
**જરે મરે અને પરહરે, તબ રીઝે કીરતાર.**

આ બધાં કામ જીવનમાં કોણ કરી શકે છે ! તે ઉપરના દોહા ઉપરથી સમજાય છે.

આવાં વિકટ અને જીવ સટોસટીનાં કામ જેવાતેવાથી ન થાય. જેનામાં પ્રાણ ત્યજી દેવાની શક્તિ હોય, તેનાથી જ બની શકે.

આ કાંટીઆ વર્ણ પોતાનું અપમાન, અગર કોઈ તુંકારો કરે કે કોઈ પોતાની જમીન-જાગીર દબાવે અને તેને પાછી મેળવી શકવાની શક્તિ ન હોય તો પોતાનાં બાલબચ્ચાં અને સંસારનાં બધાં સુખો છોડી દેવ મટી દાનવ થાય છે. લૂંટ-ફાટ અને ખૂન-ખરાબો વગેરે હિંસક કૃત્યો કરે છે. છતાં પણ જો એને કોઈ મહાપુરુષ કે મહાત્માનો ઉપદેશ લાગી જાય તો તે જૂદી જ ભુમિકામાં પ્રવેશ કરે છે અને પોતાના જીવનનું પરિવર્તન કરી કોઈ સરળ માર્ગ શોધી કાઢે છે. જેસલ એક લૂંટારો હતો. તેને એક નારીએ જ ઉપદેશ આપી ઈશ્વરના પદને પ્રાપ્ત કરે તેવો રસ્તો બતાવ્યો. તે નારીના શબ્દોથી તેનો હૃદયપલટો થઈ ગયો હતો. આવા તો અનેક દાખલા છે.

તોરલને જેસલ પાસેથી કોઈ પણ માલ-મિલ્કત લેવાનીઆશા નહોતી, પણ આવા ડાકુ–લૂંટારાને સદ્‌માર્ગે ચઢાવી, તેનું જીવન સુધારવું તેને પરોપકાર કહે છે. તેમ જાણી તોરલે જેસલને ઉપદેશ આપેલો તે જગત જાણે છે.

(સાખી)

સરોવર, તરુવર, સંત જન, ચોથા વરસે મેહ,
પરમારથને કારણે, ચારેય ધર્યો દેહ.

વળી અમદાવાદમાં આવેલ જગન્નાથ મંદિરના મહાત્મા નરસિંહદાસ એમને આ જગતની સાથે કોઈ જાતનો સ્વાર્થ ન હતો. તેમને તો ઈશ્વર-ભજન કરવું અને બીજાને ખવરાવી, તેના આત્માને તૃપ્ત કરવો એ જ એમના સિદ્ધાંતો હતા, અને ત્યાં હજારો સાધુઓ હંમેશ માટે મિષ્ટાન્નો જમતા અને તે મહાત્મા કેવા હતા. તેનું કવિત નીચે મુજબ છે.

 (કવીત)

હંસ જયોં વીહંગન મેં, તાજી જયોં તુરંગનમે,
મંગલ ગજરાજનમેં, સાજનમેં છત્ર હૈ.
મની જ્યોં પદાર્થમેં, અર્જુન જ્યોં ભારતમેં,
ગંગા પરમાર્થમેં, સરિતામેં છત્ર હૈ.
ચંદ જ્યોં તારનમેં, મેરુ જ્યોં પહારનમેં,
કરન જયોં ઊદારનમેં, દાતા શિરછત્ર હૈ.
અહમદાબાદ અંદરમેં, જગન્નાથ મંદરમેં,
સંત કે સમંદરમેં, નરસિંહદાસ સર્વોમેં છત્ર હૈ.

ઇશ્વર પણ તેમના પ્રેમને આધિન છે, મંદિરના પુજારી પ્રેમ ને ભાવનાથી પ્રભુની સેવા કરતા હોય તો આખુ મંદિર તેમજ મંદિરમાં રહેતી મૂર્તિ પણ હસતી હોય છે.

(છપ્પય)

બજતા નગારા ઝાલર ઝંકારા હોત,
શંખનાદ સારા, સબ ઘેરા ઘેરા બજતા હૈ.
ઠોર ઠોર રામાયન, હરિગુણ ઠોર ઠોર,
આઠેપ્રહરકરતકિલ્લોલ,જસમત રંગજામ્યા હૈ.
ઠેં ઠેં ઠેં ત્રાંઉ ત્રાંઉ ભેરી નોબત બજત,
કિલ કિલ કિલ ગુનગાઈ, નાગફની બજતી હૈં.
ગણુણુણુ ચલત ગાજ, ધણુણુ મંદિર ધાત,
મંદમંદ જગન્નાથ, મરક મરક હસતા હૈ.

કોઈ પણ કાર્યમાં એટલે ભક્તિ કે દાતારવટીમાં અગર તો શૂરવીરતામાં જીવનભર એક રંગે રહેવું તે બહુ કઠીન છે.

(દોહા)

આશક, નટ, સાધુ, સતી, શૂરા સહેવો સેલ,
અરાપરિકી બાત નહીં, વે ખરાખરીકા ખેલ.

જ્યારે માણસ ચારેય તરફનાં દુઃખોથી ઘેરાઈ જાય છે ત્યારે માણસ કાં તો સાધુ બની ઈશ્વરનું ભજન કરે છે, કાં તો લૂંટફાટ કરે છે અગર ખિસ્સાકાતરું કે ચોર–ડાકુ બને અગર તો આપઘાત કરે. આમાંથી એક રસ્તો લ્યે જેમ કે બુદ્ધિ અને શક્તિ બંને સાથે છે. બુદ્ધિથી વેપાર, ઉદ્યોગ

અગર તો બીજી કાંઈ ઉન્નતિ કરી સારી પાયરી ઉપર જાય.

પણ બુદ્ધિ ભેગી શક્તિ ન હોય તો કાંઈ ન કરી શકે અને આળસુ થઈ આજ નહિ કાલે કરીશું. માટે બુદ્ધિ, અને શક્તિ બંને સાથે હોય તો તેનાથી તે જગતને વશ કરી શકે છે. એક પથ્થરને સોનું ઘસવાથી બાર-વણું કે સોળવણું છે તેવી કિંમત સોનારને કરી બતાવે છે.

એક પથ્થર એવો છે કે તેને લોઢું અડાડવાથી સોનું બની જાય છે. એક પથ્થર એવો છે કે તેને લોઢું અડાડવાથી અગ્નિ ઝરે છે. પથ્થર તો ત્રણેય છે.

કસોટી તે પણ પથ્થર છે, પારસમણિ તે પણ પથ્થર છે અને ચકમક તે પણ પથ્થર જ છે.

પણ તેમાં ગુણો જુદા જુદા છે. બુદ્ધિ અને શક્તિ સાથે હોય તો જ તેની કિંમત થાય એવી જ રીતે પારસમણિ અને લોઢું જુદા જુદા પડ્યા હોય તો તેની કાંઈ કિંમત નથી, પરંતુ એકબીજાને અડકવાથી તેની કિંમત થાય છે.

જેમ કે તલવાર આપણી છે પણ મ્યાન વગરની હોય તો આપણને જ વાગે માટે જ્ઞાનરૂપી મ્યાનમાં ધ્યાનરૂપી તલવારને રાખવી જોઈએ.

ક્યાંય પણ ભાગવતકથા વંચાતી હોય ત્યાં આડાઅવળા તડાકા મારી જ્યાં ત્યાં બેનો-દીકરીઓ ઉપર આડીઅવળી નજરો ફેરવે છે. પરંતુ કથાશ્રવણમાં લક્ષ રાખતા નથી. આમતેમ ધ્યાન રાખે તો તે મ્યાન વગરની તલવાર છે. જ્ઞાનરૂપી ધ્યાનનું મ્યાન નથી તે જરૂર આપણને જ વાગે છે.

જીભ આપણી છે, જીભમાં હાડકાં નથી પણ કોઈને એ જીભ ખરાબ શબ્દો કહે તો એ હાડકાં વગરની જીભ હાડકાં ભાંગી નાખે.

આમ તો બધું લખવા બેસીએ તો પાર ન આવે. આપણે હવે મૂળ વાત ઉપર આવીએ.

ચંદ્રવંશમાં બ્રહ્માથી ગણી બાવીસમી પેઢીએ એહુસ રાજા થયા. તેના બે પુત્રો હતા, મોટો પ્રતધાવી. તેના વંશમાં છપ્પન કુળે યાદવ થયા. તે જદુકુળ કહેવાયું. નાનો નરગોખ થયો. તેના વંશમાં નવ નંદ થયા અને અહીં નંદથી આહીર કહેવાયા.

એહુસના, મેહુસના, નરગોખના, અભયરાજના, મહિબાહુના, અહિનંદ. તે અહિનંદ રાજા મહા પ્રતાપી, દાનેશ્વરી ને પરાક્રમી હતા. તેણે પોતાના વડવા એહુસ રાજાને ઋષિઓ તરફથી શ્રાપ મળ્યો હતો તેથી તેનો દેહ સર્પરૂપી મોટા અજગર જેવો હતો તેનો ઉદ્ધાર કર્યો અને મોક્ષ માટે અહિનંદ રાજાએ મહાન યજ્ઞનો પ્રારંભ કર્યો તેમાં ઋષિઓ–મુનિઓ તેડાવ્યા. પવિત્ર ચાર વેદોના મંત્રો વડે આહુતિ અપાતી હતી જ્યારે યજ્ઞ પરિપૂર્ણ થયો ત્યારે અહિનંદ રાજાએ ગાય તથા સર્પનું વિધિપૂર્વક પૂજન કર્યું અને ઋષિઓને મોટાં મોટાં દાન આપ્યાં ત્યાર પછી પોતાના વંશજોને ગાય તથા નાગપૂજન બાર માસે એક વખત કરવું અને તે પણ વિધિપૂર્વક આ બધાયે કબૂલ રાખ્યું. હાલ તે રિવાજ આહીર કુળમાં અનાદિથી ચાલ્યો આવે છે. ગાયપૂજનને બોળ–ચોથ કહે છે. અને નાગપૂજનને નાગપાંચમ કહે છે. એવી રીતે અહિનંદ રાજા થયા ત્યાંથી આહિર શાખા પડી અને આહીરકુળ કહેવાણું.

આવા આહીરકુળમાં જન્મેલા આહીરો દાનેશ્વરી તેમ જ વીરતામાં નિપુણ છે. એવા સોરઠભૂમિ પર અનેક થઈ ગયા.

સોરઠ પ્રદેશમાં તુલશીશ્યામ પાસે નગડિયા નામે નાનકડું ગામ છે, તેમાં પંચોળીઓની વસ્તી છે તેમ જ બે ત્રણ ઘર સોરઠિયા આહીરોનાં છે. આ સોરઠિયા આહીરનો મૂંછનો દોરો ફૂટયો છે, શરીરમાં લોહી થનગનાટ કરી રહ્યું છે, એ જુવાન વિચાર કરે છે કે દુનિયામાં નામ નથી તો તો કાંઈ નથી, એવા વિચારોનાં વમળમાં બેઠો છે. એને થયું કે હવે ક્યાંય બહાર નીકળી જઈ લૂંટ-ફાટ કરી સાધુ–બ્રાહ્મણ અને ચારણ-ભાટોને દાન આપી ખેરિયાત કરવી.

ઘરમાં તો એટલી કાંઈ મિલકત નથી, જેથી કરી આ પ્રમાણે કરી શકીએ. ઈશ્વરે હાથપગ અને શક્તિ આપી છે. વળી આહીર એટલે કાંટીઆ વર્ણ. એ મૂંઝાઈને બેસી રહે એ તેની મર્દાઈ ન કહેવાય, પણ નામર્દાઈ કહેવાય છે. આમ વિચાર કરી આ આહીર જુવાન બહાર નીકળી જઈ લૂંટફાટ કરવા લાગ્યો. પછી તો એને કેટલાક સાથીદારો પણ મળ્યા અને સારો સહકાર મળ્યો. જેથી કરી કોઈપણ વ્યાજખોર વેપારી હોય તેને લૂંટી ચોપડા વગેરે બાળી દેવા, અને ગામ પણ ભાંગવા માંડયું ગામ ભાગવું એટલે રાજ્યની સામે દુશ્મનાવટ કરવી.

આ દુશ્મનાવટ સહેલી નથી, રાજ્યની સામેની છે.

પછી તો આ જુવાન ગિર પ્રદેશ તેમજ સોરઠમાં બૂમ પડાવે છે. તેની બીકથી ઘણાં શહેરો અને ગામડાંઓના વેપારીઓની ઊંઘ ઊડી ગઈ. કોઈથી ખેતર-પાદર જવું હોય તો ઘણી બીક લાગે. આવો એ આહીર જુવાન જેનું નામ મૂળુ વણઝર કે જેનું નામ રાજનાં ચોપડે ચઢયું. પછી તો ભાવનગર, જૂનાગઢ, વડોદરા વગેરેની ફોજો તેની પાછળ પડવા લાગી. રાજ્યના અમલદારોને પણ થવા લાગ્યું કે આનો કયાંય જો ભેટો થયો તો આપણાં હાંડલાં અભડાવી દેશે, તેથી અમલદારો પણ એકલ-દોકલ કયાંય જવું હોય તો વિચાર કરતા.

(છપ્પય)

મરદા મરદ મૂળરાજ, ધરાપડ આપ ધ્રુજાવે,<br>
મરદા મરદ મૂળરાજ, બરાચક હાથ બતાવે,<br>
મરદા મરદ મૂળરાજ, ઊંઘ અગરાજ કરાવે,<br>
મરદા મરદ મૂળરાજ, ધીંગાણે ધંધ મચાવે,<br>
ફેરફાટ ધાક જેની ફરે, ધાટ "કાન" મનમાં ધડે,<br>
બળવંત પુરુષ કાંડા બળે, વશ વિકટ કરવો પડે.

આવી રીતે ઘણોક ટાઈમ બહારવટું કર્યું અને દગાથી સૂતેલો પકડાઈ ગયો. તેને સાત વરસની સજા થઈ. છૂટીને ઘેર આવ્યો. ઘેર ટૂંકી જમીન પચ્ચીસ–ત્રીસ વીઘાની કારણ કે કાઠિયાવાડમાં આ જમીનની કાંઈ કિંમત ગણાતી નથી. તેનું ખેતર તેના ગામથી ઉત્તર દિશાએ આવેલું અને પોતાના ખેતરની જોડે એક નાના ડુંગર સરીખો ટેકરો હતો. ત્યાં જાય અને તેની ઉપર બેઠો રહે. તેના સળગતા હૃદયમાં અનેક પ્રકારના અવનવા તરંગો આવ્યા કરે છે અને તેના જીવન–નાવને ડોલાવી રહ્યા છે. અવનવી કલ્પનાઓ તેના મન ઉપર પોતાનો વિજયધ્વજ ફરકાવી રહી છે. ભૂતકાળનાં બિહામણાં અને ભયંકર કર્તવ્યોની યાદ એના દિલને દઝાડી રહી છે.

એ ભૂતકાળને ભૂંસી નાખી કરેલાં કતવ્ય અને પાપ ધોઈ નાખવા અને અનોખું જીવન જીવવું એમ એમનું દિલ કહી રહ્યું છે.

આ પુરુષની ચામડી ઉપર પડેલી સાધારણ કરચલીઓ એની ઉંમરનો આછો ખ્યાલ આપતી હતી. એનો ચહેરો ને મૂછના થોભિયા એના ખમીરની ખાત્રી આપતા હતા. એનો સૌમ્ય અને ગંભીર ચહેરો ભૂતકાળનો ભેદ ઉકેલતો હોય એમ જણાતુ હતું. એનું એક ધ્યાન અને સ્થીર આંખો ઊંડા વિચારોના વમળમાં ડૂબી હોય એમ જોનારને જણાતું હતું. ભૂતકાળની વાત યાદ આવે છે અને મનમાં થાય છે કે મારા કર્તવ્યથી ભલભલા ધ્રુજી ઊઠતા અને છોકરાંઓ છાનાં રહી જતાં. હું મનુષ્ય મટી દાનવ થયો હતો. તેવા અનેક વિચારો કરે છે અને બેઠો છે.

એ વખતે ઉનાથી તુલસીશ્યામ જતા રસ્તામાં જેશાધાર નામે નેશડું છે અને તે ગિરના જંગલનું નાકું છે. આ દેશાધાર નામના નેશમાં અમદાવાદ તરફના એક માણસ નાકા–કારકુન તરીકે નોકરી બજાવવા બાલ-બચ્ચાં લઈને આવેલ છે. તે જગા તેને ભયંકર અને બિહામણી લાગે છે, તેથી પોતાના મનને કહે છે કે, હે ઈશ્વર, તેં બધું આપ્યું એ તો બરાબર પણ આ એક પેટ આપ્યું એ જ મોટામાં મોટું પાપ કર્યું છે.

આવા અનેક વિચાર કરતો. આ ગાઢ જંગલના ભયંકર પહાડો આભને ટેકો દઈને ઊભા છે. સાવજ–દિપડાં જેવા હિંસક પ્રાણીઓની રાડ સાંભળી હાથી જેવાં જાનવરો પણ ગભરાઈ જાય. તો પછી માણસોનું શું ગજું ? આ જગ્યાએ રહેવું ઘણું મુશ્કેલ છે એને કયાંય ચેન પડતું નથી, એથી સાંજના નોકરીનો સમય પૂરો થવાથી પોતે ફરવા નીકળે છે. ધીરે ધીરે દુર નીકળી ગયો અને વળી ઊંચું જોઈ વિચાર કરે છે કે, આ જંગલમાં કોઇ ચોર–લૂટારા કે ડાકુ મારી, લૂંટી આ પહાડોની ખીણમાં નાખી દે તો કોણ ભાવ પૂછે ? એમ વિચાર કરતો એ જુવાન ધીરે ધીરે એક ટેકરી ઉપર ચડયો. ત્યાં આજુ બાજુ જુવે છે તો તેની નજરે મારકણો ચકેરો, દાઢી-મૂછના થોભિયાઓ અને કેરીની ફાડ જેવી આંખોવાળો જુવાન જોયો અને પોતે હેબતાઈ ગયો. ત્યારે આવનાર માણસને ટેકરી પર બેઠેલ માણસે કહ્યું કે, કેમ ભાઈ, અહીં કાંઈ ડર લાગે છે ? ત્યારે સામા માણસે કહ્યું કે, હા ભાઈ આવા ભયંકર જંગલમાં ડર તો લાગે જ ને

ત્યારે ટેકરી ઉપર બેઠેલ માણસે કહ્યું કે, આવો, ભાઈ આવો અહીં, ડરવાની કાંઈ જરૂર નથી. તમો કયાં રહો છો ? ત્યારે તેણે કહ્યું કે, ભાઈ, હું તો અમદાવાદ રહું છે પણ હાલમાં અહીં જેસાધાર મારી નાકા–કારકુન તરીકે નિણુમક થઈ છે. અને બાલબચ્ચાં સહીત હું રહેવા આવેલો છું. પણ બીક બહુ લાગે છે. ત્યારે બેઠેલા માણસે કહ્યું, અહીં જેસાધારમાં તમારે નિર્ભય રીતે રહેવું. ડરવાની કાંઈ જરૂર નથી.

પહેલાં હું એક ડાકુ હતો અને ડાકુ ટોળી સાથે ફરતે ઘણુંક વરસો આવાં ડાકુગીરીનાં અને લૂંટફાટનાં કર્તવ્યો કર્યાં એક વખત હું સૂતો હતો અને કોઈએ પોલીસને બાતમી આપી અને હું પકડાઈ ગયો. મને સાત વર્ષની સજા પડી મારી ચાલચલગત સારી હોવાથી જેલ સુપ્રિન્ટોન્ડેન્ટ ને મારા ઉપર દયા આવી, મારી ઘણીખરી સજાઓ કપાઈ ગઈ. હું જેલમાંથી છૂટી અને મારા વતનમાં મારે ઘેર આવ્યો. એક વખત તુલસીશ્યામથી દોઢેક ગાઉ દુર ગીરના ગાઢ જંગલમાં ખજુરીનો નેશ છે ત્યાં ફક્ત

માલધારીઓ રહે છે, તે જગાએ એક મહાત્મા રહેતા હતા, તેનાં દર્શન કરવા હું ગયો. તે મહાત્માએ મને ઉપદેશ આપ્યો ને કહ્યું કે, બચ્ચા, આપણને ઈશ્વરે મનુષ્ય દેહ આપ્યો છે તો ઈશ્વરનું ભજન કરવું, બીજાના રાહબર બનવું અને જો બને તો આવ્યા–ગયા અતિથિને ટુકડો આપવો અને દરેકથી હળીમળીને રહેવું એ મનુષ્યનું કર્તવ્ય છે.

એક કીડો પથ્થરમાં ઘર કરે છે, પથ્થર તો બહુ જ કઠણ હોય છે પણ તે કીડો તેમાં પોતાનું સ્થાન જમાવે છે, તો આપણે તો મનુષ્ય છીએ, વળી મનુષ્યનું હૃદય ઘણું કોમળ હોય છે, તો માણસ માણસના દિલમાં ઘર કેમ નથી કરી શકતો ? તેનું મન કેમ જીતી નથી શકતો ? માટે તેના મનમાં મીઠા શબ્દોથી ઘર કરી તેનું દિલ જીતી લેવું એ મનુષ્યનું કર્તવ્ય છે. મહાત્માના આ શબ્દો સાંભળતાં જ મારા દિલનું પરીવર્તન થયું અને મારો હૃદય પલટો થયો.

મેં વિચાર કર્યો કે અનીતિ અધર્મ કે છેતરપિંડીથી કાંઈ પણ ધન મેળવવું એ પાપ છે, મહાત્માને મળ્યા પછી, નીતિથી ચાલવું ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે આવ્યા ગયા અતિથિને અગર કોઈ પણને ટુકડો આપવો આવું મેં નક્કી કર્યું છે.

માટે તમારે અહીં બિલકુલ નિર્ભય રીતે રહેવું. મને અહીં આજુ. બાજુ બધા લોકો ઓળખે છે અને બધાથી હું સારાસારી રાખું છું, એથી તમોને કોઈ કાંઈ કહે તો તમો મારું નામ લેજો હું જાતે આહિર છું મારું નામ મૂળુ વણઝર છે. આ નામથી બધા મને ઓળખે છે. અને તમારું નામ શું છે તે કહો, ત્યાં આવનાર માણસે કહ્યું કે, મારું નામ પ્રદ્યુમ્ન છે. મૂળુ વણઝરે કહ્યું કે, તમારે અહીં કોઈ જાતની ડરવાની કે લૂંટ ફાટની કાંઈ પણ બીક ન રાખવી, હંમેશાં તમારે નોકરી ઉપરથી છૂટી મારી પાસે ફરવા અને આરામ કરવા અહીં આવવું હું પણ સારા માણસની લાગવગથી અહીં સુગર ફેક્ટરીમાં નોકરી કરું છું અને હાલમાં હું રજા ઉપર છું અને રજા પૂરી થયે નોકરી ઉપર ચડી જાઉં તો પણ તમારે ચિંતા ન કરવી.

હંમેશાં બીજે-ત્રીજે દિવસે મળતો જ રહીશ. વળી તે પ્રધ્યુમન ભાઈને મૂળુભાઈએ પૂછ્યું કે, તમો અમદાવાદમાં રહો છો ત્યાં એક મારા મિત્ર છે અને તે પોલીસ ઈન્સ્પેક્ટર તરીકે નોકરી કરે છે. તેનું નામ ગઢવી સાહેબ છે, એને સૌ ગઢવીસાહેબથી જાણે છે તેનું અસલ નામ મોજદાન ભાઈ છે, તે બહુ ગુણવાન અને સરકારના વફાદાર છે અને તેની દારૂબંધી ખાતામાં નિમણુંક થયેલ છે. આ બધી વાત ચાલે છે ત્યાં મૂળુભાઈનું નામ પૂછતો કોઈ કવિ આવ્યો, તે મૂળુભાઈને નામથી જાણતો હતો, કવિને મૂળુભાઈ એ કહ્યું કે, આવો, ત્યારે કવિ કહે છે, આ ભાઈ કોણ છે? ત્યારે તેણે કહ્યું કે આ ભાઈ અમદાવાદ રહે છે અને હાલમાં જેસાધાર નાકા-કારકુન તરીકે બદલી થઈ છે. અને તેને હું પૂછું છું, કે, અમદાવાદમાં ગઢવીસાહેબ પોલીસ ઇન્સ્પેકટરને તમો જાણો છે? તો તેણે કહ્યું કે હું જાણું છું કવિએ પણ કહ્યું કે, હું પણ એને જાણું છું એ તો બહું સારા માણસ અને ઉદાર વૃત્તિવાળા છે અને જ્યારે પોતે પોતાની નોકરી ઉપર બહારગામ જાય અને દારૂનાં પીઠાં તેમ દારૂડિયાઓની તપાસ કરે ત્યારે તો ભલભલા માથા ભારે અને દારૂનાં પીઠાં ચલાવનારાઓ ગામ છોડીને ભાગી જાય છે.

આ મોજદાનભાઈનું ઉપનામ ગઢવીસાહેબ તેનો મને પરિચય છે કવિ કહે છે કે તેના ગુણની તો શું વાત કરું

આહીર પ્રવીણ
(દોહા) ૯૮૨૫૯૯૧૩૮૩

સારપ સુગંધને સુમનરો, તારું મહેકે દિલ મેરાણ,
ચારણ ગુણ સૂજાણ મોજદાન મેરૂ સમો.

આવા માણસને કોણ ન ઓળખે? વળી ઉદારતા ભરેલ અંગ અને કાયમ એક જ રંગ જે માણસમાં માણસાઈ હોય છે. તેને દરેક માણસ જાણે છે. આવા દાતાર, શૂરવીર કે ભક્તો ન હોત તો કવિઓ ગુણ કોના ગાતઃ "હીરા મુખસે ના કહે લાખ હમેરા મોલ.."

(દોહો)

ઈશ્ક–મુશ્ક ખાંસી–ખુશ્ક, બેર–ખૂન મદ્યપાન;
એવા છુપાયા ન છૂપે પ્રગટ હોત મેદાન.

અર્થાંત કે કોઈપણ ઈશ્કબાજને વળી ખાંસી આવવી ખુશી થવું. બેરીયાત કરવી. ખુન કે મદ્યપાન કરવું. એ વસ્તુ છૂપી રહેતી નથી. તેમ માણુસમાં માણુસાઈ હોય તે પણ છુપી રહેતી નથી. તેને તો ઝવેરીરૂપી જગત ઓળખી કાઢે છે.

(દોહો)

માયાળુ મોજદાનનો સારપ ભર્યો સ્વભાવ;
હરદમ તુજ હૈયા મહીં, ભાળ્યો ન બીજો ભાવ.

આ બધી વાતો સાંભળી મૂળુભાઈ તેમજ પ્રધ્યુમનભાઈ ઘણા ખુશી થયા. આવા સરકારી ઓફિસરો વફાદારીથી સરકારને તેમજ પ્રજાને સંતોષ આપે છે. તેથી આવા માણુસોને ધન્યવાદ દેવા ઘટે છે.

આવા વફાદારોને જો આપણે ઝીણી નઝરે જોઈએ તો ગણ્યાગાંઠ્યાં જ હોય છે. ગુજરાત રાજ્યમાં ઘણા પ્રજાજનોનાં મોઢેથી સાંભળ્યું છે કે દત્તા સાહેબ પણ ઘણા વફાદાર છે.

(કવિત)

સરસર હંસ ન હોય, બાજ ગજરાજની ઘરઘર,
તરુ તરુ સુફલ ન હોય, મોતીજલ બુંદ ન ધનધન,
ફન ફન મણિ ન હોય, મલિયાગર ન બન બન
કોહુનર હોય ન શૂર, સર્વ નારી ન પવિત્રતા ઘરઘર.
નરહરસુ કવિ ને કવિત કિયે સર્વોનોય એક સર.

(અધુરું કવિત)

આવી ઘણી બધી વાતો સાંભળી પ્રધ્યુમનભાઈ હંમેશ માટે સાંજના ફરવા આવે અને તેની પાસે બેસે. મૂળુભાઈ કહે છે મેં બારવટુ કર્યું. અનેક લૂંટફાટો કરી અને ધીંગાણા પણ કરેલ. ત્યારે કવિએ કહેલ કે—

(છપ્પય)

આખપ તો આહીર, કબૂલ સબ કોઈ કરંતા;
હાકમ પીતા હમીર, દીએ નભ ટેક ડગંતા,
વણઝર સામો વાદ, ચડેવું નહીં એ સહેલું,
જોખો મોટો જીવ, વહોરવું મોત જ વહેલું.
અદભુત પરાક્રમ આખવે, ચાક મલક આખો ચડે,
પૂર્વે જો રાણા જેવા પવિત્ર, કાન હાક અદકી પડે.

મુળુભાઈ કહે છે કે અમારા કુળમાં એટલે કે વણઝર શાખાના આહિરોમાં સ્વામિનારાયણ સંપ્રદાયને ખૂબ માને છે. તેમજ અમારા વડવાઓ પણ નીતિવાન અને ઉદારવૃત્તિવાળા થઈ ગયા. અને હજુપણ છે. સુમરા દેવાણંદ તથા લુંભાભાઈ વગેરે આ વડવાઓનું નીચે મુજબ ગીત જે જે કામો કર્યા તે તે બાબત ગવાહી આપે છે.

(ગીત)

વરામાંડયા લુંભડે,જમાડત્રાવિદ્દવા,લંગરત્રતકળાછાં બૃદ લીધાં
પ્યાવત્રા દોવળા સોવળા પતોડા દળહટે રાણુરે રજક દીધા,
ઉમંગ કર કવિ આવ્યા ઉપરે વળી કરંગસર વાહ વાયો.
સીયલ મોરુ તણી કરી વણઝર સરસ અષાઢી ધઘૂંબે મેઘ આયો.
ગહેકયાંમાંગણા દણીપર જીંગોરીસમાપણુઅવળરો બણ્યો સાથી
વાજ તો આપ્યા દાન ત્રિદવા, શામજી વીક હર તણો સાથી.

(દોહા)

શકવા એ કુંભા સતણુ, આવે નીત આઠાણુ,
સમઢિયાણું સાંઢાણુ, ભાણુણવાળું ભોજલા.
કવિ રોપા લેવા કરે, આવે નત અસે;
ભાથલ ભેંસુ દે, ભાણુણને ઉજે રે ભોજા ઉત.
ખૂમે, વાળે ને ખાચરે, કીરત કે'વાણી,
આજ ગરવર ધર ઉપરે, ભાયલ ભોજાણી!.
નવે ગ્રહ નાગળિયા, પાયે ચારે પરમાર,
કીરત જશના કોઠાર, ભાજ્યો તો ઘેર ભોજલા.
સનીપા દેવાણંદ સતણુ, નજભલ ઘોડા નેમ;
જાળે કુંભા જેમ ભૂપત, તું રૂઠો ભાયલા.

પ્રધ્યુમનભાઈ કહે છે કે મુળુભાઈ તમારી પ્રશંસા સારી છે તમો પાસે પણ ચારણ-ભાટને ઘણા ઘણા કવિઓ આવે છે. ત્યારે મુળુભાઈ કહે છે કે એના ભાગ્યનું એ ખાય છે તે સાંભળી પડખે બેઠેલ કવિ કહે છે ભાઈ, લક્ષ્મી હોય છતાં ખવાતી નથી અને વપરાતી પણ નથી.

શ્લોક

પપીલા કાર્જિત ધાન્ય, મક્ષિકા સંચિત મધુ;
લુબ્ધેય ન સંચિત દ્રવ્ય, સમુલસ વિનયશ.

જેમ કે, કીડીઓએ ભેગુ કરેલ અનાજ, માખીઓએ ભેગું કરેલું મધ અને લોભીએ ભેગુ કરેલ દ્રવ્ય તે બધુ એકજ વખતમાં ચાલ્યુ જાય છે કવિ કહે છે કે,

(દોહો)

હથ તારા હમીર સતણુ, વત દેવા વપરાય;
(પણ) નજભલ ઓડે ન જાય, મૂછે ફેરે મૂળવા.

સુગુભાઈ કહે છે કે, ભાઈ, જે ભાગ્યમાં હોય તે જ ભોગવાય છે. બીજું તો બધું ઈશ્વરના હાથમાં છે.
ત્યારે કવિ કહે છે, હા ભાઈ, ખરી વાત છે. પણ પુન્યનાં મૂળ ઊંડાં છે.

(ગીત)

એશા ભૂપ જોયા ધરણુ પર એવા દાનના દોયજા ન કોઈ દાખે,
જાવની અપળેરા ઉમંગકર જાસવા નવડભડભોજલો લોઢ નાખે.
હરારાણુા ઘરે થયો મોટ હથે કવિયાં તણુા તો દાદૅર કાપે.
જાણુને સમાપે મે.જભલ જોરવર અજાણુને સવાલાખ દાન આપે.
ધણી બચાદર તણો એમ મચવે ધમહ જોરવર કુંભડા તણો જાયો.
ભોજ તો ઉજ્જૈનનાતખ્તનો ભૂપતિઅભંગ ભડ મોજતું આયો.

(દોહા)

ચાર—આઠ સુંદરી ચાર પીયુ પ્રમાણ,
પીયુનો ભાયા ઘેર પતિ, રૂડો વણઝર રાણ.
માન સરોવર હંસને મળે સાચા મોતી સાર,
દુજણિયું દાતાર ભેંસુ સમંપે ભોળીયો.
સર બીજાને ભાયલ સતણુ તાણે કોઈથી ન તરાય,
સમઢિયાણું જગ સવાય ભલપે કીધું ભોળીયા.

મૂળુભાઈ કહે છે: અમારા ભાઈઓ સમઢિયાળું, ભચાદર તેમજ જામકામાં અને એક કુટુંબ પોરબંદરમાં પણ છે અને તેનું નામ રાણાભાઈ નગાજણભાઈ છે અને તેમના દીકરાઓ અત્તરની દુકાન ધરાવે છે.

સત્તરસોના સૈકામાં અડીખમ ઈશ્વરના મહાન ભક્તે અમારા દેશ સોરઠમાં આવી, અલખ જગાવી, ઊના, રાજુલા વગેરે આજુબાજુનાં આહિરોનાં ગામમાં બધાની એકતા સાધી, આ મહાપુરુષ કોણ હતા? એ હતા સ્વામિનારાયણ સંપ્રદાયના મહાન ઉપાસક આત્માનંદ સ્વામી.

તેના આત્મબળથી અમો આહિરોને તેના તરફ વાળ્યા અને અમો સ્વામિનારાણ સંપ્રદાયને વધુ પ્રમાણમાં માનવા લાગ્યા. પહેલો પાયો અમારા વણજર શાખાના આહીરોએ નાખ્યો. અમારા વડીલ રાણા આતા તેમજ બીજા કેટલાક આહીરો તેમના શિષ્યો બન્યા સમઢિયાળા ગામમાં પ્રથમ રાણો ભગત, ભોજો ભગત, વિસામણ ભગત અને દેવાયત ભગત વગેરે સહજાનંદ સ્વામીના શિષ્ય થયાં. વળી થોડા દિવસ પહેલાં સમઢિયાળામાં સપ્તાહ બેસાડવાની હતી તેથી સપ્તાહનો સરસામાન લેવા દેવાયત ભગતના પુત્ર નાજો ભગત સ્વામિનારાયણના સાધુઓ સાથે બસમાં બહારગામ જતા હતા ત્યારે બસને અકસ્માત થવાથી બસ પુલ ઉપરથી ગબડી પડી તેમાં ચાર સાધુઓ અને નાજો ભગત દેવલોક પામ્યા. પછી તેના દીકરા આતાભાઈ તેમજ દુલાભાઈ મળી રૂપિયા વીસ હજાર ખર્ચી સપ્તાહ પારાયણનું કામ ગામ સમઢિયાળામાં કર્યું અને ગામનો ધુમાડો બંધ કરી ઘણું દાન-પૂન્ય કર્યું.

(દોહા)

ઉપનામે આતો કહે ભાયો ગુણ ભંડાર,
દેવાત હરો દાતાર ધીંગો સમઢિયાળ ધણી.
દશ ઉજળી દેવાત સતણુ સમઢિયાળે સોહાય,
ભાળી બિરદ ભણાય નર કોઈ તારા નાજિયા.

અધૂરો છલકે અધિક પૂરો ન છલે પ્રજરાણ,
ન છલકે નાજો કદી દિલ મોટે દહિવાણ.

ત્યારે કવિ કહે છે, એ તો મેં અગાઉથી વાત સાંભળી છે. વળી પ્રદ્યુમ્નભાઈ કહે છે, મને પહેલાં બહુ બીક લાગતી, પણ મૂળુભાઈ જેવા માણસ મળવાથી અમો આખું કુટુંબ નિર્ભય રહીએ છીએ. અહીંથી બદલી અને બીજે જવાનું હવે મન થતું નથી. ત્યારે મૂળુભાઈ કહે છે. આ સ્વામિનારાયણનો ધર્મ ધીરે ધીરે અમારા વણઝરમાંથી વાવડિયા આહીરોમાં વધવા લાગ્યો. વાવડિયામાં કાળુ વાવડિયો મહાન ભક્ત થઈ ગયા, તેની સાક્ષી અને યાદ આપે છે.

(દોહા)

નારાયણ સ્વામિ નવડ પરચો પૂરણહાર,
એ સાચો અવતાર ભજવો મન કાળુ ભગત.
ધજ બંધ દેવકાના ધણી આવ્યા આશ કરે,
હાદલ હેમર દે લીએ સુજસ લોમાઉત.
વાળો સમતા વાળશે કાળુ દઈને ઠેકાણ,
ગોરાણે ગુણજાણ હેમર વરવે હાદાઉત.

દેવકા, સમઢિયાળા તેમજ ગોરાણા વગેરે વાવડિયા આહીરોમાં આ ધર્મ ખૂબ પ્રસર્યો કારણ કે સ્વામિ આત્માનંદ ખૂબ આત્મબળવાળા હતા.

(ગીત)

નશા રાખજો માનવી, ભજો નારાયણને,
અવર નર શીદ જાવ છો આમી,

કળીના માનવીને એમ કાળુ કહે
શ્યામ છે આમારો અંત સ્વામિ.

નશા સ્વામિ ભજે તેને ચોરાશી નથી
શ્યામનો મેલશે ના ઈ છેડો,

ભાવ રાખી જુઓ ભગત કાળુ ભજ્યા
કાળુએ રાખીયો ધરમ દેડો.

ભગતરા આધારણ તેને સ્વામિ ભજે,
ગુણ સ્વામિ તણા સંત ગાવે,

રટણ સ્વામિ તણું, કરે સાચે હૃદયે
નામ સ્વામિ તણે જમ ન આવે.

આહીર પ્રવીણ ૯૮૨૫૯૯૧૩૮૩

વળી ફાચરિયા ગામમાં રહેતા કાળુ વાવડિયા તેમજ તેના વંશના જેઠુર વાવડિયા અને તેના કાંધા વાવડિયા તે મહાન ભક્ત થયા, તેના દીકરા કાંથડ, જીકાર અને– જંડુર આ તેના વંશના ન્યાયનીતિથી ચાલનારા, વળી સ્વભાવે શાંત વિનયશીલ અને ઘણા વિવેકી છે. હાલ તે સમઢિયાળામાં રહે છે.

(દોહો)

કુળદીવો કાંધા સતણુ વાવડિયો વધ જાણ,
જીકાર કાંથડ ને જંડુર ભાળ્યા કુળરા ભાણ.

આ બધા આહીરો સ્વામિનારાયણ ભગવાનને ખૂબ માને અને વળી આ આહીરો ડુંગળી, લસણ એવા તામસી પદાર્થ કદી ખાતા નથી.

વળી સમઢિયાળામાં રહેતા ગમભાઈ, કાળાભાઈ તેમજ જીકારભાઈ

જેઠાભાઈ તેમજ ભાયાભાઈ અને ઉનડ ભગત અને મીયાણી માણસુર વાઘ તેમજ સાવજભાઈ એ તો વળી બહુ સમજુ ભક્ત છે. ઉંમર નાની પણ ગુણે મોટા છે. આ બધા આહીરોની ભલાઈ, વિવેક અને આવકારો તેની તો શું વાત જ કરવી.

વળી, પાટી ગામમાં રહેતા દુલાભાઈ એ વિશે તો જેટલું લખીએ તેટલું તો ઓછું જ છે.

આ સમઢિયાળામાં રહેતા રામભાઈ વિશે બે શબ્દો લખું છું.

(દોહો)

કરમી વટ કાળા સતણુ રાખી હોત રાંકાતે,
તો જશ વાટે ને ઘાટે રેઢા ફરત રામડા.

આહિર મૂળુભાઈ વણઝરની વંશાવલી

સમઢિયાળા ગામમાં મુખ્ય રાણો વણઝર નામાંકિત આહીર થયા.

રાણા આતાનો કુંભો આતો ને લુંભો આતો (બે ભાઈઓ).

કુંભા આતાનાં ભોજો આતો ને મેણસી આતો અને નાજો આતો.

લુંભો આતો નિર્વંશ.

ભોજા આતાના ભાયા આતાના ભોળો આતો, અરજણ આતો, જેઠો આતો, વીસામણ આતો અને દેવાયત આતો (આ પાંચ ભાઈઓ).

ભોળા આતાના વાલેરા આતા, અરજણ આતા, ભોજો આતો, મેરામણ આતો અને ઉનડ આતા.

વાલેરા આતાના હરસુર આતાના ભીખાભાઈ, અરજણભાઈ ને માણસુર ભાઈ. ભોજા આતાના સાદુળભાઈ, સુખાભાઈ ને ઓઘાભાઈ.

મેરામણ આતા રાણિંગભાઈ.

ઉનડ આતા નિર્વંશ.

અરજણ આતાના જીકારભાઈ, ગભાભાઈ, કાળુભાઈ.
જીકાર આતાના ટપુભાઈ.
ગભા આતાના જેઠસુરભાઈ, સનોભાઈ, સોમોભાઈ.
કાળુ આતાના નિર્વંશ.
જેઠા આતાના ભગવાનભાઈ ને રામભાઈ.
રામના વાજસુરભાઈ, બાઘોભાઈ તથા ભાણાભાઈ અને લુંભોભાઈ.
વીસામણ આતા નિર્વંશ.
દેવાયત આતાના નાજા આતા અને વાલેરા આતા.
નાજા આતાના ભાયા ઉર્ફે આતાભાઈ, દુલોભાઈ.
ભાયા આતાના સાવજભાઈ, નનાભાઈ, રામભાઈ, ભચાદર ઉપરમુજબ.
મેણસીના જીવા આતા, દેવાણુંદ.
નાજા આતાના બાલા આતાના વેરા આતા, માણસુર આતા, હમીર આતા, વેરા આતાના ભાણા આતા.
માણસુર આતાના ભગવાનભાઈ, અરજણભાઈ ને નનાભાઈ.
હમીર આતાના મૂળુભાઈ અને જીણાભાઈ.
મૂળુભાઈના રામભાઈ, રાણિંગભાઈ અને કનુભાઈ.

(દોહો)

વણુઝર ઘેર વિદુ આવે મોજલીયણ મકરંદ,
અનહદ પામે આંનંદ મળતાં તુંને મુળવા.

વણુઝર સાદુંલભાઇ આતાભાઈ જામકાવાળા

(દોહો)

સાહિત્યરસિક ને સુલક્ષણો ગુણભરિયલ ગંભીર,
હીરાગળમાંલુ હીર સાચું વણુઝર સાદુળો.
વિવેક વિનય ને વિદ્વતા નજભલ ગંગાનું નીર,
આતા સતણુ આહીરે વણુઝર સાદુળો વીર.

---

# ભેરાઈ ગામમાં સોરઠિયા આહીરોનો વસવાટ

સૌરાષ્ટ્રના દરિયાકાંઠે ભેરાઈ નામે ગામ છે. એ ગામમાં પહેલાંના વખતમાં સાંખન કોળી તેમ ભાલીઆ શાખાના કોળીઓ રહેતા હતા. તે અરસામાં ઊના, દેલવાડા તરફ જે નાઘેર પંથકના નામથી ઓળખાય છે તે પ્રદેશમાં આવેલ ઉમેજ નામે ગામમાં રામ શાખાના સોરઠિયા આહીર રહેતા હતા.

ત્યાંથી ખોડા આતા નામનો સોરઠિયો આહીર તેનાં ઢોરઢાંખર લઈને નાઘેરમાંથી ભેરાઈ ગામે રહેવા આવ્યા. અને ગામની દક્ષિણ દિશાએ બેટીઆની કાંધીના નામથી ઓળખાતી જમીન જે ગામથી લગભગ દોઢેક માઈલ હશે ત્યાં ગાયો–ભેંસોને ચરવાનું તેમ પાણીનું ઘણુ અનુંકૂળ પડવાથી ત્યાં ઝૂંપડાં બાંધીને રહ્યા અને ત્યાં દરિયાકાંઠો હોવાથી ખારા પાણીના લીધે ઊગતાં તમરનાં ઝાડ બહુ થતાં, તે તમરનાં ફળ તેમ તેનાં પાંદડાં ગાયો–ભેંસોને ખવડાવવાથી દૂધ બહુ આપે છે એથી આ લોકોને ત્યાં રહેવું અનુકૂળ પડયું. વળી ત્યાં પાણી પણ ગામના કરતાં કુદરતી રીતે મીઠું નીકળ્યું.

આ આહીરો કૃષ્ણના વખતથી ગાયો–ભેંસો રાખતા આવ્યા છે. ગાયો–ભેંસો વિના આહીરનુ આંગણું સૂનું ન હોય. ભગવાન કૃષ્ણ પણ ગાયો ઉપર ખૂબ જ પ્રેમ રાખતા અને પોતે પણ ગાયો રાખતા અને ગાયો પણ ચારવા જતા. આ ઇતિહાસ કહે છે કે શ્રીકૃષ્ણના આશીર્વાદથી આહીરો હજુ પણ દેગે અને તેગે મોખરે છે. આહીરો કૃષ્ણને પહેલેથી જ માને છે.

કૃષ્ણ બચપનથી જ આહીરોને ત્યાં મોટા થયા અને આહીરોનાં બાળકો જોડે અગિયાર વર્ષ અને બાવન દિવસ રમણ કર્યું એતો શાસ્ત્ર પણ

કહે છે, એવા જે આહીરોને ભગવાન કૃષ્ણ જ્યારે મથુરાથી દ્વારકા આવતા હતા ત્યારે તેની સાથે આવ્યા. એ જમાનામાં આહીરો એટલે યદુકુળ યાદવ. એ યાદવોને કૃષ્ણના વખતમાં આ ભરતખંડ સાંકડો પડતો હતો.

એટલા યાદવો હતા અને તેય બહુ બળવાન હતા, ઘણાં રાજ્યો પણ તેમના કબજામાં હતાં.

ભગવાન શ્રીકૃષ્ણે વ્રજ છોડયું ત્યારે ઘણાંખરા આહીરોનાં જુથો તેમનાથી જુદાં પડયાં. કેટલાંક મહારાષ્ટ્રમાં ગયાં અને કેટલાંક આસામ, બિહાર, વગેરે દેશોમાં ગયાં. અને ઘણાખરાં શ્રીકૃષ્ણ ભેગા દ્વારકા તરફ સાથે જવા નીકળ્યા. સોરઠ દેશમાં આવતાં જેમજેમ તેમની ગાયોભેંસોને ચારો ચરવાનું અનુકૂળ પડે તેમ તેમ એ લોકો જુદા પડવા લાગ્યા. કોઈ કચ્છ, વાગડ, હાલાર, મચ્છુ કાંઠે વગેરે સ્થળોએ રોકાઈ ગયા. અને અમુક નાઘેર પંથકમાં આવ્યા, અને નાઘેરમાંથી દરિયાકાંઠેની પૂર્વ દિશાએ જે જે આવ્યા તે આહીરોએ પોતાની ભુજાવડીએ ઘણાં ગામ ઘેર કરેલ. આ આહીરોનો એક પુરાવો એવો છે કે જ્યાં જ્યાં આહીરોનાં ગામ અને જમીન બાપુકો હોય ત્યાં તે જમીનમાં બસો ફૂટ સુધી આહીરોનો હક્ક લાગે છે તેવું પહેલાંના વખતમાં જૂનાગઢ કોર્ટે ફેંસલો આપેલ. જ્યારે કોઈ પણ રાજ્ય અગર આહીરો સિવાય આહીરોની જમીનમાં નહેર વગેરે લઈ જવું હોય તો બસો ફૂટથી નીચેના ભાગમાં લઈ જઈ શકે. બસો ફૂટથી ઓછું ખોદાણ કર્યું હોય તો તેમાં આહીરોનો હક્ક લાગે અને તેની મજૂરી મેળવવી જોઈએ.



આ નવ ગામ આહીરોનાં તેમાં આહીરોથી તેની જમીન વેચાણ થઈ શકે નહીં, ગીરો મૂકી શકાય અત્યારે તો ભારત સ્વતંત્ર થવાથી રાજ્યો વગેરે જતાં રહ્યાં. પછી તો વાત જ ક્યાં રહી.

આ આહીરો નાઘેરમાંથી ભેરાઈ ગામે આવ્યા ત્યારે ભેરાઈ વગેરે ગામો સીદી સરકારની હકૂમત નીચે હતા. અને સીદીસરકારનો સૂબો જંજીરા

થી અહીં જાફરાબાદની હદના ગામનો વહીવટ સંભાળતો. એ અરસામાં જાફરાબાદને મદાફરી પણ કહેતા. મદાફરીથી સીદી સરકારના ઘોડેસવારો ભેરાઈ ગામે જમીન–મહેસૂલ લેવા માટે આવેલ, એ વખતે મહેસૂલ લેવાની પદ્ધતિ એવી હતી કે રાજ્યનો માણસ ગામના ચોકમાં ઊભો રહે, ઘોડા ઉપર બેસી અને હાથમાં ભાલો રાખે અને સાદ પડાવે કે, 'મહેસુલ ભરી જાવ.' એથી ગામ લોકો મહેસૂલ ભરી જાય. એને પહેલાંના વખતમાં ભાલાવેરો કહેવામાં આવતો. આ ભાલા વેરો લેવામાટે સીદી સરકારના માણસો ભેરાઈ ગામે આવ્યા ત્યારે તેના ઘોડાઓ તરસ્યા થયા. તેને હવેડે પાણી પાવા લઈ ગયા. પણ ભેરાઈનું પાણી થોડું ખારું ભાંભળું હોવાથી ઘોડાઓએ પીધું નહીં, ત્યારે ગામમાં રહેતા કોળીઓએ કહ્યું કે, તમારા ઘોડા અહીં નહીં પીવે, કેમ કે પાણી થોડુંક ખારું છે. અમારાં ઢોર તેમ અમે આ પાણીથી ટેવાઈ ગયેલાં છીએ એથી અમને ખારું ન લાગે. બાકી જો તમારે મીઠું પાણી ઘોડાઓને પાવું હોય તો ગામથી દરિયાદી દિશાએ બેટીઆની કાંધી નામથી ઓળખાતી જમીન છે ત્યાં જાવ જ્યાં આહીરોનો વસવાટ છે અને પાણી પણ મીઠું હોવાથી અને ગાયો ભેંસોને સારું ચરિયાણ હોવાથી તે ત્યાં રહે છે, માટે તમો ત્યાં જાવ. એથી ઘોડેસવારો બેટીઆની કાંધીએ આવ્યા. ત્યાં આહીરોને જોયા અને પાણી વિશે વાત કરી, ત્યારે આહીરોએ ઘોડાને પાવા માટે પાણીના બદલે દૂધના હવેડા ભરી દીધા અને ઘોડાઓને ખૂબ દુધ પાયું અને ઘોડેસવારોને પણ ભેંસો દોઈ દુધની તાંસળીઓ ભરી ભરી પાય છે.

આહીરો પહેલેથી જ ઉદાર વૃત્તિવાળા છે. આ આહીરોની ઉદારતા અને મહેમાનગતિ જોઈ ઘોડેસવારો ઘણા ખુશી થયા અને પૂછ્યું કે, તમો પહેલેથી અહીં રહો છો ? ત્યારે આહીરોએ કહ્યું કે, ના, અમે પહેલાં નાઘેર પંથકમાં ઊના પાસે ઉમેજ ગામે રહેતા હતા. અમારી ગાયો–ભેંસોને ચારો ચરવાનું અનુકૂળ પડે એટલે ફરતા ફરતા અહીં ભેરાઈ આવ્યા, અને અહીં સીમમાં ઝુંપડાં બાંધી આ બેટીઆની કાંધીના નામથી ઓળખાતી જમીનમાં રહીએ છીએ. અમારા પાસે

જમીનજાગીર નથી. આ બધી હકીકત સાંભળી તે ઘોડેસવારો જ્યાં પોતાના ઉપરી અમલદાર ભેરાઈમાં હતા, ત્યાં આવ્યા અને ઉપરનીહકીકત તેને કહી, કે અમો ઘોડા લઈને પાણી પાવા માટે ગયેલ પરંતુ ત્યાં રહેતા આહીરોએ અમારા ઘોડાને તેમ અમોને ખૂબ દૂધ પાયું અને ખૂબ ખાત્રી કરી. આ સાંભળી તેના અધિકારીએ કહ્યું કે, આહીરોને અહીં બોલાવો ત્યારબાદ ઘોડેસવાર બેટીયાની કાંધીએ આવ્યા અને આહીરોને ભેરાઈ તેના ઉપરી પાસે બોલાવી લાવ્યા. આહીરોમાં મુખ્ય માણસ બોડા-રામ હતા, તેને કહ્યું, તમો અહીં ભેરાઈ ગામમાં રહો. તમારી આજીવિકા માટે તેમજ ગાયો-ભેંસો માટે પણ રાજ્ય તરફથી રહેવાની વ્યવસ્થા કરી આપશું. આ ગામ સીદીસરકારની હકૂમત નીચે છે. પણ આ કોળીઓ કોઈ વખત વિઘોટી ભરે અને ન ભરે અને સઘળું પચાવી પાડવાની દાનત હતી એ અરસામાં આહીરો ભેરાઈમાં રહેવા આવ્યા.

આ બધા ભાઈઓમાં લૂણો આતો જોરદાર હતા અને ઘણીખરી જગ્યાએ આગળ પડતો ભાગ લેતા, અને કોઈનો તુંકારો ખમી શકે એવા ન હતા. વળી કોળીઓનું આખું ગામ અને આહીરો તો ગણ્યા ગાંઠ્યા હતાં, જેથી કોળીઓ લૂણા આતાને આડે પગે આવવા લાગ્યા અને ઘણી વખત બોલાચાલી પણ થતી. ઘણાખરા કોળીઓને લૂણે આતે મારેલા અને તે બાબતનો કોળીઓને આહીરો ઉપર મનમાં રોષ હતો.

એક વખત લૂણો આતો ઘરકામ અંગે પડખેના ભચાદર ગામે ગયેલ. પાછા ઘરે આવતાં તેને ઘણું મોડું થયું અને રાત પડી ગઈ. જેથી કોળીઓને થયું કે લૂણો આતો ભચાદર એકલા ગયેલ છે ને મોડું થયું છે પણ વહેલામોડા ઘેરે આવવાના તો ખરા. આપણે એનો રસ્તો રોકી આ કાંટો દૂર કરી નાખીએ, એમ જાણી ભચાદરથી લૂણો આતો આવે છે ત્યારે પંદરવીસ કોળીઓએ આડા કરી ધીંગાણું કર્યું એક બે કોળીઓ મરી ગયા. એકનું ઓસડ એ પંદરવીસ માણસો સામે એકલો માણસ કેટલી ટક્કર ઝીલી શકે ?

એથી તે ધીંગાણામાં લૂણો આતો કામ આવી ગયા. ભેરાઈ ગામથી પશ્ચિમ દિશાએ તેનો પાળિયો છે.

પછી કોળીઓ આહીરોની બોકના લીધે તે જ રાતે દીવા સળગતા મૂકી ભેરાઈ ગામ છોડી નાસી ગયા અને ગામનો કબજો આહીરોએ સંભાળી લીધો. આ ભેરાઈ ગામમાં રહેતા રામ શાખાના આહીરો તે લૂણા આતાના તેમ સામત આતાના વંશના છે.

ખેડો આતો તેમ સામત આતો અને ભોજો આતો તે ભેરાઈના મૂળ ગરાસદાર કહેવાયા. જ્યારે જૂનાગઢના નવાબ સીદીસરકાર ઉપર આહીરો તેમ બાબરિયાઓની મદદથી સીદીસરકાના બાવન કીલ્લા લઈ લીધેલ. ત્યારે આ નવ ગામો આહીરોના કબજામાં રહ્યાં અને તે મૂળ ગરાસિયા ગણાયા. ભેરાઈ, રામપરા, કોવાયા વગેરે પ્રજાસત્તાક ભારત થયું પછી તો રાજાઓનાં રાજ ગયાં. આહીરોની પછી શું વાત કરવી! આહીર પ્રવીણ ૯૮૨૫૯૯૧૩૮૩

પહેલાંના વખતમાં ભેરાઈ આહીરોના કબજામાં આવ્યું ત્યારે ભેરાઈ તેમ હીંડોરડામાં સિંધી મુસલમાનો આવેલ અને સિંધીઓને ભેરાઈમાં અડધો ભાગ આપવો અને હીંડોરડા ગામમાં પણ અડધો ભાગ સિંધીઓને આપવો એવું ફરમાન થતાં જૂનાગઢ સરકારનું માન રાખી આ બંને ગામમાં આહીરોએ સિંધી મુસલમાનોને અડધો અડધો ભાગ આપેલો.

પહેલાંના વખતમાં જમીનની કોઈ કિમ્મત હતી નહીં એથી ભેરાઈ તેમજ હીંડોરડાના આહીરોએ જૂનાગઢના નવાબના કહેવાથી તે વાત માન્ય રાખેલ અને હિન્દુ-મુસ્લિમ હળીમળીને રહેતા હતા.

ભેરાઈ ગામની જાહોજલાલી દિનપ્રતિદિન વધતી ગઈ. કહેવત છે કે સંપ ત્યાં જંપ. ભેરાઈ બંદર હતું એથી ભેરાઈમાં શેઠિયા, શાહુકાર, પ્રતિષ્ઠિત માણસોનો વસવાટ હતો અને વેપારનું મથક હતું. આવતા દિનનાં એંધાણ છે કે, ગામમાં સારા માણસો રહેવા આવે તેની પવિત્ર ભાવનાઓ અસરપરસ એકબીજા ઉપર રહે અને સારાં નરસાં કામ

હિન્દુ–મુસ્લિમ તેમજ વહેપારી ભેગા મળી કરે. આહીરો પ્રથમથી જ દેગે ને તેગે કૃષ્ણના આશીર્વાદથી આગળ છે. ધીરેધીરે એક પછી એક આહીરો નામાંકિત અને ઉદારવૃત્તિવાળા થવા લાગ્યા અને તેના વડવાઓને ચીલે ચાલવા લાગ્યા.

ત્યાર બાદ કડિયાળી ગામમાં મોકા ધાખડો, ભેરાઈમાં ભાયો રામ, વાજસુર રામ, કાળા હબસા તેમજ કાળા ભોજા, અબ્દુલા જમાદાર અને મૂળુદેપા વગેરે પ્રતિષ્ઠિત અને આબરૂદાર હતા. ભાયા રામની બેઠક તેના ઘરની ઉત્તરદિશાએ અલગ હતી. ત્યાં હંમેશા સાંજના ટાઈમે ભેળા થાય, તેમ ચારણભાટ તે આહીરોનાં નામ સાંભળી ઘણાખરા ત્યાં આવતા અને પડખે રામપરા ગામના આહીરોના બારોટ એ પણ બહુ કરીને ભેરાઈ વાજસુર રામ તેમ ભાયા રામજ પાસે રહેતા.

(દોહા)

ધનકું ઊંડા ન ધરે સબકુ મન સહાય,
આવ્યા દીનકું ઓળખે ઉનકુ રંગ ચઢાય.

ગામ તો ઘણું રળિયામણું છે. આહીરો ઘણા માયાળુ ને મમતાળુ છે. ગામથી દક્ષિણ દિશાએ ગામના પ્રતિષ્ઠિત ધર્મસ્તંભ જેવા શેઠ ભગવાનદાસ ગોકળદાસનો બગીચો આવેલ છે અને બગીચાએ જઈએ ત્યારે રસ્તામાં જૂના જમાનાનું જેઠા ભોજરાજનું તળાવ છે અને ગામથી પૂર્વ દિશાએ બંદર આવેલું છે. ગામમાં રહેતા આહીરો ભાયો રામ ઈશ્વરના પૂરા પગ પૂંજીને આવેલ. હામ, દામ અને ઠામ બધી રીતે સારું. આ આહીરે એકલા બેસી કોઈ દિવસ રોટલો ખાધો નહીં હોય. ગામના લોકોનો કાયમ સાંજના ટાણે ડાયરો ભરાય અને તેની બેઠકના ઢાળીએ બેસે ગામના આગેવાન તરીકે મૂળુ દેપા તેમ જીણો આતો તે જીણા આતાના દીકરા હેભા આતા અને તેના દીકરા ઉનડભાઈ તે મહાન ભક્ત છે અને હાલમાં ડેડાણ પાસે સમઢિયાળા રહે છે. આ ડાયરો કાયમ માટે વાજસુરભાઈ, ભોળાભાઈ,

કાળા હળશા કાળા ભોજા વગેરે, ગામના વહેપારી ભગવાનદાસ, ગોકળદાસ, રણછોડદાસ, દામોદરદાસ તેમજ ત્રિભોવનદાસ, મુળજીભાઈ તેમજ આહીરોના ગોર ગોવર્ધનદાદા તેમજ જટાશંકરદાદા અને મુસલમાન ભાઈઓ જેમાં અબ્દુલા જમાદાર વગેરે સામેલ હોય છે. ડાયરો જામ્યો છે. ડાયરાનું વાતાવરણ શાંત, શીતળ અને પવિત્ર છે. કેમ કે પવનદેવ ખુદ સાવરણાનો અર્થ સારે છે અને ત્યાં કોઈ ખરાબ તત્ત્વને સ્થિર થવા દેતા નથી.

શહેરના લોકોમાં એકટાણું રોટલો આપવો હોય તો મોટી મુશ્કેલી થાય છે અને ભારે પડી જાય છે, વળી ગૃહસ્થાશ્રમ શું છે અને ગૃહસ્થાશ્રમનો ધર્મ શું છે તેની પણ શહેરના માણસોને પડી નથી.

ગામડાના લોકોની વાણીમાં પણ મીઠાશભરી હોય છે, આવા આહીર ભાયા રામને ત્યાં કાવાકસુંબા કાયમ ઘૂંટાતા હોય છે. પાતળીયું જીભોવાળા કવિઓ અવનવી વાતો કરી આહીરોને બિરદાવતા હોય છે.

(દોહો)

દાદો સામત દુસરો દિયણ હજારી દાન,
તપધારી ખેતા તણો હે કોઇ હાદલરામ.

એ અરસામાં ગામનો બાબર ભગવાન વરેખરે, સારેનરસે પ્રસંગે મહેમાન-પરોણાની સેવાચાકરી કરવા હાજર જ રહેતો. એ બાબરે આવી આપાભાયાને કહ્યું, આપાભાયા, અફીણ થઈ રહ્યું છે. આ શબ્દો સાંભળતા જ ડાયરામાં અફીણના બંધાણીઓ ધ્રુજી ઊઠયા. આશાનું નામ નિરાશાના સાગરમાં ધકેલાઈ ગયું.

ત્યાં તો આહીર ભાયેરામ બોલ્યા કે, ભાઈ, અફીણ લેવા માટે ઘોડેસવાર ખાખબાઈ ગામે ગયો છે, કારણ કે આપણા કરતાં ખાખબાઈનું ગાયકવાડી અફીણ સારું આવે છે, માટે ધીરજ રાખો, હમણાં આવશે. એટલી વાત કરે છે ત્યાં ઘોડેસવાર આવી ગયો. અફીણનો શેર–સવાશેરનો ગોટો ડાયરામાં બંધાણીઓ સામે ફેંકયો, બંધાણીઓ ખુશખુશ થઈ ગયા.

અફીણુ સૂડીથી કાપી ખરલમાં નાંખી કસુંબો બનાવી તૈયાર કર્યો. બંધાણી તેમજ બારોટે અને ડાયરાએ કસુંબો લીધો. બારોટ કહે છે કે, એક વખત કથીવદર ગામમાં લગન હતાં. અને કોવાયાથી જાન આવી હતી તે જાનમાં ભેરાઇના સામતરામના સગાસંબંધીઓની વળામણુ પ્રમાણે ત્યાં કથીવદર ગયેલ. જાન ઉઘલી. જૂનાજમાનાના રીવાજ પ્રમાણે વરનો બાપ ગામના ઝાંપે દાતદીયે. પછી જાનૈયાઓ ઘોડાં, ઊંટ કોઇ દાગીના, રોકડરકમ વગેરે આપે. એકાબીજાની ઢાલો ચડેલી હોય એથી લગ્નપ્રસંગે વળામણુ પ્રમાણે આપે. એ અરસામાં ગામને ઝાંપે દાત દેવાની શરૂઆત થઈ ત્યારે ભેરાઈના સામતરામને થયું કે મારે દાનમાં બધાની હારે મારી ઘોડી પણ આપવી પડશે બીજાના ઘોડા કરતાં મારી ઘોડી કીમતી છે માટે હું ભેરાઈ-ભેગો થઇ જાઉં. એમ જાણી પોતે પોતાને ઘેરે ભેરાઈ આવ્યો ત્યારે સામત આતાના બાપે કહ્યું ભાઈ તું કેમ વહેલો આવતો રહ્યો ? ત્યારે સામતઆતાએ કહ્યું કે આપણી ઘોડી કીંમતી છે ને દાનમાં દેવી પડે એથી મારો જીવ ઓળે ગયો અને હું આવતો રહ્યો. ત્યારે એના બાપે કહ્યું કે ભાઈ તું તો ભેરાઈનું નામ બોળીશ અને મારી અપકિર્તિ કરાવીશ માટે પાછો જા અને દોઢશેરનું સોનાનું ઝુમણું ઘોડીની ડોકમાં નાખ. કોઈ પુછે તો કહેજે કે આ ઝુમણું લેવા ગયો હતો. મારે આ ઘોડીની ડોકમાં ઝુમણું નાખીને દાનમાં આપવાની હતી. પણ ઝુમણું ભેરાઈએ હતું તે લેવા ગયો હતો. ત્યારે બારોટ કહે છે.

(દોહા)

આખર દીધું ઉગરે નેસળ ભજીયે નામ,
હે કોઈ સહાય હાંકડા રાજી તું પર રામ.

આ પ્રમાણે કાળાભોજા દેસુર જેઠુરના વડવા થયા. મૂળ તો ભેરાઈના આહીરો એકજ બાપનું પેટ છે.

(દોહા)

બળીયો હાદો બહુ છે ભેરાઈનો શામ,
ભાળ્યો ઘેર ભાયલ તણું રાજા પુંજલ રામ.

દાતારો ભકતો અને શુરવીરો સોરઠીયા રામઆહીરોની નાતમા ઘણાં થઈ ગયાં. તે બવખતનું તેની બહાદુરી વિષેનું ગીત નીચે મુજબ લખેલ છે

(ગીત)

ખગા ખેલમાં કીજીયે હુકળે ખધારા વેરહર સામવા કસુવાદો,
અરેસા ગરેણા ખાગ મઈ ઉડવે હાક મેં મનાણો રામહાદો.
ધરાસોપે નહીં જમદુત ભેરાઇધણી જપટરણ સામવી કોણ જાલે.
નાઘેરા તણીતો અશાંસીમ આવે નહીં આકરા ખગારા મારઆલે.
તેગહથ બળુકો કહુ ખેતાતણો અભંગભડ ન મેલે વેજ આંટી,
મામલા જીતતલ વડો ઉદમાહિયલ મામલે કહું ત્રણ રાહુ માટી.

આવી અનેક તેના વડીલોની વાતો ચાલે છે એવામાં એક માણસ આવ્યો. ડાયરામાં બેઠેલા પુંજાલાલ નગરશેઠના દામોદરદાસ અને દામોદરદાસનાં રણછોડદાસ.

રણછોડદાસના ગોકળદાસ તથા નારણદાસ અને શામળદાસ આ ચારે ભાઈઓ રણછોડદાસનો પરિવાર, એની ઉદારતા વિષે થોડુ લખુ છું.

જ્યારે આ માણસ ત્યાં ડાયરામાં આવ્યો અને ગામડાના નગરશેઠ રણછોડદાસ દામોદરદાસને કહ્યું કે શેઠ જામનગરના જાત્રાળુ વાણીયાઓ પીપાવાવ રણછોડજીના દર્શન કરી અહીં આવતા હતાં. તે દરમ્યાન આપણા ગામ ભેરાઈથી પીપાવાવ જતાં રસ્તામાં ખારવા નામનું નેરુ આવે છે જેમાં દરિયાની ભરતીનું પાણી ભરાય છે. આ અજાણ્યા જાત્રાળુ બાલ બચ્ચા સહી મોટરમાં આવતા હતાં અને તે ખારવાનાં પાણીમાં ફસાઈ ગયા,

એટલું સાંભળતાં ગામના નગરશેઠ બહુ માયાળુ અને ધર્મિષ્ઠ હતા તે એકદમ ઉભા થયાં અને ઉઘાડે પગે જ્યાં મોટર ફસાણી હતી ત્યાં આવ્યા અને તેની પાછળ ગામના કોળીઓ વિગેરે આવ્યા, શેઠના કહેવાથી તુરતજ ગામ લોકોએ ફસાયેલી મોટર એકદમ બહાર કાઢી અને ગામમાં લાવ્યા. ચાપાણી કર્યાં અને રોકવાનું કહ્યું પણ તે રોકાયા નહીં ને રાજુલા ગયાં. આવા ગામડાના માણસો કેટલા બધા માયાળુ છે તે આ ઉપરથી જણાઇ આવે છે.

વળી રણછોડદાસશેઠના દિકરા નારણદાસે જુનાજમાનાનું જેઠાભોજરાજનું તળાવ જે પુરાઈ ગયેલું તેને નવેસરથી ખોદકામ કરી બંધાવ્યું. તેમજ ગામમાં પંચાયત ઓફીસ, લાયબ્રેરી તેમજ પુસ્તકો, ખુરશીઓ, કબાટો ને ઘડીયાળ, જેમાં ચાર ખુરશીઓ ત્રણ બાકડા અને ચાર કબાટો, એક ટેબલ અને ૨૦૦૦ (બે હજાર) ના પુસ્તકો એ નારણદાસ શેઠે અર્પણ કરેલા છે. નારણદાસભાઈ ભેરાઈ ગામના નગરશેઠ રણછોડદાસ દામોદરદાસના દિકરા છે.

તે ઉપરાંત સેનેટ્રી વેલફેરમાં રૂપિયા બે હજારનો ચેક રાજુલા વિકાસ અધિકારીને મોકલ્યો. વળી જે ગામ બે હજાર (૨૦૦૦) રૂપિયા આપે તે ગામને સરકાર અઢાર હજાર ઉમેરીને પાણીની ટાંકી, પંપ અને ઓઇલ એન્જીન વિગેરે કામ કરી આપે છે.

આવી રીતે પોતાના વતનમાં મુંબઈ રહેતા હોવા છતાં નિસ્વાર્થ ભાવે કરી આપેલ છે. એવા પુરુષોને ધન્યવાદ દેવા ઘટે છે તેમજ સ્કૂલમાં ભણુતા છોકરા છોકરીઓને સ્કોલરશીપ તેમજ ગરીબોને ચોપડીઓ મફત આપવી. એવો પ્રબંધ કરી આપેલ. આવા પરોપકારી અને ધર્મધુરંધર માજનને ધન્યવાદ આપવો ઘટે છે.

એવીજ રીતે બીજા ભેરાઇગામના શેઠ ભગવાનદાસ ગોકુળદાસ વ્હોરા જેમને જૂના જમાનામાં રાજુલાની ગૌશાળાના ફાળા વાળાએ રૂબરૂ ભેરાઈ આવી ભગવાનદાસ ગોકુળદાસશેઠને કહ્યું કે તમો રાજુલા ગૌશાળામાં શું

આપો છો ? ત્યારે ભગવાનદાસ શેઠે કહ્યું કે ૫૧૦૦૦ (એકાવન હજાર) રૂપિયા આપું છું, એ જૂના જમાનામાં રૂપિયાની કીંમત પાંચઆના હતી અત્યારે રૂપિયાની કીંમત બત્રીસકે પાંત્રીસ રૂપિયા છે, વળી ભગવાનદાસ શેઠે ભેરાઈ ગામથી પશ્ચિમ દિશાએ રામજી મંદિર બંધાવ્યું તેમજ ગાયો માટે પાણીનો અવેડો અને રામજી મંદિરના પુજારી માટે કાયમ માટે વર્ષાસન બાંધી આપ્યું અને ગામમાં દુકાનો બનાવી તેનું જે ભાડુ આવે તે કાયમ માટે રામજીમંદિરના પુજારીને આપવાનું જેથી કરી એનો નીભાવ ચાલે.

વળી તેને રહેવાની મેડી જોડે જગન્નાથીજીનું મંદિર બનાવ્યું છે ત્યાં હાંડી ચઢે છે અને તે હાંડી ચોખાથી ભરેલી ચારે તરફથી એક સરખી જુદી પડે છે અને તેનો પ્રસાદ હંમેશા ભક્તજનો લે છે. આ દુકાનોનું ભાડુ જે કંઈ આવે એનો વહીવટ ગામના આહીરોના ગોર જટાશંકરદાદાના દીકરા કનુભાઈ કરે છે આવા ભેરાઈ ગામમાં હીન્દુમુસલમાનના પ્રતિષ્ઠિત માણુસો રહે છે વળી મુસલમાનમાં અબ્દુલા જમાદારના દિકરા જુસબભાઈ ઘણા પવિત્ર ને પરોપકારી હતા. ગમેતેવો સાપ કરડયો હોય તો જુસબભાઈ પાણી મંત્રીને આપે તો તુરત સાપનું ઝેર ઉતરી જાય છે, હજુપણ તેની કબર ઉપર પાણીનો લોટો ભરી, ઉપરથી ઉતારી જેને સાપે ડંખમાર્યો હોય એને પીવડાવે તો ઉતરી જાય.

(દોહો)

અબ્દુલ ઘેર અવતર્યો કરિયાં રૂડાં કામ.<br>
નવજુગ તારું નામ જળકે જુસબ જાખરા.

(દોહા)

મૃગજળ પીવા મુરખા જબરી ફાળે જાય,<br>
પાછળથી પસ્તાય જળ સાચા વિણુ જુસબા.

આછાં પાણી છીછળાં દરિયાનાં દેખાય,
એ એમાં ના મુકાય જળ ખારાં તે જુસબા.
ચાતક વર્ષા ચાહતો આઠે માસ અધીર,
એ નદી ન પીએ નીર જગ વિદિત છે જુસબા.
ઝાકળ બુંદે બાપરા હોઇ શકે નહીં હાર,
છીપતણા સરદાર જોઈ એ મોતી જુસબા.
દષ્ટિમાં વૃષ્ટિ થકી સૃષ્ટિ પડ શોભાય,
(પણ) મફતનાં મલકાય જળઝાકળનાં જુસબા.

આ ભેરાઈ ગામના ટીંબે આહીરો તેમજ મુસલમાન અને વાણીયાઓ કોઈપણ કાર્ય હોય તો હળીમળીને કરતાં.

એક વખત રાજાશાહીમાં ભેરાઇ ગામનો આહીર મશરીરામ બારમણ ગામમાં પોલીસ પસાયતા તરીકે નોકરી કરતો હતો. ગામમાં કણબી પટેલોની વસ્તી હતી, કોઇપણ બારવટીયા અગર ચોરલુંટારા એક રાજ્યમાંથી લૂંટ કરી બીજા રાજ્યમાં જાય તો તેને પકડવા માટે રાજ્યની મંજુરી મેળવવી જોઇએ. એથી ચોર લુંટારાને લુંટ કરી બીજા રાજ્યમાં છુપાઇ રહેવું એ ખૂબજ અનુકુળ પડતું.

આ અરસામાં બારમણ ગામમાં મશરી નોકરી કરતો હતો રામ-માંજરીઓ, હયાતખાન વગેરે બારવટે નીકળેલા. બારમણ ગામમાં ઘણાંખરા કણબી પટેલીયાઓ માલદાર હતાં. તેથી તે પટેલોને લુંટવા માટે બારવટીયા-ઓએ જાસો મોકલી. ગામથી પૂર્વ તરફ કાતરધારમાં છુપાઈ રહેતા. અને આ લોકો ઘણું કરી ત્યાં વધારે રહેતા.

આ ધાર કાજળના પહાડ જેવી પાંચ છ માઇલ પથરાયેલી અડીખમ ઉભી છે. હબસીના ડાચા જેવા ધાર ઉપરના પથ્થરો ઠેકાણે ઠેકાણે ધારના

પેટાળમાં ખોડાઈ રહેલ છે, વળી બારમણ અને કાતરધાર વચ્ચો ખળખળ કરતી રાયડી નામની નદી વહે છે. તે નાગેશ્રી થઇ જાફરાબાદના અરબી સમુદ્રમાં ભળે છે. આ બારમણને પડખે નાનું બારમણુ છે, ત્યાં પણ આહીરોના પાંચસાત ઘર છે ને કણબીઓનું આખુ ગામ છે પણ સોરઠીયો આહીર કાળુરામ રોટલા દીયો અને જોરદાર નામાંકીત હોવાથી ત્યાં બારવટીયાઓને આવવું હોય તો મુશ્કેલી પડે.

વળી તેના દિકરા ટપુરામ એ પણ ખૂબજ માયાળુ વિવેકી અને રોટલા દીયો ને સ્વભાવે શાંત પણ વખત આવે આહીર કોઈની બેન દિકરીની લાજલુંટાતી હોય, કોઈ સાધુ બ્રાહ્મણને મારઝુડ કરતું હોય તે તેમનાથી જોયું કેમ જાય?

આવા આહીરોને લીધે ગામમાં રહેતા કણબી પટેલીયા ને કોઈપણ જાતની ચોરલુંટારા કે બારવટીયાની ભિતી ન હતી અને નિર્ભય રીતે રહેતા.

(દોહો)

ટપુ જુ ટલારા દીયે જેમ હરિયળ જોરાળ,
ફડેક અરિયા ફાળ કે કણુંકે તુંથી કાળાઉત.
ભલપે જો દાતાર ભણું આવે મોજ અપાર,
સાંજ તેમ સવાર કોંટો ઊપડે કાળાઉત.
મુંજી હોય માયકાંગલા એનો કયો ઇતબાર,
દિલના હોય દાતાર એનો કવિને આજો કાળાઉત.

અને દરેક સાથે મળતીયો. વળી ગામ બારમણમાં મંદિર બનાવવાનું હતું ત્યારે પણ પોતે આગળ આવી રૂપિયા પાંચસો આપ્યા. ટપુભાઈ આમતો સીધો અને સરળ આહીર છે, કોઈપણ સારાં કામમાં ભાગ લે એવો માયાળુ ને મમતાળું છે, જ્યારે પડખેના ગામ બારમણમાં બધા કણબી

પટેલીયા તેમજ પરચુરણ વસતી રહે છે અને તે ગામમાં આ એકજ આહીર ત્યાં પસાયતા તરીકે રાજાશાહીના વખતમાં ગામની ચોકી કરવા રાજ્ય તરફથી રાખવામાં આવેલ.

આ ડુંગરાળ પ્રદેશમાં ત્રણે ઋતુ પુર જોશમાં રહે છે. શિયાળામાં ચામડી ફાડી નાંખે એવી ઠંડી પડે છે, ઉનાળામાં સૂર્યદેવ ખાલી પ્રકાશ પાડતો નથી પણ ભડકે બળતો જગત ઉપર અગ્નિ ઓકતો હોય એમ લાગે. વળી દેવની દિકરી લુ, જાણે હું બાકી રહી ગઈ એમ જાણી એ પણ વરાળો નાંખતી પવન હારે દોડતી હોવ છે. ગરમીથી માળામાં બેઠેલ પંખીઓ પણ ફફડે છે, પશુપંખી જડચેતન સૌ અકળાઈ જાય છે. નદીનાળા આ તાપથી સુકાઇ જાય છે.

વળી લાખો યોજનમાં પથરાયેલ આ ઉનાળાના તાપથી જાણે કોઇયે સમુદ્રને તળીયેથી તપાવ્યો હોય એમ ગરમ થઈ જાય છે.

સાંજ પડે ટાઢો ઢળે. સીમમાંથી ગાયો ભેંસો ગામ તરફ ઉતાવળથી આવે છે. પંખીઓ પોતાના માળામાં રાતવાસો ગાળવા ને ગરમીથી બચવા લપાઈ જાય છે. વળી સાંજના સમયે સંધ્યારાણી અંધકારની ઓઢણી ઓઢી જગત ઉપર આગમન કરે છે, દેવમંદિરમાં સાંજે ઠાકોરજીની આરતી-નો વખત થવાથી મંદિરના પુજારી મંદિરમાં ધૂપદીપ કરી, મંદિરમાં ઠાકોરજી આડા રહેલા કપડાનો પડદો એકબાજુ કરી ડાબા હાથમાં ટોકરી, જમણા હાથમાં આરતી લઈને ઠાકોરજીની આરતી ઉતારે છે. જુવાનીયાઓ કોઇ ઝાલર વગાડે છે તો કોઈ નગારા ઉપર દાંડી નાખી ગડીં ગગડીંગ વગાડી ઝાલર સાથે તાલ મીલાવે છે.

આરતીનું કામ પૂરુ થયા પછી ભક્તજનો તેમજ નાના નાના ભુલકાંઓ વિગેરે ઠાકોરજીનું ચરણામૃત તેમજ પ્રસાદ લઈ સૌ સૌ ને ઘેર જાય છે. રાત્રીના અંધકારના ઓળા બારમણગામ ઉપર ઉતરે છે. માણસો વાળુપાણી કરી ખાટલામાં આડેપડખે થયાં. કોઈ ગામને ચોરે બેઠાબેઠા ચલમ ચાકી પીતા હોય છે અને વાતોના ગપાટા મારતા હોય છે, તે વખતે બારમણ

ગામનો ચોકીદાર આહીર આજુ બાજુ બારવટીયાની બીકને લીધે તેમજ તેના ગામના પટેલીયાઓ જે આ રામમાંજરીયો, હયાતખા, વિગેરેએ અમો આપેલ છે. તેથી પોતે સાવચેતી થઈ બંને ભરેલ બંદુક તેમજ હાથમાં કડીયાળી ડાંગ લઈ ગામમાં ચોકી પહેરો કરે છે અને ગામનું રક્ષણ કરે છે. એવામાં બંદુકોના અવાજ થયાં પણ આતો સોરઠીયો આહીર હતો. પોતાની ધીંગીધરાનું પાણી લજવે અને પાછી પાની કરે એવો ન હતો, સામે પગલે પ્રાણ આપે એવો છે જેથી જે દિશામાંથી બંદુકનો અવાજ સાંભળ્યો તે દિશાએ આ આહીર મશરી હામે પગલાં ભર્યાં. જ્યાં બારવટીયાની ટોળી ઊભી હતી ત્યાં આવી સામો ઉભો રહ્યો. વળી તે આ બારવટીયાને ઓળખતો હતો અને મશરીને પણ બારવટીઓ ઓળખતા હતાં.

આ હીમ્મતવાન આહીરે બારવટીયાઓને જોતાં જ કહ્યું કે ભાઈ ત્યાંજ ઉભા રહેજો, તમે પણ કાંટીયાવરણ છો અને હું પણ કાંટીયોવરણ છું. તમારી બંદુકની ગોળી મને વાગશે અને મારી બંદુકની ગોળી તમને શું નહીં વાગે ? માટે જો આગળ વધ્યા તો હું તો મરીશ પણ તમારામાંથી એકાદાને લઈને મરીશ.

આ શબ્દો સાંભળતાં બારવટીયા સમજી ગયા કે આ આહીરને અત્યારે વતાવ્યા જેવો નથી, નહીં તો આપણાંમાંથી એકાદાને બંદુકથી વિંધિ નાંખશે એમ જાણી બારવટીયાઓ સમયસુચકતા વાપરી પાછા વળી ગયાં.

ત્યારે મશરીએ કહ્યું કે, ભાઈ, આ ગામ લુંટવું હોય તો મને મારી નાંખીને પછી લુંટજો, હું જીવતો છું ત્યાં લગી તો ગામનો એક પણ માણસનો વાળ વાંકો થવા નહીં દઉં.

દુનિયાની કહેવત છે કે, " મુવા પછી માલ ગોલણુ ગાડા ભરે " પછી તો આ બારટીયાઓ સીધા લુંટફાટ કર્યાં વિના ચાલ્યા ગયાં. આ વાતને બારવટીયાઓએ થોડા દિવસ શાંત પડવા દઈ એક વખત રાતના

પોલીસ અમલદારોનો ડ્રેસ પહેરીને ઘોડે ચઢીને રાતના બારમણુ ગામમાં આવ્યા ને કહ્યું કે, અહીંનો ચોકીદાર ક્યાં છે? ત્યારે ગામનાં બે પાંચ માણસો ચોકમાં બેઠા હતાં. તેણે કહ્યું કે અહીં ઉભા રહો, અમે બોલાવી લાવીયે. પછી તો એક જણુ મશરીને બોલાવવા ગયો. મશરી ગામમાં ભરી બંદુકે ચોકી કરતો હતો તે પોતાને બોલવવા આવનાર માણસને સામો ભેટયો ત્યારે તેને કહ્યું કે, ચાલ મશરી અમલદાર આવ્યા છે અને તમને બોલાવે છે. આ સાંભળી મશરીએ પગ ઉપાડયા અને એકદમ બનાવટી પોલીસ ધારી એ બારવટીયાઓ પાસે આવ્યો. સલામ કરી ઉભો રહ્યો, ત્યારે એક બહારવટીયે કહ્યું કે, તું ચોકી કરે છે? તારી બંદુક ભરેલી છે કે ખાલી છે? બતાવ જોઇએ. એમ કહીં મશરીની બંદુક તેના હાથમાંથી છળકપટ કરી લઈ લીધી. એટલામાં તો બીજા જે બારવટીયાઓ હતાં તેમાંથી એક જણે મશરી ઉપર બંદુકની ગોળી છોડી અને મશરીની છાતીમાં વાગી વાગતાની સાથે મશરી બોલ્યો, ભાઈ, આવો દગો નહોતો કરવો તમારામાં જો મર્દાઈ હતી તો મને પડકારો કરવો હતો, તો મર્દની ખબર પડે એટલું કહેતાં મશરી હેઠો બેસી ગયો. છાતીમાંથી લોહીની ધારાઓ ફુવારાની જેમ ઉડી રહી છે છતાં પણ મશરીએ પોતાના હાથમાં ડાંગ હતી તેનો છુટો ઘા કર્યો, એ મરણીયો "ઘા" એક ઘોડે સવાર બારવટીયાને કપાળમાં વાગ્યો અને તે નીચે પડ્યો એટલામાં બીજાએ મશરી ઉપર બીજી બંદુક છોડી મશરી જમીન ઉપર ઢળી પડયો અને તેનું પ્રાણ પંખેરુ ઉડી ગયું.

## (દોહો)

મશરી તેં તો માંડીયો જબરો હાહાણી જંગ,<br>
રાખ્યો આહીર રંગ ધરપર ભેરાય ધણી.<br>
મરતાં લગ મેલ્યું નહીં વેણુ તેં અડગ વીર,<br>
મશરી પાણી મૂછનું અણુનમ રાખ્યું આહીર.

પરકાજે પ્રાણ દીધા વિંધાણા ગોળીએ વીર,
મશરીઓ મરદા મરદ અણનમ રીયો આહીર.

આવી અનેક વાતો ભેરાઈ ગામના આહીર ભાયા ભગવાનની બેઠકના ડાયરામાં ચાલે છે. વાજસુર ભોળા નામના આહીરને મોજ આવી.

તેમને ઘેર જઈ તેની ભેંસનું ખાડુ બેઠું હતું એમાંથી એક ભગર ભેંસ હેઠે પાડી અને ટંકે જે પોણોમણ દુધ કરે છે. એ ભેંસ લઈ જ્યાં ડાયરો બેઠો છે. ત્યાં આવી બારોટને આપી. ત્યારે ત્યાં બેઠેલા દરેક ડાયરાના માણસોને થયું કે વાહ આહીર વાહ આવા દાનેશ્રીઓને ધન્ય છે, પછી બારોટ કહે છે.

(છપ્પય)

આહીર કોણ કહેવાય જાડ પોતા શું જાણે,
ડાયપ અંગ દર્શાય વિવેકી જગત વખાણે.
ગુણિયલ ધીરગંભીર વીરવટ અધીક વિરાજે,
ધંધ ચઢે રણધીર પ્રાણ તજે પર કાજે.
વંશ ચંદ્રનો વારસો કરમહીણ જે નવ કરે,
વેચાય "કાન" વટ ખાતરે ધારીને ડગલાં ધરે.

એવી રીતે બારોટે બીરદાવ્યા તેમ જોધારામ હાંકારામ તેમજ ભોજારામ વગેરે અગાઉ જે દાતારો અને શુરવીરો થઈ ગયા તે પણ સોરઠીયા આહીર રામની નાતમાંજ થયેલા છે.

(ગીત)

કલજુગ જમાનો આવીયો આજ ખોટા કહું
　　　　ચાર વર્ણો તણા ધર્મ શાન્ડયા સહુ,
બડાઈ માન ને ખોટ હાલ્યાં બહુ
　　　　રામ કે દુનીમાં કેમ હું તે રહું.
ન્યાયની રીત કોઈ ભુપ રાખે નહીં
　　　　ગુણ મરજાદની સત્તા હાલી ગઈ,
ઠાઠ પાખંડમાં ક્ષત્રી બેઠા થઈ
　　　　રીત અસલની કોને કયાંથી રહી.
અનીતિ કરે ને અવળના અટપટી
　　　　ખીજ તલ રીજને અંગમાં ખટપટી,
નમેરા અંતરને નઠારા નટખટી
　　　　લાગમાં આવે તો ફસાવે લટપટી.
ગૌ બ્રાહ્મણ તણે એમ બેસે ગળે
　　　　ભેખ સાધુ તણી આથ ખાવા ભળે,
બીજાનું સુખ જોઇ અંગ અદકયું બળે
　　　　મોજ તો કવિને કહો કયાંથી મળે.
તેરમી સદીની આજ બેઠી તવી
　　　　નવે ખંડ મલકમાં વાત હાલી નવી,
મલકમાં ગુણ સદ્ગુણ બેઠા ખવી
　　　　હાલમાં નકલને અકલ બીજી હવી.

પુન્યની વાત તો ગઈ પાતાળમાં
ધરમ હાલ્યો ગ્યો છપ્પનના ઢાળમાં,
જોર માતમ ગયું મરકીની ઝાળમાં
લાજ હાલી ગઈ લોભની લાળમાં.

ગીતા ને વેદ તો આજ હાલ્યા ગયા
થાય નહીં કાંઈને વાતડાહ્યા થયા,
દિલમાં જેહને મુળ ન મળે દયા
નગારા ઠોકીને જુવો હાલ્યો નીયા.

ભૂપતિ વિના કોણ ધરાને ભોજવે
જબ્બડ ભડ વિના કોણ કવિ સામું જુવે,
હાલમાં ઊલટી રીત થઈ છે હવે
રાનમાં કીર્તિ જુવો ઊભી રૂવે.

ધરા ત્રિષ કીરતનો કોઈ ન કરે ધડો
બરાબર શુરવીર આજ ન મળે બડો.
નરપતિ બધાને કળી અડકયો નડયો
શુદ્ર ને ક્ષત્રીવંશ એક ભાવે ચઢયો.

જશ બધો હાલ્યો છે મલકને જોઈને,
રાનમાં કીરતી ઊભી'તી રોઇને.
કેમ છો એકલા સંગ નહીં કોઈને,
નવડ દાતા વિના તમે તો નોયને.

અધ્યપંચાળમાં સ્તંભ ભાંગ્યો મહા,
કર્ણ અવતાર તો એક આલણુ કહાં,

ટકાવી'તી મને શીશ છાટે તહાં,
એ ગીયા સ્વધામે હું તો આવી અહાં.

નવે ખંડ મલક હું ફરી બાકી નથી,
માન મેલી કરી મેં તો જોયું મથી.

કેટલી વાત હું કહું મોઢે કથી,
સાંભળો સીયાના શ્રવણે સારથિ.

ક્ષત્રીવટ ગહીસે છપ્પનના ખેલમાં
રાજની રીતી તો બેસી ગઈ રેલમાં.

મોજ હાલી ગઈ આગબુટ મેલમાં,
ઝેરપાણી ગયું સાહેબના જેલમાં,

બાકરી સિંહ તો એક હારે બધા
ચોર, કાયર, જુવો આજ હાલે સીધા.

કુંચન લોઢું ખપે એક ભાવે કીધા,
ગૌ બ્રાહ્મણુ નીચ ગણે હારે ગધા.

પુંજન શક્તિતણું ગયું છે પાટથી,
હોમને હવન ગીયા ક્ષત્રીના હાથથી

વેદ મરજાર ગીયા સુધારા વાતથી,
જુવોને ધરમ હાલ્યો ગીયો જાતથી.

ટાટ થઈ હાલે છે કેફના તુરમા,
શરમ નહીં મોંઢે ને ફરે ચકચુરમાં.
ઈરખા અદેખાઈ ભરી છે ઉરમાં,
દેખ ભુલા હરે ડાપના દુરમાં.
અંતરમાં મેલને અનિતિ આવડે,
વાત તોળી બધી શામળે વાંકડે.
કહે છે શકત ને જગત કરજો કડે,
ચઢાવી દુનીને મરકીએ ચાકડે.
કટક ઉંદરતણા ગામ ઉજ્જડ કરે,
હાક માર્યા ભેગી સતા સહુની હરે.
ઘર હોય પોતાના તોય કોઈ નવ ધરે,
સુતો છે મલકતો મરણને સાથરે.
ત્રાહ પાડયો મુસા ધરો ઘર ત્રાટકે,
બુમ બેાી રોગલી ગામમા બાટકે,
પ્રભુના કોપથી જંગલમાં પાટકે,
ભુવન પોતા તણાં મેલી સો ભાટડે.
રીતની વાતતો સાંભળી રોવું છું,
જગત એવી થઈ હેમાળે જાઉં છું.
અટંકો સુજશ કે હુંય આવું છું,
રીયાની ભુપતી જગતમાં રહેવું શું.
માને નહીં કવિને જુવો આ મલકમાં,

ખોટ કાઢે બધા મહીપતી ખલકમાં,
શોડભડ હોયતો મોજની છલકમાં,
પ્રથીમાં છત્રાયો કવિ કરે પલકમાં.

તેગ ક્ષત્રીતણી કવિશર તપાસે,
રીયણુપર અમરતો કવિથી રીયાસે,
કરોડનો હીરોતો નંગ વિના કયાં છે,
ન માને કવિને તો કયાં નીયા છે.

આણેવાણે શીશ કવિને આપીયું,
કવ કજુ કમળતો જોઠવે કાપીયુ
દીયાસે જુનાણે જુવો માથું દિયું
છતેથી જગ દિયે એનીપર સોંપીયું
ધરપતી હવા તે ગીયા પ્રભુના ધામમાં
ભુપતી રીંચાતે હાલે બેભાનમાં
મેં[illegible]યું છે માન સનમાન મેદાનમાં
ઉડાડી કુળની રીતતો આસમાનમાં
શુરવીર વિનાતો ભજે છે શામને
નીરખતા આવે છે દેશને નામને
ગઢપતી બધાના જોયા છે ગામને
જોઈને થયા છકક આહીરાજામને
ખેત્ર ક્ષત્રીતણું આ ધરા ખાસ છે
શુરવીરપણાંની અહીંતો છાપ છે

જગતમાં ભલી એક આહીરની જાત છે,
ટકાવે ટેકતો અહીં તપાસ છે.

ગુણનાં નગારાં ગામોમાં ગડેડે,
હીલોળા મોજના દધિ જેમ હડેડે,
થાટ ફોજુ મધ્યે કદી નવ થડેડે,
શત્રુના કટકને ચકર થઈ ચડેડે.

તેગ બહાદુર છે નાઘેરા તમામાં,
દાતીયા ઘણાને દીયે છે દમામાં,
શોડભડ ભલા છે આજના સમામાં,
કે દિયે ખોટ નહીં આહીરના કામમાં.

ચાવડો ઈલોતો નવેખંડ છત્રાયો,
શોભતો જૂનો પણ એનાથી સવાયો,
ઉગાને દેવાતે જુવો આડો કહિયો,
ક્રોધ નાયો પંડે પુત્રને કપાયો.

મરદ મરદા આહીર સતાળા મતાળા,
શૂર ભરપૂર છે અડાભીડ સત્તાળા,
કાળના છરા છે ભારથે ક્રોધાળા,
નાઘેરા છત્ર છે સર્વનું નેજાળા.

એવા આનંદથી ભેરગઢ આવીયા,
ભલપની રીતમાં બધાને ભાળીયા,

વાસીયે જશને કીરતી વાળીયા,
રંગ મૂછાને મોલાણી રાખીયા.

મેરગરમેર સે ભેરગઢ માપમાં,
વીરરણધીરનું તખત સે વાતમાં,

નવડદાતા થીયા છે રામની નાતમાં,
શોડભડ હજી છે ભલની છાપમાં.

જશાહર મોલાણી કરોડ જુગ જીવો,
ગુણ તો કવિજન નીત એના ગાવો,

આજને જમાને કોઈ નહીં આવો,
વાસીયા રામને મોતીએ વધાવો.

ડાયરામાં વાજસુર રામને દરેક જણ કહેવા લાગ્યા કે વાજસુર રામ તો આહીર ઘરધણી છે પણ એની ઉદારતા જોઈ ઘણા ખુશી થયા. ભેરાઈ ગામના શેઠિયા શાહુકાર હિન્દુ-મુસ્લિમ વગેરે એ પછી પોતાની શક્તિ પ્રમાણે દાન આપ્યાં.

આહીર પ્રવીણ
૯૯૨૫૯૯૧૩૮૩

(દોહો)

તું ભેટે ભગવાન તણા દુઃખ ન રહે દાતાર,
શિરોમણી વૈદ્ય સરદાર ભેટતા ધનંતર ભાઈલો.
ખાપરીએ ઉજેણે ખરો સુણતા કાને સધીર,
એના બિરદ આહીર જાણ્યા તુંકને જોધડા.

(ગીત)

ધરશીખલ જાણુ અડીખમ ધોકો વીજલ તણો વહીકે વાંકો,
સુબા સરે મનાવો સાકો હલાસે પીયાવે ન તુંઈ હાંકો.
ખીમા સતણે આહીરે ખાળો વડમ જાણે ધણી વડમાળો,
જશ કીધો આંગત જોરાળો ભલપ દાખે ભેરાઈવાળો.
સોગણુારી દાનત સાચી કરોડતણે દિયે મુલ કાચી,
કૃપણુ બીયા મર થાય કરાજી રામ તુંહારો સાહેબરાજી.

હજુ પણુ ભેરાઈ ગામમાં આવા આહીરો છે. લગભગ ૩૫ થી ૪૦ વર્ષ થયાં હશે એ અરસામાં લગ્નગાળો હોવાથી ભેરાઈના આહીર ઝીકાર રામ એમ જ રામપરાના આહીર વાજસુર ભગવાન તેમજ તેની સાથે બેચાર બૈરાંઓ ભેરાઈથી રાજુલા કોઈ લગ્નના દરદાગીના વગેરે લેવાનું હોવાથી રાજુલા ગયેલા, અને ત્યાંથી ઘડાવેલા દાગીના વગેરે ચીજવસ્તુઓ લઈ રાતના રાજુલાથી ગાડામાં ભેરાઈ આવતા રસ્તામાં વગડાવ વાઘરીને ખબર પડી કે, આ લોકો પાસે દારદાગીના છે. એથી ચાર-પાંચ વાઘરીઓ એમના ગાડા આગળ ફરી વળ્યા. ગાડામાં બેઠેલા આહીરો ઉપર તૂટી પડ્યા અને લાકડીઓના 'ઘા' કરવા મંડ્યા. રાતનું અંધારુ એમાંય અચાનક વાજસુર વાઘના માથામાં લાકડી આવી એથી તે નીચે પડી ગયો. બૂમાબૂમ થઈ. 'મારોમારો' એવું થવા લાગ્યું. આથી ઝીકાર રામે પોતાની લાકડી હાથમાં લઈ લૂટારું ઉપર એક 'ઘા' કર્યો. આહીરના એક ઘાએ ભાગ્યે જ કોક જીવતો રહે. આ વાઘરીને લાકડી વાગતાં તેના રામ રમી ગયા. એવામાં જેને માથામાં લાકડી વાગી હતી તે રામપરાના વાજસુર ભગવાને ઊઠીને બીજા વાઘરી ઉપર લાકડીનો ઘા કર્યો એથી એ પણ ત્યાં જમનાં દ્વાર ખખડાવતો મરણુને શરણુ થયો. બીજા ભાગી ગયા. આ આહીરોએ પાછા રાજુલા આવી પોલીસથાણામાં જાણુ કરી.

પણ એ અરસામાં ભૂપત બહારવટીઓ પણ હતો. એથી પોલીસો રાતના વખતે બહાર નીકળતાં ગભરાતા અને સવારના જે જગ્યાએ ધીંગાણું થયું હતું ત્યાં ભેરાઈના કેડે ગયા ત્યારે ત્યાં મરેલ વાઘરી પડેલ. આ લૂંટારાઓને જોઈને પોલીસો તેમજ રાજુલા ગામના માજન વગેરે ખુશી થયા અને આ લોકોને ફૂલહાર કરેલ એ હકીકત રાજુલા ભેરાઈ વગેરે ગામના લોકો જાણે છે.

હજુ પણ ભેરાઈ ગામમાં પ્રતિષ્ઠિત એવા જીણા આતા તેમજ તેના દીકરા હમીરભાઈ તથા લખમણભાઈ આ ભાઈઓ ઘણા માયાળુ અને વિવેકી છે. વળી લખમણભાઈના દીકરા સાવજભાઈ સરળ અને ગંભીર છે અને ઘણા વિવેકી છે તેમજ તેના ભાઈ મેરુભાઈ પણ ખૂબ જ વખાણવા લાયક છે. અત્યારની ઊગતી પ્રજા પણ તેના વડીલોના ચીલે ચાલી આવે છે.

(દોહો)

યદુવંશનું ઓઢણું જગમાં ઊંચ જણાય,
એ કૃષ્ણ તણા કુળમાંય કરમી પાકે કાળાઉત.
રીતું તો રઘુકુળની એક ના કરે ઉચાર,
કાળારો માણસુર કદી ન ભાખે નાકાર.
કરમીવટ કાળાસતણુ જો હાટે મળતી હોય,
તો સૌ કોઈ સારી જોઈ મલક વોરત માણસુર.

આવી રીતે માણસુરભાઈ કાળાભાઈ તેમજ હમીરભાઈ જીણાભાઈ અને લખમણભાઈ અને માણસુરભાઈ દેપાભાઈ તેમજ રામભાઇ પાતાભાઈ વગેરે આહીરો ઘણા જ માયાળુ અને વિવેકી છે.

(દોહો)

ગુણ દૂહાને ગીતથી જો રીંગા રાજી થાત,
તો જશ રેઢો જાત હેમાળે ગળવા હમીરિયા.
ઝવેરી મળ્યો જો કાંથડ ઓતફૂળ ભાણુ,
સમજુ પાતો સુજાણુ ધર પર ભેરાઈ ધણી.

ભેરાઈ ગામને ટીંબે આહીરો તેમજ વાણિયા વેપારી અને સિંધી મુસલમાનો પણ ઘણા સમજદાર અને વિવેકી આબરૂદારો થઈ ગયા. હજુ પણ ભેરાઈના આહીરો વિષે માન અને મરતબો વંશપરંપરાથી એક સરખો ચાલ્યો આવે છે.

(દોહા)

હાથી જ્યાં ડૂબતો હતો, એની વિઠલે કીધી વાર,
જોયો ભેરાઈ એ ઝીણા સતણુ, અપળાંનો આધાર. ૧

ભજ મોટે ભેરાઈ ધણી, તું જબર ભડ જોડે,
ધરપર માઠા ધોકે તે હેલે ચડાવ્યા હમીરિયા. ૨

ઝાકળથી જગતમાં પાકે અન્ન પ્રજરાણુ,
તો મેની મેરાણુ હત નહિ લાલચ હમીરિયા. ૩

સાવજ ભડ લખમણ સતણુ લાજાળો લાકાળ,
ભડ આહીર ભોપાળ ધીંગો ભેરાઈ ધણી. ૪

આવી જ રીતે ત્રાકુડા ગામમાં હું ગયો. ત્યાં આહીર ભીખો વાઘ તેમજ ઝંડુર વાઘ અને માણસુર વાઘ મળેલ. એમાં ભીખો વાઘ તેમજ ઝંડુર વાઘ વગેરે ભાયું ઘણા જ માયાળુ અને વિવેકી જોયા. ભીખોભાઈ

હંમેશાં સવારના વહેલા નાહી-ધોઈ શંકરના મંદિરે દર્શને જાય. ત્યાંથી ઘરે આવી તુરત બોઘડું લઈ ભેંસ દોહી મારી પાસે આવે અને મોટી તાંસળી ભરી ભેંસનું તાજું દૂધ પીવડાવે. બે તાંસળી પીધા પછી પણ એને એટલી બધી ભાવના કે હજુ પણ મહેમાનને દૂધ પીવડાવવું, એવા આગ્રહથી ત્રણચાર તાંસળી દૂધ જેટલા દિવસ રોકાઈયે એટલા દિવસ પ્રેમથી પીવડાવે. આ આહીરનો પ્રેમ અને ભાવના જોઈ મારા દિલમાં હરવખત એમ થાય છે કે, વાહ ! આહીર તારી મહેમાનગતિ.

આહીર પ્રવીણ ૯૮૨૫૯૯૧૩૮૩(દોહા)

ભીખા તુંને ભાળી હૈયે હરખ ન માય,
ઉર આનંદ ઉભરાય જોઈને તુંને ત્રિભુવત.

આવી રીતે પાટી ગામમાં પણ દુલાભાઈ માણસુરભાઈ તેમજ બાઘાભાઈ અને તેમના મોટા ભાઈ ગાંડાભાઈ પણ માયાળુ અને વિવેકી. આહીરો વિશે તેમજ તેની મહેમાનગતિ વિશે જેટલું લખીએ એટલું ઓછું છે.

કાઠી

# વિર દેશોવાળો

સબળ ક્ષમા નીગર્વધની કોમળ વિદ્યાવંત,
ભવભૂષણ એ નિત્ય હે ઉપજતખપત અનંત.

સૌરાષ્ટ્રમાં આવેલું વરસડા ગામ કે જ્યાં કાઠી દરબારોની વસ્તી છે. જૂના જમાનાનો ગામને વીંટાઈને ખખરભખર કિલ્લો રાજાશાહીના વખતથી અડીખમ ઊભો છે. કિલ્લાના બુરજ ઉપર બે તોપો ડાચાં ફાડી દુશ્મનની રાહ જોતી હોય એમ વર્ષોજૂની પડી છે. ગામ કાઠી દરબારોનું છે. જમીન-જાગીરને લીધે કાઠી દરબારોમાં કુસંપ મૂળિયાં નાખી ગયેલ છે,

આ કુસંપથી અંદરોઅંદર ભાયાતોમાં વેરની ભાવનાનાં વૃક્ષ દિનપ્રતિદિન વિકસી રહ્યાં હતાં. એનાં ફળ કેવાં આવશે તે કોઈ જાણતું ન હતું. સુખ, દુઃખ, તડકો, છાંયો, હરખશોક માણસ માત્રને પોતાના પડછાયાની જેમ પોતાની આગળપાછળ ટહેલતાં રહે છે. વીર દેશો વાળો પોતાના ગઢમાં આવેલ એક ઓરડામાં સુતેલ છે. સવારનો પ્હોર છે, ઊગતા સૂર્યનાં કિરણો આકાશનાં ઓવારણાં લઈ જગતના સૌંદર્યમાં વૃદ્ધિ કરી રહ્યાં છે. આકાશનો નીલરંગ મનોહારી શામલતામાં પ્રવર્તિત થઈ અંધકારને અદશ્ય કરી રહ્યો હતો. ઉદયાચળ પર્વત ઉપર સૂર્યનો રથ વિશ્વની પ્રદક્ષિણા માટે અરુણદેવે તૈયાર કર્યો છે, સાતે અશ્વો સૂર્યદેવના આગમનની રાહ જોતા ઊભા છે. ઉષાદેવી હાથમાં કુમકુમનો થાળ લઈ તિલક કરવા આંગણામાં ઊભી છે. જગત નિંદ્રા તજીને ઊભું થયું છે. વરસડા ગામનો કાઠી વીર દેશો વાળો ઓશીકે પડેલ પોતાની તલવાર સન્મુખ મેલી, પલોંઠીવાળી બે હાથ જોડી શિર નમાવી અને પાછી ખોળામાં મૂકી પોતાના બંને હાથની કોણીઓ ઓશીકામાં ટેકવી સૂર્યને વંદન કરી કહે છે.

## (દોહો–સોરઠો)

**ભલે ઊગ્યો ભાણ ભાણ તુંહારા ભામણા,**
**મરણ જીવન લગી માણ રાખે કાશપ રાઉત.**

સૂર્યને વંદન કરી અને પોતે વિચારમાં બેઠેલ છે આ અરસામાં તેમના બાપુ ચાંપરાજ વાળો ત્યાં આવે છે. એમના આગમનથી દેશો વાળો જરા સ્ફૂર્તિમાં આવે છે. પણ પિતાએ પુત્રના વિચારો પારખી લીધા અને કહ્યું કે, ભાઈ દેશા, આજે કેમ ઉદાસ છો ? ત્યારે દેશો વાળો કહે છે કે, બાપુ, એવું કાંઇ છે નહિ. પણ ઊંઘમાંથી ઊઠયો એટલે આળસને લીધે બેઠો છું. ત્યારે એમના પિતાએ કહ્યું કે, ના બાપ, આ બધું તારું બોલવું ખોટું છે. માણસના ચહેરા ઉપરથી માણસ ખુશમિજાજમાં હોય અગર કંઇ વિચારમાં હોય કે ગુસ્સામાં હોય તે જણાઈ આવે છે, માટે જે તારા દિલમાં હોય

તે વાત કર. દેશા વાળો તેમના પિતાશ્રીને કહે છે કે, બાપુ, આ સ આગમાં
ખારમાં ખાર કુટુંબખાર, એ બહુ ખરાબ છે, વળી, 'જર જમીન ને જોરૂ એ
ત્રણુ કજિયાનાં છોરૂ" એ કહેવત ખોટી નથી. જુઓ કુટુંબખારથી કૌરવોનો
વિનાશ થયો. એવા તો અનેક દાખલાઓ છે. પ્રથમ તો હિંદુસ્તાન ઉપર
પગપેસારો થયો, અને દિલ્હી ઉપર ગીજનીના બાદશાહ શાહ-
બુદ્દિન ઘોરીએ એક ચિત્રલેખા સ્ત્રી માટે ચડાઈ કરી, એ ચિત્રલેખા
શાહબુદ્દીનની માનીતી દાસી હતી, તેની સાથે શાહબુદ્દીનનો પિત્રાઈ
હુશેનખાન પ્રેમ કરતો હતો, એ વાતની ખબર શાહબુદ્દીનને પડી, જેથી
હુશેનખાનને ઠપકો આપ્યો. એથી હુશેનખાન ચિત્રલેખાને લઈ ગીજનીથી
ભાગી જઈ દિલ્હી પૃથ્વીરાજને શરણે આવ્યો. એ વાતની ખબર શાહબુદ્દીન
ઘોરીને પડી, એથી દિલ્હી પૃથ્વીરાજને શાહબુદ્દીને કહેવડાવ્યું કે, તમારી
પાસે આવેલ હુશેનખાન અને ચિત્રલેખાને તમો ગીજની પાછા મોકલી
આપો અને નહિ મોકલો તો મારે ન છૂટકે દિલ્હી ઉપર ચડાઈ કરવી
પડશે. આ હકીકત પૃથ્વીરાજને કાને પડી, પૃથ્વીરાજે કહેવું મોકલ્યું કે
અમો રજપૂતો શરણે આવેલાને સોંપતા નથી. આવો જડબાતોડ જવાબ
સાંભળી શાહબુદ્દિન ઘોરી રોસે ભરાયો અને એક લાખ એંસી હજારનું
લશ્કર લઈ દિલ્હી ઉપર ચડાઈ કરી, પૃથ્વીરાજને ખબર પડી કે શાહબુદ્દિન
દિલ્હી ઉપર આવે છે એથી પોતાનું લશ્કર લઈ સામો ગયો. બાદશાહનું
લશ્કર ચિનાબ નદીને સામે કાંઠે હતું. પૃથ્વીરાજ અને ઘોરી બાદશાહની
વચ્ચે જબરજસ્ત લડાઈ થઈ. ચિનાબ નદીમાં લોહીના પ્રવાહે ઘોડા અને
પાયદળો તણાવા લાગ્યાં અને બાદશાહના લશ્કરમાં કત્લેઆમ ચલાવી વીર
રજપૂતોએ ઘોરી શાહને જીવતો પકડી અને પૃથ્વીરાજ પાસે લાવ્યા.
પૃથ્વીરાજે શાહબુદ્દીન પાસેથી દંડમાં હાથી, ઘોડા અને રત્નો લઈ તેને
છોડી દીધો. આપણે હિંદુઓ આવા ભોળા છીએ? હાથમાં આવેલ
દુશ્મને છોડાય નહિ. બાપુકી જતા બળ ન વાપરે એ મરદ નહિ પણ
બાયલા સમજું છું. માટે મને મોટામાં મોટો વિચાર વિક્રમસિંહનો આવે
છે. એક વખત મારે તેમની સાથે ધિંગાણું થયેલ, હું એકલો હતો.

એમના ત્રણ દીકરા અને પોતે મળી મને મારી એક ખાઈમાં ફેંકી દીધેલ અને મારે બેત્રણ મહિના ખાટલે પડી રહેવું પડ્યું ઈશ્વરકૃપાથી હું સાજો થયો. હવે એ જ વિચારો મને સતાવે છે. અને હજુ પણ, મને જમીન માટે જોખમાવશે, એ વાત નક્કી છે. જે જમીન આપણા બાપદાદાઓએ માથાવઢીયે અને ભાલાની અણીએ મેળવી હોય તે એક પણ તસુ કોઈને લઈ જવા કેમ દેવાય. અને કોઈ પણ બળજબરીથી લઈ લેવા માગતા હોય તો આપણે હાથ જોડીને બેસી રહેવું એ કાયરતાની કાળી ટીલી ચડે. એ મને ઠીક પણ નથી લાગતું. ખોટ લગાડવી એ તો નામર્દોનું કામ છે. કહેવત છે કે,

(દોહા–સોરઠો)

ખોટયે મોટી ખોટ મરતા લગ મટે નહિ,<br>
ચાર જુગની ચોટ કૌરવની વંચાયા કરે.<br>
ભેંસુ ભાયાણા કુંઢીયું કાલે સાંપડશે,<br>
મશ બેઠી માણા આ લગના ઊખડશે નહિ.

બાપુ મને તો એમ છે કે, વરસડા અને મારી જન્મભૂમિને છેલ્લા પ્રણામ કરી બહારવટે નીકળી જવું એ જ ઉત્તમ છે. જે થવાનું હોય તે થશે.

(દોહા–સોરઠો)

મતા મુખ મરોડ, લખ્યા એ લોડસે,<br>
આખર એડી ઓળ, કલમ કુડી નાથીયે,

આ મારા વિચારોને દબાવી શકે તેવી કોઈ શક્તિ કે વ્યક્તિ નથી. હિંમતના હિલોળે ચડેલ વીર દેશા વાળાના મન અને મગજમાં ઊઠતા વિચારોનો વંટાળિયો જાણે આકાશનું માપ લેવા મથી રહ્યો હતો.

(છપ્પઈ)

નીતિ, ધરમને કાજ, સાજ અંગ પુરુષ સજાવે,
તન થકી મોતાજ, ઠાકરા કદી ન થાવે.
માગે ઊજળું મોત, અનામત ઇજ્જત રાખે,
ચલગત જેની સાફ, લળક નવ આપે લાખે.
ખેલ રમે ખાંડા તણા રોમ રોમ વીરતા રમે,
કુળવાન "કાન"એ કાઠીયો કઠીન ખબેડા જે ખમે.

(દોહા–સોરઠો)

કથડા રણમાં જાય કે, મત ઢુંઢે કોઈ સાથ,
તારા બેલી ત્રણ જણા, હૈયું કટારી ને હાથ.

મનમાં ને મનમાં દેશા વાળો કહે છે કે, દુઃખના ડુંગર તૂટી પડયા હોય, છતાં કોઈની મદદ ન માગવી એનું નામ સ્વમાનપણું અને માટીની માટીઆઈ ગણાય. એવા અનેક વિચારોનાં વમળોમાં બેઠેલ દેશા વાળાના કાને એક અવાજ અથડાયો કે, થાજે માટી ! આ શબ્દો સાંભળતાં જ પોતે ગઢની બહાર નીકળે છે. પોતાના હાથમાં ફક્ત એક તલવાર છે. સામે ધિંગાણું કરવા ભાયાતોનું જૂથ ઊભું છે. હિંમત ન હારતાં પોતાની તલવાર ગાળાશય કરી પણ, એકનું ઓડ બે, એમ જાણી આડ હથિયારે પોગાશે નહિં તેથી તલવાર મ્યાન કરી. કૂદકો મારી ઓશરીમાં ખીલીએ લટકતો બંદૂકનો જોટો લીધો અને છાતીએ ચડાવી એક પછી એક એમ બે અવાજો કર્યા. પોતાના મનમાં થયું કે આ ગોળીથી મારો હાથ ઠર્યો. જ્યાં જુવે છે ત્યાં તો વિક્રમસિંહ વાળાના બે દીકરા નથુ અને ડોસલ ગોળીથી ઠાર થયા હતા. પછી જરા વિચાર કરી, બંદૂક ભરી અને એક હાથમાં ગાળાશય તલવાર લઈ ઊભો રહ્યો ને કહ્યું કે, મરવું હોય તો,

હાલ્યા આવજો. પણ એટલી વારમાં તો ત્યાં કોઈ ઊભું રહ્યું નહિ. સૌ સૌની મોખે સૌ ભાગી ગયા.

(દોહો)

**કરમર ને કરમાં ગ્રહી, ઊઠયો ભડ આંટાળ,**
**(તાં તો) થડકયા નર થોભાળ, દુશ્મન ત'રા દેશળા.**

પછી વિચાર કર્યો કે મારીને ભાગી જવું, ખાઈને સૂઈ જવું. એ કહેવત પ્રમાણે પોતાની ઘોડી તૈયાર કરી. ઉપર સામાન માંડીને કોઈ અજાણ્યા પ્રદેશમાં જવાની તૈયારી કરી. પોતાના વતનને રામરામ કરી. ઘોડી ઉપર રાંગવાળી રવાના થાય છે. અને બાબરિયાવાડમાં આવેલું નાગેશ્રી ગામની પડખે મીઠાપુર ગામ છે, જ્યાં એમનાં બહેન લાખુબા રહે છે, ત્યાં આવ્યા અને બે દિવસ રોકાઈને, પોતે ગિરના જંગલ તરફ રવાના થાય છે. જ્યાં તુલસીશ્યામનું મંદિર છે, ગરમ પાણીના કુંડ છે, ત્યાં આવી તેમાં સ્નાન કરી અને શ્યામજી ભગવાનનાં દર્શન કરીને કહ્યું કે, હે પ્રભુ, મોત આપે તો સામે પગલે અને ઇજ્જત સાથે આપજે. અને દુશ્મનના સામે લડી મૃત્યુ પામું તો જ મને સદ્‌ગતિ થશે. એવી પ્રાર્થના કરી, એક દિવસ રોકાય છે. અને પછી તુલસીશ્યામથી રવાના થાય છે.

(દોહો)

**સત્ છાપા ચાંપરાજ તણા, તેં નજભલ પાળ્યા નેમ,**
**અસમેત તણા એમ, તેં ડગલાં ભરીયાં દેશળા.**

એવી રીતે ગિરના જંગલમાં રવાના થાય છે આ ગાઢ જંગલમાં ફરતા ફરતા અરલના નેસે ભીમચાંડસુર નામના માલધારી દરબારને મળે છે, તેમજ કેડાનિયાના નેસે ડોહલ આલ તેમજ કુકા છેલાણા વગેરેને મળી ગિરમાં થોડા દિવસ રોકાય છે. કારણ કે એ વખતે સોરઠમાં કાળ પડેલ હોવાથી, દરબારો તેમજ જાગીરદારો તેમનાં ઢોરઢાંખર લઈ ચોમાસું ગાળવા આહીરો,

ચારણો, દરબારો, રબારીઓ વગેરે ગિરમાં આવેલા. ગિરના ગાઢ જંગલમાં ફરતે ફરતે બાબેજ વીરામાળી, મીંઢા, ગીગલાની ગોર વગેરે સ્થળે ફરીને દોણાગામમાં રહેતા જોરદાર મકરાણી હેદુ અને મહમદને મળવાનો વિચાર કર્યો. પરંતુ દોણિયા મહાદેવ આવતાં તેના વિચારો બદલાયા અને મકરાણી હેદુ અને મહમદને મળવાનું માંડી વાળ્યું. અને દોણિયા મહાદેવ કે જે કૌરવ અને પાંડવોના ગુરુદ્રોણાચાર્યનો આશ્રમ મનાય છે, અને ત્યાં પાંડવોના વખતથી જબરજસ્ત આંબાનું ઝાડ છે, તેના નીચે પાણીના કુંડ છે અને બારે મહિના ત્યાં પોઠિયાના મુખદ્વારમાંથી પાણી વહેતું જ રહે છે અને આજુબાજુમાં પાણીનાં ઝરણાં વહે છે. પડખે વહેતી મચ્છંદ્રી નદીનું પાણી વેગે વહેતું ખળખળ કરતું, સામુદ્રને ભેટવા ઉતાવળું વહી રહ્યું છે. વૃક્ષો અને લતાઓથી સૌન્દર્યનું સામ્રાજ્ય આજુબાજુના વાતાવરણને આનંદમય બનાવી રહ્યું છે અને તે મચ્છુન્દ્રી નદી ઉના, દેલવાડા થઈ અરબી સામુદ્રમાં સમાઈ જાય છે. એવા દ્રોણાચાર્યની જગાએ ન રોકાવું હોય તો પણ રોકાવાનું મન થાય છે.

આજુબાજુ નજર કરતાં એક મજબૂત બાંધાનો જુવાન આદમી તેની નજરે ચઢયો. તેને બોલાવી દેશે વાળે પુછયું કે કયાં રહેવું ? કેવા છો ? ત્યારે તે જુવાને કહ્યું કે, હું આહીર છું અને મારું મૂળ ગામ આદસંગ. મારું ગરાશનું ગામ રમપરા ત્યાં અમારે ગરાશની જમીન છે. અમારા આહીરોનાં નવ ગામ છે. અમે નવ ગામના આહીરો મૂળ તો સોરઠિયા પણ નાઘેરમાંથી અહીં આવ્યા. ગામ ઘેર કર્યાં. તેથી અમે નાઘેરા આહીર તરીકે ઓળખાઈએ છીએ. ત્યારે દેશો વાળો કહે છે કે, અહીં કાંઈ ગાયો-ભેંસો લઈને આવ્યા છો કે, ખાલી ફરવા ખાતર આવ્યો છો ? ત્યારે ખીમો વાઘ કહે છે : આવા કાળમાં ખાલી તો કોણ ફરતો નીકળે ? પણ કુટુંબ કલેશથી કંટાળીને નીકળી ગયો છું. પછી ખીમે વાઘે પૂછ્યું કે તમે કયાં રહો છો ? ત્યારે દેશો વાળો કહે છે કે, હું વરસાડા રહું છું. તમોએ તમારા દિલની વાત કરી તેથી હું પણ મારા દિલની

વાત કરું છું. મારે પણ તમારી જેમ જમીન-જાગીરના લીધે ભાયાતોમાં ધિંગાણાં થવાથી બહાર નીકળી ગયો છું. ને મારો વિચાર બહારવટું ખેડવાનો છે. ખીમાભાઈ, આ જગત કરોડો માનવપુષ્પથી મહેકતો એક બગીચો છે. દુઃખ-સુખથી તેમજ ઘણા પ્રસંગોથી સાભર ભર્યો છે અને તેમાં અનેક ઘટનાઓ રોજબરોજ બને છે. આ રળિયામણી જગ્યા અને શાંત વાતાવરણ જોઈ ત્યાં ઘણો સમય વાતચીત કરી. દેશો વાળો કહે છે કે, તમારા વિચારોને મારા વિચારો મળતા આવે છે. તમો બહાર નીકળી જવાનો વાત કરો છો. મારો પણ એજ વિચાર છે. અત્યારે તો મરા દૂરે નીકળી જવું છે. એમ કહી છુટા પડે છે. ને દેશોવાળાએ કહ્યું કે, ભાઈ ખીમા, અંજળ હશે તો ફરી મળશું. દેશોવાળો ગિરના ગાઢ જંગલો વિંધી ફરતો ફરતો ઘણા દિવસે થરપારકર નામે કચ્છનું રણ વીંધી નજીક કોડારા નામનું ગામ છે ત્યાં આવે છે. ત્યાં રહેતા ગરાસદાર તખુભા બહુ જોરદાર છે, એવું નામ સાંભળેલ હોવાથી તખુભાને દેશોવાળો મળે છે. દરબારે પૂછ્યું કે, કયાં રહેવું ? ત્યારે દેશવાળે કહ્યું કે, કાઠિયા-વાડમાં રહું છું અને કાઠી છું. મારે બળદ લેવાના છે. ત્યારે દરબાર તખુભાએ કહ્યું કે, કાઠિયાવાડમાંથી આટલે છેટે બળદ લેવા આવવું એ વાત ખોટી છે, અને તમારે બળદ લેવા હોય એવું લાગતું નથી. માટે કાંઈ દાળમાં કાળુ જણાય છે. તમો વાત શા માટે છુપાવો છો. ખરી હકીક્ત કહો. અહિં તમારે જરાપણ ડર રાખવા જેવું નથી, અમો રાજપૂત છીએ, આશરે આવેલાને માથા સાટે રાખીએ છીએ. માટે જે હકીકત હોય તે જણાવો. ત્યારે દેશાવાળાએ જે બીના બની હતી તે બધી દરબાર તખુભાને કહી સંભળાવી. તખુભાએ કહ્યું કે, અમો ત્રણ ભાઇ છીએ એમ તમોને ચોથા ભાઈ ગણીશું. થોડા દિવસ પહેલાં મારી પાસે બે મયા જુવાનો તેમજ એક બાઈ આવ્યા હતાં એમાં બાઈનો એક જેઠ થાય છે અને એક દિયર થાય છે. બાઇના ધણી ભાયાતો સાથે ધિંગાણું થવાથી મારી નાખેલ જેથી કરી બાઈએ પ્રતિજ્ઞા કરી કે, હું મારા ધણીનું વેર ન લઉં ત્યાં સુધી જમતી વખતે મારા ભાણામાં ચપટી ધૂળ નાખીને જમીશ. આ બાઇ

તેમજ તેના જેઠ ત્રણેએ મળી બાઇના ધણીને મારનાર બંદુકની ગોળીથી ઠાર કરી અહિં મારી પાસે આવ્યા છે. અને મેં એને ખુશીથી સાચવી રાખ્યા છે ત્યારે દેશેવાળે તખુભાને કહ્યું કે, હું મુળ વરસડા ગામનો કાઠી છું. મારૂં નામ દેશોવાળો અને બાપનું નામ ચાંપરાજવાળો. વરસડા ગામના અમે મુળ ગરાસદાર છીએ. અમારા વડવા મેરામવાળા તે બહુ ઉદભાગી અને નામાંકિત શૂરવીર તેમજ દાનેશ્રી હતા. એ મેરામણવાળાના વંશના અમે બધા મેરામકા તરીકે ઓળખાઈએ છીએ. મુળ તો અમે કાઠી. બાપે સાખ એટલે પેટા શાખ મેરામકા. અમારે જમીન જાગીરનીની તકરારમાં ધિંગાણું થવાથી મારા હાથે બે ખૂન થયા છે, તેથી હું બહાર નીકળી ગયો છું. ત્યારે તખુભાએ કહ્યું, દેશાભાઈ, તમારે અહિં મારી પાસે બેફિકરથી રહેવું. તમોને અમો સગા ભાઇ માનીશું. અહિં કોઈ જાતની શંકા લાવવી નહીં. જેટલા દિવસ રોકાવું હોય તેટલા દિવસ ખુશીથી રહો. તમારા જેવા શૂરવીર ને હિંમતવાન માણસો અમોને ભારી નહીં પડે. અને જો તમારે જીંદગીભર રહેવું હોય તો પણ અમોને વાંધો નથી. તમારો વાળ પણ વાંકો થવા દેશું નહીં. જ્યાં સુધી અમો જીવતા હશું ત્યાં લગી તમો નિર્ભય છો. આવા તખુભાના શબ્દો સાંભળી દેશો વાળો ત્યાં રોકાય છે. એકાબીજા પોતાના દિલની વાતો કરે છે. થોડા દિવસ રોકાયા બાદ દેશા વાળાના દિલમાં વિચાર આવ્યો કે જે ભલા અને સારા માણસો હોય ને જીવનભર રોકવાનું કહેતા હોય પરંતુ વધારે રોકાવાનું ઉચિત નથી એવા વિચારો દેશા વાળાના મનમાં ઘૂંટાવા લાગ્યા.

એક જગાએ સંતાઈને જિંદગી કાઢવી એ કાયરનું કામ છે. હું કાઠી છઉં. માટે અહીં વધુ પ્રમાણમાં રોકાઈ મીઠા ઝાડનાં મુળ ન ખોદવાં જોઈએ, એમ ધારી મનમાં વિચાર કરે છે કે, ગિરમાં આવેલ દ્રોણેશ્વર મહાદેવ જ્યાં હું અને આહીર ખીમો વાઘ મળેલ અને મેં મળવાનું કહેલ, માટે દુનિયામાં નામ રહે એવું તો જરૂર કરવું જોઈએ.

(દોહો)

**નામ રહંતા ઠકરા, નાણા નહિ રહંત,**
**કીરત હંદા કોટડા, પાડયા નવ પડંત.**

જ્યાં ત્યાં રખડીને પેટ ભરવું એ મર્દો માટે નામોશી ભર્યું છે. એ વિચારને અમલમાં મૂકીને વીર દેશા વાળો નળિયા કોઠારાથી દરબાર તખુભાની રજા લઈ પોતે રવાના થવાની તૈયારી કરે છે. ત્યારે મયાના બે જૂવાનો તેમજ તેની સાથેની તેમના ભાઈની ઓરત આ ત્રણેજણા દેશા વાળા સાથે આવવાનો આગ્રહ કરે છે. દેશા વાળાએ કહ્યું કે, ખુશીથી મારી સાથે આવી શકો છો ત્યારે ત્રણે જણા ઊંટ ઉપર તૈયાર થયા અને દેશા વાળો પણ પોતાની ઘોડી તૈયાર કરી, સવાર થઈ, દરબાર તખુભા પાસેથી રજા મેળવે છે. તખુભા કહે છે. દેશા વાળા, મારા સરખું કામકાજ હોય તો જરૂર આવજો. પછી ઊંટ અને ઘોડેસ્વાર ચારે જણા બાબરિયાવાડ તરફ રવાના થયા. ઘણા દિવસે ગિરના જંગલમાં ગીગલાની ગોરના નામે ઓળખાતો નેસ છે ત્યાં આવ્યા, જ્યાં ગીગો ગધઈ રહેતો હતો. અને કાદુ મકરાણી તે અરસામાં બહારવટે હતો. ત્યારે ગીગાને કાદુના માણસો સાથે બોલાચાલી થવાથી ધિંગાણું થયું હતું. અને કાદુ મકરાણીના માણસોએ તેને મારી નાખ્યો – તે જગ્યાને હાલમાં ગીગલાની ગોર તરીકે માલધારીઓ ઓળખે છે. વળી, તે ગિરમાં આવેલ અમુક જગ્યા કાળુભાઈએ બીડ તરીકે રાખેલ અને તેમાંથી ઘાસ વઢાવી કાળુભા ઉના વગેરે જગ્યાએ મોકલતો, તેને પણ થોડાં વર્ષો પહેલાં કોઈ બહારવટિયા સાથે ધિંગાણું થયું હોવાથી તેને ત્યાં ગિરના જંગલમાં જે જગ્યાએ તે બીડ રાખીને રહેતો હતો ત્યાં મારી નાંખ્યો—એ જગ્યાને માલધારીએ કાળુભાની તળીના નામથી ઓળખે છે. આવા ગિરના જંગલમાં ઘણીખરી જગ્યાએ દેશા વાળો તેમજ ઊંટ પર બેઠેલા એ લોકો ફરતા ફરતા ગિરના જંગલમાં લેરિયાના નેસ આવ્યા. જ્યાં આહીર રામભાઈ નોબતનું ખાડું હતું અને ત્યાં ભોજો નોળ તેમજ આહિર ઝીણો વાઘ તેને આ લોકો મળ્યા. અને ત્યાં આહીર સાદુળ ભમર નામે દેશા વાળાને મળેલ. આ બધા ત્યાં બે ત્રણ દિવસ રોકાઈને મીઠાપુર આવવા તૈયાર થયાં, ત્યારે સાદુળ ભમરે કહ્યું કે, ભાઈ દેશા, હું પણ તમારી સાથે આવવા ખુશી છું. પછી તો સાદુળ ભમર તેમજ મયાના બે જવાનો તેમજ બાઈ મળી કુલ પાંચ જણની ટુકડી થઈ, એથી દેશા વાળાની હિંમત વધવા

લાગી અને કહ્યું કે, મીઠાપુર જવાનું હમણાં બંધ રાખીએ અને મારા ગામ વરસડા એક આંટો મારી આવીએ. પછી આ પાંચે જણ તૈયાર થઈ રાતના ગાઢ અંધકારમાં ઊંટ અને ઘોડાને ફટકાર્યા. ચાલતા ચાલતા સવારે વરસડા નજીક આવ્યા. ત્યારે આ પાંચે જણને વિક્રમસિંહ વાળો સામેથી આવતા નજરે ચડે છે, ત્યારે દેશો વાળો કહે છે કે, ભાઈ સાદુળ, આ સામો ચાલ્યો આવે છે તે વિક્રમસિંહ વાળો છે. તેના સાથે મારે વેર છે. અને તેના બે દીકરા ડોસલ વાળો અને નથુ વાળો તેનાં મેં ખૂન કર્યાં છે. એથી મારે બહાર નીકળી જવું પડયું છે. વિક્રમસિંહ વાળાની મને બહુ બીક લાગતી અને વરસડા ગામમાં તેઓ ધિંગાણું કરવા માટે મારા સામે આવેલા મારા ઘરે. ત્યારે મેં આના બન્ને દીકરાઓને બંદૂકથી ઠાર કરી, હું બહાર નીકળી ગયો. આટલી વાત કરે છે ત્યાં વિક્રમસિંહ વાળાની નજીક આ ઘોડેસ્વારો આવી ગયા અને વિક્રમસિંહ વાળો દેશા વાળાને ઓળખી ગયો. હવે બચવું મુશ્કેલ છે એમ જાણી વિક્રમસિંહ વાળાએ સામેથી કહ્યું કે, ભાઈ રામરામ, આ શબ્દો દેશા વાળાના કાને પડતા તેના દિલમાં કરુણા જાગી, વિચારોની એક ઝલક ફરી વળી.

એટલી વારમાં તો વિચાર કર્યા વગર આહીર સાદુળ ભમરે પોતાના ખોળામાં ભરેલ બંદૂક હતી તે ઉઠાવી અને ચાલતે ઘોડે વિક્રમસિંહવાળા ઉપર ગોળી છોડી. વિક્રમસિંહવાળો ગોળી વાગતાં ઘડીક રણથંભરના કિલ્લા જેમની અડગ ઊભો રહ્યો. પછીતો હાથી જેવું જનાવર પણ ગોળી વાગતાં ઢળી પડે છે તો માણસનો શું હિસાબ ! વિક્રમસિંહ વાળાને જમીનપર ઢળી પડતા જોઈ દેશોવાળો કહે છે ભાઈ સાદુળ તમે વિક્રમસિંહ ઉપર ગોળી છોડવામાં બહુ ઉતાવળ કરી, આના ઉપર ગોળી છોડવાની કાંઈ જરૂર ન હતી કારણ કે મેં તેના બે દિકરાઓને ગોળીથી ઠાર કર્યા છતાં તેણે આપણને જોઈ સામેથી રામરામ કર્યા. તેથી મારૂ દિલ પીગળી ગયું. અને મને તેના ઉપર દયા આવી ગઈ. અને તેને મારવાથી મને બહુ આઘાત લાગ્યો છે. ત્યારે ઊંટ ઉપર બેઠેલ બાઈ બોલી કે ભાઈ દેશા વાળા, જે સાદુળભાઈએ ગોળી છોડી તે બરાબર છે, કારણ કે

દુશ્મન હાથમાં આવ્યા પછી છોડી દેવો એ મૂર્ખતા કહેવાય. પૃથ્વીરાજે શાહબુદ્દીનને છોડી દીધો તો તેની ભૂલ તેને ભવિષ્યમાં નડી.

(દોહો)

બની, બનાઈ, બન રહીં, અબ બનવે કી કાંઇ,
બુંદ પડયો, સો લખીઓ, એ મીટને કો નાઈ.
જસ, જીવન, અપજસ, મરણુ, કર દેખો સબ કોઈ,
હોની, અનહોની નહિં, હોની સોજ સો હોઇ.

હવે અફસોસ કરવાની કાંઈ જરૂર નથી, તેટલી વાત કરી બાઈએ કહ્યું કે, દેશાભાઈ, તમારા ઘોડા અને અમારો ઊંટ પાછો વાળો. આપણે હવે બાબરિયાવાડ તરફ રવાના થઈએ. એટલું કહી ઘોડા અને ઊંટ પાછા વાળ્યા. સાદુળ ભમર કહે છે કે, ભાઈ દેશા, સાહસ વગર સફળતા ન મળે. અફસોસ કરવાની કાંઈ જરૂર નથી. મૂળ અમારો વડવો દેશો વાળો થયા. તેના ત્રણ દીકરા રાણો વાળો, હાથીઓ વાળો અને હરસુર વાળો. રાણાવાળાનો પૂંજો વાળો અને ચાંપરાજ વાળો અને હાથીઆ વાળાનો નિર્વંશ ગયો. અને હરસુર વાળાનો ભોજ વાળો, અને વિક્રમસિંહ. અને હરસુર નામેરી તેનો નિર્વંશ ગયો. વિક્રમસિંહના ત્રણે દીકરા નથુ ડાંસલ અને જેતો પૂંજો વાળાનો ભૂરો, પીઠો અને નાગ પીઠાના હાથી અને નાગ એમાં ભૂરાનો નિર્વંશ ગયો. ચાંપરાજ વાળાનો દેશો વાળો. એટલે હું પોતે જ આવી રીતનું અમારૂં કુટુંબ હતું. નથુ અને ડોસલ વાળાને મારીને હું બહાર નીકળી ગયો છું અને વિક્રમસિંહ વાળાને આજરોજ ભાઈ સાદુળ તમારા હાથે બંદૂકની ગોળી વાગવાથી તેનું ભવિષ્ય થયું. હવે કોઈ છે નહિ. મેદાન સાફ છે. જ્યારે ઊંટ ઉપર બેઠેલ મયાનો જુવાન બોલ્યો કે, ભાઈ, બનવા કાળે બધુ બન્યા કરે છે.

(દોહો)

મરી વેન્દો મન, ઘડેન્દો ઘાટ ઘટમેં.
ફેરી નાવે તન, દોસા દુન્દે ડાયરે.

અમારા કચ્છમાં અને સિંધમાં એવા તો અનેક દાખલા બને છે. એવું બધું યાદ કરવા બેસીએ તો આપણાથી બહારવટું ન ખેડાય.

(દોહો)

છેણુ તો ખેરૂ ખેરૂ થીયા, હેકવાડે જો વંશ,
કોઈમરધર, કોઈ માળવો, કોઈકુંકણુ નેકોઈ કચ્છ
દીઠા દન વળાવીળા, અણુ દીઠે કો ઉદરાવ,
કોણુ જાણે કીયા કરંદો, મું માર્થે મોરો રાવ.

માટે ભાઈ, અમો પણ અંદરોઅંદરના ઝઘડામાં ને કુટુંબ-કલેશમાં બહાર નીકળી ગયા છીએ. એકાબીજા આવી અનેક વાતો કરતા ઘોડા અને ઉંટસવાર પાંચે જણુ નિડરતાથી ચાલ્યા જાય છે. એકબીજા કહે છે કે મનુષ્ય તરીકેની જિંદગી દાતાર કે ભક્ત કે શૂરાનો માર્ગ લીધા વીના અને કોઈ ના જાણે અને કઢંગી રીતે મરવું એ પણ એક નામોની અને નકામું છે.

(દોહો)

આ ગીયો એળે, ઓલ્યે અવાશે નહીં,
ભવ લાધો ભેળે, ફલ ના ફેરો થયો.
કહાં યુધિષ્ઠિર નરપતિ, ને કહાં વિક્રમભોપાલ,
જુગમેં કીર્તિ રહે ગઈ, ઉનકો ખા ગયે કાળ.

આવી રીતની અનેક વાતો કરતા પાંચે જણા મીઠાપુર ગામે આવ્યા, ત્યાં વીર દેશાવાળાના બહેન લાખુબા છે, ત્યાં બે દિવસ રોકાઇ કચ્છના બે જુવાનો અને તેની સાથેની બાઈ એ ત્રણે જણને મીઠાપુર મૂકી સાદુળ ભમર અને દેશોવાળો બંને જણ ધાંતવડી નદીકાંઠે આવેલ ભૂતનાથ મહાદેવનું મંદિર છે, જ્યાં મોટો બગીચો છે અને ત્યાં મહંત ગોમતીદાસ મહારાજને મળ્યા. શંકરનાં દર્શન કરી મહારાજ પાસે આશીર્વાદ માગ્યા અને ભૂતનાથ મંદિરથી એક માણસને રામપરા આહીર ખીમા વાઘને બોલાવવા માટે મોકલ્યો અને કહેવડાવ્યું કે, ગિરમાં આવેલ દોણીયા મહાદેવ જે તમોને કાઠી દેશોવાળો મળેલ તે અત્યારે ને અત્યારે ભૂતનાથના બગીચામાં મહારાજ પાસે રોકાણા છે ને તમોને તાત્કાલિક બોલાવે છે. આ હકીકત આહીર ખીમા વાઘને મળતાં તે આશરે રાત્રિના દશેક વાગ્યાના સુમારે પોતાની ઘોડી ઉપર સામાન માંડી, સવાર થઈ, બંદૂક તલવાર લઈને ભૂતનાથના મંદિરે આવ્યા. ત્યાં આહીર દેવાત ભમર તેમજ દેશાવાળાને મળ્યા ત્રણે જણાએ એવો વિચાર કર્યો કે હવે આપણે બહારવટે નીકળી જઈએ. મુંબઈથી આવતી આગબોટોમાં જાફરાબાદ બંદરે ઊતરતા વાણિયા-વેપારીઓને લૂંટવાનું શરૂ કરી દઈએ. ત્યાર પછી સીદી સરકાર તેમ ભાવનગરની હદમાં ગામડાં ભાંગવા અને જૂનાગઢની હદમાં આશરો લેવો. એવો વિચાર કરી ત્યાંથી ત્રણે જણા વડ ગામમાં રહેતા બાબરિયા દરબાર સુમરાભાઈ બોરિયા તેમ ભસાદરમાં રહેતા ભાયાભાઈ ધાંખડા તેને મળી એક ટુકડી જમાવીએ, અને આજુબાજુનાં ગામડાંઓમાં આપણા નિર્ણય પ્રમાણે કામ કરીએ. ત્યાર પછી તો આ ટુકડી દેશા વાળાની આગેવાની નીચે લૂંટફાટ કરવા લાગી. તેની સાથે લોંઠપરના રહીશ રબારી હુકો ચેલાણો તેમ ભગવાન સોની તેમ આહીર વાઘો નેસડિયો વગેરે આ ટોળી સાથે મળી ગયા. ડુંગર પાસે રિંગણીયાળા ગામ ભાંગ્યું અને ત્યાંના પટેલની ઘોડી લીધી અને થોડા દિવસ પછી લાહા વગેરે ભાંગ્યાં અને ભાવનગર, વડોદરા અને સીદી સરકારના તાબાનાં ગામોમાં લૂંટફાટ કરવા લાગ્યાં.

(છપ્પય)

રંગ ઘણા ચાંપરાજ, વરસડાનો જે વાળો,
વીફરેલો વનરાજ, તનય દેશો તેગાળો.
ભાવેણા ને ભડક, રડક નંખાવે રંગભીનો,
ગઢપત ભાંગે ગામ, ડાટ વાળે દોખીનો,
ગોહીલવાડ આવ્યો ગળે, રાવ જાય રાજા કને,
અન્નપાન "કાન" ઉડી ગયાં, બચાવ કઈ રીતે બને.

અને જૂનાગઢ તાબાનાં ગામો વડ, ભસાદર, રામપરા, કોવાયા વગેરે જૂનાગઢની હદમાં આશરો લેવા લાગ્યા. અને રામપરા ગામની હદમાં દક્ષિણ દિશાએ વાળા ગરાસિયા, કાળુભી ઠાકોરની જમીન આવી ત્યાં બાવળની મોટી કાંટ અને ઘણી જમીન હોવાથી ઘણાખરા ભાગમાં આ બાવળોનું જંગલ હોય તેવું લાગતું, ત્યાં આ બહારવટિયાઓ લૂંટફાટ કરી આશરો લેતા. તેમજ રામપરા ગામમાં રહેતા. શેઠ હરિદાસ નાગજી વહોરો જાને વાણિયા તેમની વાડીમાં પણ એક કૂવો અને એક મોટું છાપરું હતું ત્યાં પણ આ બહારવટિયાના ઘોડાને બાંધવાની તેમજ એમને રહેવાની સગવડતા હોવાથી અને વાડીમાં રજકો વગેરે ઘાસચારો હોવાથી, ઘોડાને તેમજ આ લોકોને રહેવાની અને સુવા-બેસવાની અને ખાવાપીવાની વ્યવસ્થા મળતી. વળી, રામપરા ગામમાંથી દેગણ વાઘ વગેરે આહીરો દરેક બાબતની સગવડો આપતા. પછી જાફરાબાદની હદમાં આવેલ મીતીયાળા, કનીયાળી, રોંસા વગેરે ગામોમાં રાડ પડાવી. તેમજ ભાવનગર હદમાં ઘણાંખરાં ગામોમાં લૂંટ ફાટ કરવા લાગ્યા. અને લાહા વગેરે ગામો ભાગ્યાં; જ્યારે લાહાગામ ઉપર આ લોકો ત્રાટક્યા, ત્યારે ખીમો વાઘ આહીર લાખો વીસી, તેમ સોરઠિયો આહીર વાઘા નેસડિયાએ બહુ જ બહાદુરીનું કામ કર્યું. ગામ લોકોએ આ બહારવટિયાઓનો સામનો કરેલ પરંતુ બહાદુરીથી ગામના સામે ધિંગાણું કરી ગામલોકોને ભગાડી લૂંટ ચલાવેલી

(દોહો)

ઉપાડયા તેં અધપતિઓ તણા, સજડી રફલ ને સાજ,
લીધી ધિંગાણે લાજ, વંકા ભૂપાની વાધડા.
સિંહ ક્રોધાળો રામાસતણ, ડણકે ભડ ડાઢાળ,
તાં સાત્રવ કુંજર સોંઢાળ, વેગે જાતા વાધડા.

એ જ પ્રમાણે ખીમે વાઘે પણ સામનો કરી ગામ લોકોને હટાવેલ.

(દોહો)

ધ્રુજાવ્યા ધરપતિઓ તણા, કરમરથી કોટ,
લોહા વાળો લોટ, ખાગે બાંધ્યો ખીમડા.
ગામો ગાયકવાડનાં, એમાં લીધો ન બીજો લાગ,
તેં વજાડી વાઘ, ખાગે લોહા ખીમડા.

આવી રીતે વડોદરા, ભાવનગર અને સીદી સરકારનાં ગામોમાં દેશવાળે તેમજ તેના સાથીદારોએ રાડ બોલાવવા માંડી. પછી તો આ બહારવટિયાની પાછળ ભાવનગર, વડોદરા તેમજ સીદી સરકારની ફોજો ફરવા લાગી.

(છપ્પય)

છૂટા ઘોડેસ્વાર, ધસત લઈ ખાઈ ઘુમરીયું,
લીયે પગેરુ લાર, ચડે નભ ધૂળ ડમરીયું.
હલાફલી હદપાર, સગડ નવ નજરે ચડતાં,
રખડે દિવસ રેન, અહીં ને તહીં આથડતા.
જોરૂભા પકડી જકડ, પકડયા વણ પાછો ફરું.
લાંછન "કાન" લાગ્યા વિના મહાતમ સોતો હું મરું,

(દોહો)

અમલદાર ઉદ્રકતા રહ્યાં, સોરઠના સૂબા,
વડોદરા લગી વાળા, તારા ડંકા પુગા દેશાળા.

આવી રીતનું દેશાવાળાનું બહારવટુ સોરઠની ધિંગી ધરાને ધમરોળી રહ્યું છે, અને તેના સાથીઓ પણ રાવત, દુદો વગેરે એકએકથી ચડિયાતા છે. સામી છાતીએ મરતાં સુધી પાછી પાની કરે નહિ એવા છે.

(દોહે)

સીંચોડો શમશેરું તણો, માંડયો મેરામ કા,
ભરડયા ભૂપ ઘણા, દજડયાની ધારે દેશળા.

આ બહારવટિયાઓ વિષે ભાવનગર દીવાન સર પટણી સાહેબે પણ પોલીસઉપરી જોરૂભાની ઉપર ખૂબ સખ્તાઈ કરેલ અને કહેલ કે, દેશા વાળાને જીવતો અગર મરેલો પકડી લાવો. એવા હુકમો આપેલ. ગામ લોકો હંમેશાં ચોરેચૌટે સાંજના વખતે બહારવટિયા દેશા વાળાની વાતો કરતા હોય છે.

વળી રાજુલા, જાફરાબાદ, મહુવા, કુંડલા, ખાંભા, અમરેલી વગેરે ગામોમાં દેશાવાળાની બીકે ફફડાટ થાવા માંડયો છે.

એક વખત દેશા વાળો તેમ તેના સાથીદારો બેઠા હતા, ત્યારે ખીમા વાઘને દેશે વાળે કહ્યું કે, ખીમા વાઘ તમોએ આ લાહા ભાંગવામાં બહુ બહાદુરી કરી. તે બાબતની જાણ કવિ લોકોને પડવાની. નીચે મુજબ બહાદુરી વિશે આ એક ગીત કહેલ છે.

(ગીત)

અદ રાખણા મરદ, રામપરા ધણી છે બંકા,
જીતકા દિયા તે ડંકા જગમાં જોરાણ,

પવાડે, અખાડે ખીમો, શત્રુફોજ ધબે પાડે,
રીડ બોલે, ઝાટકાની મસાડે રમાણ,
કિલ્લા, કોટ, ચઢી ચોટ, લોટપોટ કીધા કેતા,
જોંટ, ચોંટ માંહી કેતા જીવતાં ન જાય,
હકાલે ધિંગાણે માથે, નથુ નંદા જ્યારે હાલે
થરથર, અરી કેતા, હાડે બાડે થાય.
હાહાકાર, ધંધકાર, મારંમાર, છૂટે હાંક,
તીર, ભાલા, તૂટે, ફૂટે, શત્રુ તાલા તાક.
ધંધમાં ધબાલા માંહી, ફૂંદે, ફૂંદ કેતા ઢાળ્યા,
વેતા નાળા, લોહીઆળા ખળેળે પ્રવાહ.
થંભા, તોપકા છૂટે ગોળા, અસંભા ભારથે ચાલે,
થંભા, ઝુંડ, રંભાવાળા વરેવાહી થાટ,
ધાટધાટ સિંધુનાદ, આઘાટ ત્રંબાળુ ઘેરા,
જીંક બોલે શત્રુ ફુંડા રડંદા ઝપાટ.
ગજેવા માંસના લોળા, ગીધણી ચાહોળા ગાવે
ભરખ લેવા આવે, ધાવે જોગણી બેકુંટ
ઉડાડે આકાશે ખોખા, શત્રુના ખીમડો એમ,
અસો, ખીમો, ભીમ જસો, ભારથે અખંડ.
ક્ષત્રિ બાજ આજ, મરદોની મરજાદ ખીમા,
નીમાધારી બળાંકારી સંગ્રામી નરેશ,

ક્રોધાળો, ખીમડો વાઘ, અરંઢાકી પાડ કાઢે,
હરિ રાખે માથે હાથ, ખીમાને હમેશ.

પછી તો આ બહારવટિયાઓની પાછળ ફોજો ફરવા લાગી. દેશા વાળા
સખે તેની ટોળીના સુમરોભાઈ બોરિયા, ખીમોભાઈ વાઘ, ભાયોભાઈ,
ભગતો ભરવાડ, રાવત તથા દુદોભાઈ વગેરે લૂંટફાટ કરવા લાગ્યા અને
પોતાની સાથે ઘોડપણ રાખતા અને ખાસ કરીને રામપરા ગામમાં હરિ-
દાસ શેઠની વાડીએ શેઠે બંધાવેલ પાણીની વાવ અને પાણી ઘણું મોટું
હોવાથી ગામલોકોની બેનદીકરીયુ ત્યાં પાણી ભરવા આવતી, એમાંઆહીરોના
ગોરજેરામ મહારાજ તેમનાં ડોશી કવર આઈ તે પણ પાણી ભરવા તે
વાડીએ આવતાં, અને આ ડોશીને વાઘા નેસડિયા નામના બહારવટિયાએ
બહેન માનેલ. તેથી એ ડોશી જ્યારે વાડીએ પાણી ભરવા આવે ત્યારે
આ બહારવટિયાઓ માટે ખાવાપીવાનું લેતાં આવે.

રાજ્યો તરફથી આ બહારવટિયાઓ ઉપર ખૂબ દબાણ અને ગોતમ-
ગોત થવાથી દેશે વાળે કહ્યું કે, આપણે હવે થોડા દિવસ ગિરના જંગલમાં
ઊતરી જઈએ. અને શાનાના ડુંગરમાં ઘણા ભોંયરાંઓ છે, ત્યાં ચાર મઢવાળી
માતાજીનું સ્થાનક અને ત્યાં તેના પુંજારી મહાત્મા હાનીરામ મહારાજ છે,
તો ત્યાં જઇ તેનાં આશીર્વાદ મેળવી ગિરમાં આવી કોઠારિયાના નેસે
જઈશું. ત્યાં પણ રબારીઓ તેમજ આહીરો રહે છે અને ડોસલ આળ
નામનો રબારી ત્યાં ગિરમાં કોઠારિયાના નેસમાં જોરદાર છે તો આપણે
ત્યાં જઈએ, અને થોડા દિવસ આઘાપાછા થઈ જવું. એમ વિચારી
આખી ટુકડી ફરતી સાણાનો ડુંગર વગેરે ફરી કોઠારિયાના નેસે આવે
છે. અને ત્યાં લોંઠપુરના રહીશ કુકો સેલાણો રહેતા તેમને મળે છે. અને
તે તેમની ટોળી સાથે તે પણ ભળી જાય છે. કુકો સેલાણો બહાદુર
અને હિંમતવાન રબારી હતો. તેથી તેને સાથે રાખવામાં કાંઈ વાંધો
નહોતો. ઘણાક વખત ગિરના જંગલમાં ફરી વાતાવરણ શાંત થવા દઈ

પાળા બાબરિયાવાડમાં આવે છે. અને વિચાર કરે છે કે, હવે આપણે મરવું તો છે જ તો મોજ-શોખ અને આનંદ કેમ ન કરીએ !

માટે આપણે રામપરા ગામમાં રહેતા રામદાસ બાપુ તથા ગામમાં મંદિર છે ત્યાં જઈએ અને ગામમાં રહેતા બારોટને બોલાવી તેની પાસેથી જૂની વાર્તાઓ તેમજ ગીત-દુહા સાંભળીએ. અને ત્યાં ગામના આહીરો પણ આવશે. એ પ્રમાણે રામપરા ગામમાં આવી મહારાજ રામદાસજીને મળી મંદિરે ગામ વચ્ચો-વચ્ચ ડાયરો જમાવ્યો. ગામના આહીરો તેમજ બારોટને પણ બોલાવ્યા. ડાયરો જામ્યો છે, વીરરસથી ભરપુર એવી વાત ચાલી રહી છે, ચાર-પાંચ વાગ્યાનું સાંજનું ટાણું થયું છે. વાતો જામી છે, ત્યારે એ ટાણે ભાવનગરની ફોજના ઘોડેસવારો વિકટર બંદરના થાણામાંથી ભાવનગર મહારાજાના હુકમથી રામપરા કવાયાની હદમાં એક ધોળો હરણ (રેડો) પકડવા માટે આવેલો, અને તે રામપરા ગામની વચ્ચે થઈને નિકળ્યો. અને ડાયરામાં બહારવટિયા તેમજ ગામલોકોના આહીરોને બેઠેલા જોયા, જેથી આ ઘોડેસવારો ગભરાણા. ત્યારે દેશા વાળાએ કહ્યું કે, જમાદાર ! તમો કયા બહારવટિયાઓને પકડવા જાવ છો ? ત્યારે તે પોલીસના માણસોએ કહ્યું કે, ના ભાઈ ના, અમે તો રામપરા ગામની સીમમાં એક ધોળો રેડો (હરણ) રહે છે, અને ભાવનગર મહારાજ સાહેબનો હુકમ છે, તેથી તેને પકડવા માટે અમો પાંચ જણ વિકટર બંદર થાણામાંથી આવીએ છીએ. અમારે અને બહારવટિયાઓને કાંઈ છે. નહીં, એમ કહી ઘોડેસવાર પોલીસો રવાના થયા. અને રામપરાની સીમમાં જઈ, હરણના એક ટોળાની પાછળ પોતાના ઘોડાઓને આમતેમ દોડાવી વિકટર બંદર ભેળા થઈ ગયા, અને અરસ-પરસ કહેવા લાગ્યા કે જાન બચી તો લાખોપાયે,

અહીં ડાયરામાં અરસ-પરસ વાતો કરવા લાગ્યા કે, આપા દેશા, અત્યારે ખરો મોકો હતો. જો આપણે આ પાંચે પોલીસોને ઠાર કર્યા હોત તો તમારુ નામ રહી જાત. ત્યારે દેશો વાળો કહે છે, કે ભાઈ, આપણે કયાં બેઠા છીએ, એનો તો જરા ખ્યાલ કરવો જોઈએને ! આપણે બાવીશ

જણા છીએ, પોલીસ ફક્ત પાંચ જણ હતા. આપણે જરૂર એને ગોળીથી મારી નાખત પણ બાપુ રામદાસજી તેમજ રામપરા ગામના આગેવાન દેગણુ વાઘ તેમ મૂળુ આતો અને હરસુર વાઘ તેમજ રામસિંહ ભગત તેમજ નગાજણા આતા એ બધાને આપણા માટે હેરાન થવું પડે. માટે વિચાર કર્યા વિના કાંઈ કામ ન કરવું એથી જ મેં ધીરજ રાખી હતી અને કોઈ ઊંચા-નીચા ન થયા તે બહુ સારુ થયું.

એ વાતને ઘણા દિવસો વીતી ગયા. ઘણાં ગામો ભાંગી લૂંટ-ફાટ કરી અને વડ ભરચાદર વગેરે ગામમાં વધુ પડતું રહેવા લાગ્યા. આ હકીકત-ની બાતમી ભાવનગર પોલીસ ઉપરી જોરૂભાને મળી, એથી રાજુલા અને વિજવડીથી પોલીસપાર્ટીના માણસો બોલાવ્યા તેમજ પોતાની પાસે ઘસતના માણસો હતા તે લઈ સવારમાં ભરચાદર ગામે ઘેરો ઘાલ્યો.

(છપ્પય)

મળ્યો જરા મોરાગ, ભચ્ચાદર ભીંસવધારી,
લાધ્યો આવો લાગ, ચડાવી ફોજ સવારી.
સીમને ગામ સમેત, ભરડામાં લઈ ભીંસાવે,
છટકે નહીં સંજોગ, જંગમાં પછી ઝુકાવે.
દેશળે હાથ લીધી દજડ, કેસરિયા વાળે કર્યા.
મરજીવો ઘૂમે સનમખ, તેગ "કાન" તણખા ઝર્યા

પછી તો ગોળીબાર શરૂ થયો. બહારવટિયાઓ એક બુટ કુવામાં આશરો લઈ ઘસતના માણસો સામે ગોળીઓ છોડવા લાગ્યા. સીદીસરકાર-ના તાબાના જાફરાબાદની ઘસતના માણસો પણ ભસાદર પહોંચી ગયા. જાફરાબાદની ઘસતનો એક પોલીસ જમાદાર કહેવા લાગ્યો કે, કિધર હૈ દેશા વાળા, ઉસકો હમ ખતમ કર દેંગા. – એટલું કહેતામાં તો દેશા

વાળાની બંદુકમાંથી ગોળી છૂટી અને તે ઘોડેસવાર જમાદારને ઉલાળીને ઘોડેથી નીચે ફેંકી દીધો. એવી જ રીતે ભાવનગરની ફોજના બે ઘોડેસવારોને પાડયા પોલીસ ફોજમાં નાસભાગ થવા લાગી.

(છપ્પય)

અધ બુડેલું એક વાડીનું બુટ વખંભર,
એમાં લીધો ઓથ બની તૈયાર તતંબર.
ઉપર ભર્યાની એક હતી બંદૂક હથિયારે,
ભાગે લાજ ભોમ મરણીયા મરવા ધારે.
અણુતૂટ ઘાવ અંબર ગડે, જ જાળે અગ્નિ ઝરે,
દેશળોમચકદેતો નથી, ફોજ "કાન" ઝાંખીફરે.

સોંઢી સરકારની ફોજમાં ઘણાખરા પરદેશીઓ કાબુલી વગેરે પોલીસના માણસો હતા તે પણ આમતેમ ભાગવા લાગ્યા. એ વખતે દેશા વાળાએ કહ્યું કે, જોરૂભાઈ, મારી સાથે થોડાઘણા મહેમાનો છે તો તેના પર ગોળીબાર ન કરો તો તમારી પાસે હથિયાર છોડીને આવે.

આ સાંભળતાં દેશા વાળા સાથે જે બહારવટિયાઓ ભળી ગયા હતા તે કહેવા લાગ્યા કે, અમો મરવા જ આવ્યા છીએ. હથિયારો છોડી શરણાગતિ સ્વીકારવાના નથી, આ વખતે જાફરાબાદની જેલ તોડીને બે કોળીઓ દેશાવાળા સાથે ભળી ગયેલ તે તેમજ રાવ અને કુદો એ પણ કહેવા લાગ્યા કે અમો શરણાગતિ સ્વીકારતા નથી.

છપ્પય

જોરૂની જબરાય હરેરી બેઠી હેઠી,
શસ્ત્ર અધિક સરંજામ, હિંમત પાતાળે પેઠી.

કાઠીના કમઠાણુની પડે ભાવેણું ભોંઠું,
જો મોકો આ જાય, અવનીમાં રહેશે ઓઠું.
જીવ ઉપર જઈને ઝઝૂમતા, કડેડિયા હલ્લો કરી,
"કવિકાન" ધરાપડ પ્રુજિય ફોજવળી ચૌતરફ ફરી.

ગોળીઓથી આખું ગામ ગાજી ઊઠયું ઘણાખરા ઘોડેસવારો તેમજ પોલીસના માણસોને ગોળીથી ઠાર કર્યા,

(દોહો–સોરઠા)

કેન્યા અને કાબુલી મોગલ ને મરેઠા;
(અને) હેમરથી હેઠા તે દેડવ્યા દેશળા.
દેશળીયા દજડી તણો તે વાઢજ દીધો વીર,
સૂરજ આપ શરીર રથ ખેંચી જોવા રહ્યો.
બમણી વહેતી બંદૂક કંઈક જોળીએ ટપકતા જાય,
તે ધવરાવેલા ધાય પડદે રાજુલે પડયા.

આવી રીતે ધિંગાણું કલાકોના કલાકો ચાલેલું.

(છપ્પય)

બોલી ઝીંક બંદૂક ઘૂવાડે નભ ધૂંધવાણો,
ઘોર મચ્યું ધમસાણ મચક કીં આપે માણો.
કાઢે કચ્ચરઘાણ ભાણુ વહતો ભલકારા,
દોખીના દળમાંય અનુભવ થાય અકારા.
થઈ લોથપોથ લાશુ ઢળે સેનામાં સોપો પડયો,
દેશળો "કાન" અરિયાંકટક, વેતરતો વડઝેચડયો.

(દોહા–સોરઠા)

અજ સોટ બંધુક તણા માથે મેં થયા,
પણ દેશળ ડગિયો ના, છે કોય પર્વતચાંપાઉત.
ભસાદર મચાવ્યું ભલું ખાગારી ખિંચાણુ,
પણ ભાગી ગઈ ભાભાણુ દો–દો વાટે દેશળા.
રણથંભ જયુ અડગ રહ્યો મદચક મેરામકા,
પણ ભરડયા ભૂપ ઘણા દજડાની ધારે દેશળા.
અરબીતી ફોજુ આવીયું વીજ પડી થી વાર,
તા તંતબર હુવો તૈયાર વઢવા દેશળ વાંકડો.

ગોળીઓથી વીર દેશા વાળાનું શરીર વિંધાઈ ગયું છતાં પણ શરણાગતિ સ્વીકારવાની જોરૂભાને ચોખ્ખા શબ્દોમાં ના પાડે છે ને કહે છે કે, જોરૂભા, માથું જાય એની મને પરવાહ નથી પણ અમે વાળા ખિંગાણુમાં નાક ન જવા દઈએ અને શરણાગતિ પણ ન સ્વીકારીએ.

પછી તો બહારવટિયા અને પોલીસોની ગોળીઓ છૂટવા લાગી.

(છપ્પય)

પડે હાક પડકાર આવી પળ અડાકડીની,
ફેર કર્યાની ફાળ્ય નથી નવરાશ ઘડીની.
બાબર ખાલીખમ ખૂટયાં દારૂ ને ગોળી,
દેશોમન દિલગીર હાથ તલવાર હિંચોળી.
નિશાન "કાન" ફેરતું નથી સૈનિકની ઉપર પડી,
પછડાટ ખાઈ ભોંએ પડયો રણે ખપ્યો એ રડવડી.

અને તેના સાથીદારો બંદૂકોમાં દારૂ ભરીભરીને દેશા વાળાને આપે છે. પણ બંદૂકની નાળ ગરમ થઈ જવાથી દારૂ નાળમાં ઊડી જાય છે અને ભડકો થઈ જાય છે અને બંદૂકો એક બાજુ મૂકી આડ હથિયારે લડી લેવું અને સામે પગલે મરવું એવો નિર્ણય કરી વીર દેશો વાળો પોતાની તલવાર ગાળાશય કરી લોહીથી ખરડાઈ ગયેલ શરીરે આ છુટ ફૂવામાંથી કૂદીને બહાર નીકળે છે. પોલીસ ફોજના માણુસો ભાગમભાગ થયા. ભક્તા નામના બહારવટિયાને ગોળી વાગવાથી હાથમાં ખુલ્લી તલવાર લઈને બધાની નજર ચૂકવી ભેરાઈ ગામ તરફ ભાગ્યો અને ભેરાઈમાં આગરિયાવાડામાં આવેલ નારણ ડોળીની ઓસરીમાં એક ખાટલો પડેલ તેના ઉપર તે ઘાયલ થયેલ બહારવટિયો સૂઈ ગયો. આ વાતની ભેરાઈમાં ખબર પડી કે ભસાદરથી પોલીસ અને બહારવટીયા વચ્ચે ધિંગાણુ ચાલતું તેમાંથી છટકીને ઘાયલ થયેલ બહારવટીયો અહીં નારણ બાને ઘેર આવેલ છે – આવી વાત ભેરાઈના દફે-દારના દીકરા મુરાદને પડી. એથી પોતે બંદૂક લઈ દોડીને આગરિયાવાડમાં આવ્યો. આ બહારવટિયો ખાટલામાં પડયો હતો, એનું પાણુપંખેરૂ ઊડી ગયું હોવાથી મુરાદે જાણ્યું કે આ હવે સામનો કરી શકે એવો નથી, એથી તેના ઉપર મુરાદે ગોળી છોડી ત્યારે ગામલેકો અને ગામના આગેવાન આહીરો કાળા ભોજા તેમ કાળા હલોસા તેમ ભાયા ભગવાન અને ગામના ગોર ગોરધનદાદા વગેરે ત્યાં હાજર હતાં. અને આહીરો કહેવા લાગ્યા કે, મુરાદ જમાદાર; આ મરી ગયેલો છે એના ઉપર તમે ગોળી છોડી બહાદુરી બતાવો છો અને કહેવા લાગ્યા કે, જ્યારે આ બહારવટિયાઓ જીવતા હતા ત્યારે તો તેનું નામ સાંભળી ગામ છોડી ભાગી જતા હતા અને અત્યારે મરેલા ઉપર બહાદુરી બતાવવા ગોળીઓ છોડો છો – આ તમારી લાયકાત ન ગણાય. અમો હિન્દુઓ મરેલા ઉપર કોઈ દિવસ "ઘા" ન કરીયે તમે તો મરેલાને મારી બહાદુરી બતાવો છો.

એ વખતે એકાબીજા સામસા માગરમાગરમ થઈ બોલવા લાગ્યા અને વાતાવરણે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું એમ જાણી ગામલોકો વચ્ચે પડયા અને

બંને પક્ષને શાંત પાડયા.

પછી ભસાદર ગામમાં આ ગોળીબાર ચાલતો હતો, પોલીસોમાં પણ નાસભાગ થવા લાગી એ મોકો જોઈ ભાયોભાઈ ધાકડો, સુમરોભાઈ બોરીચા આ બંને જણા આ ધુટ કૂવામાંથી નીકળી અને હરિ ભાયા નામના લુહારના ઘરમાં આશરો લઈ ગોળીબાર કરવા લાગ્યા. અહીં દેશા વાળો ધીંગાણામાં રાડ બોલાવે છે.

(દોહા)

અફસરનાં જૂથ ઊતર્યાં વરવાને વીસેક,
ઇન્દ્રસભામાં એક તુને દિયે ભલકારા દેશળા.

ત્યારે પોલીસ ઉપરી જોરૂભા કહે છે, સુમરા બોરીચા, તમો તેમ ભાયો ધાકડો મકાનમાંથી બહાર નીકળો અને શરણાગતિ સ્વીકારી લ્યો, નહીં તો નકામા મરી જશો. ત્યારે સુમરો બોરીચો કહે છે, મરવા માટે તો અમો બહાર નીકળ્યા છીએ. બંદૂકો નકામી થઈ જવાથી સુમરોબોરીચો તેમ ભાયો ધાકડો બેય જણાયે તલવાર ગાળાશય કરી મકાનનો દરવાજો ખોલ્યો અને એકદમ બહાર કૂદી પડયા. એ અરસામાં ભાયા ધાકડાનાં ડોશી એકદમ દોડીને ત્યાં આવે છે ને કહે છે કે, જોરૂભાઈ, ગોળીબાર બંધ કરો. બંને જણાને પકડીને તમારી પાસે લાવું છું. તમે બચાવો, આવી વાત કરે છે ત્યાં આ બંને જણુ કહે છે કે, અમારી પાસે બંદુક નથી આડ હથિયારે હવે તો અમારે લડી લેવું છે. આમ કહે છે ત્યાં એકદમ ડોશીને ઝનૂન ચડયુને અને એમના દીકરા ભાયા ધાકડા પાસેથી તલવાર જૂટવી લીધી તેમજ સુમરાભાઈ બોરીચા પાસેથી તલવાર જૂટવવા જપાજપી કરી, એટલામાં તો પોલીસના માણસોએ બંને જણને જીવતા પકડી લીધા.

અહીં દેશા વાળો તેમ બે કોળી જુવાનો તેમ ભગતો ભરવાડ અને રાવત કોટીલો એ વીરગતિને પામ્યા, તે વખતે દેશે વાળે પોતાના પ્રાણ

જાતાં પહેલાં પાણી માગ્યું ત્યારે જોરૂભાઈ તેને પાણી પીવા માટે આપે છે, ત્યારે જોરૂભાને ચોખ્ખા શબ્દોમાં દેશો વાળે કહ્યું કે, હું તમારા હાથનું પાણી નહીં પીઉ વાંઢના રહીશ રૂખડ ધાંખડાએ પાણી આપ્યું અને એ વખતે દેશા વાળાએ રૂખડ ધાંખડાના હાથનું પાણી પીધું આવી રીતે, દેશા વાળાએ મરતાં સુધી શરણાગતિ સ્વીકારી નહીં, તેમજ દુશ્મનના હાથનું પાણી પીધું નહીં. આમ, રાવત કોટીલો, અને દુદો તેમ દેશો વાળો વીરગતિ પામ્યા.

(છપ્પઈ)

જોરૂને થઈ જાણ, તૂટી પડીયો તે તાણે,
પડે ઘાવ પર ઘાવ, દેશળો ખપ્યો ખીશાણે.
જુદ્ધે પામ્યો જીત, ઢીમ દીધું છે ઢાળી,
બેઠો હેઠો શ્વાસ, જતી ઈજ્જતને વાળી.
હરણુ ફડક હૈયે હતી, અનુભવતો કડવાશને
કૈલાસવાસ દેશળકરે,બીના"કાન" વસમી બને

(દોહો)

કરમર, જોરૂ સિંહ કને, જો કાલીને છોડી હોત,
તો સત્તર પેઢી સોત, ડાગ ન જાત દેશળા.

આ બધા વીરગતિ પામ્યા, તેઓને ભેરાઈ લઈ જવામાં આવ્યા. આ વાતની ચાંપરાજ વાળાને ખબર પડી કેતરત જ પોતે ભેરાઈ આવી, શબનો કબ્જો લઈ તેને દહનક્રિયા કરવા માટે લુણસાપુર લઈ જવા વિચાર કર્યો, એ અરસામાં કોઈનું મન ડગુમગુ થતું જોઈ કહે છે કે વાંધો નહીં, અમો દેશાની દહનક્રિયા મીઠાપુર કરીશું.

(દોહો)

**સજ્જન સબ જગ સરસ હૈ, જબ લગ પડયો ન કામ;**
**હેમ, હુતાશન પારખ્યો, તાં પીતળ નીકર્યો શામ.**

પછી દેશા વાળાને મીઠાપુર લાવી તેની વિધિસર દફનક્રિયા કરી. તે વખતે ચાંપરાજ વાળો કહે છે કે, ભાઈઓ, તેમજ કુટુંબીજનો, તેમજ મિત્રો વગેરે કોઈએ રોવું, કકળવું નહીં. મારો દીકરો સામે પગલે મરાણો છે. એથી હું ઘણો ખુશી છું. ત્યાર બાદ સગાંસંબંધીઓ વિગેરે સૌ સ્મશાનયાત્રાએથી મીઠાપુર ગામના ચોકમાં આવ્યાં.

સગાસબંધીઓએ પ્રાર્થના કરી. તેના આત્માને ઈશ્વર શાંતિ આપે એમ કહી બે ઘડી મૌન પાળ્યું. આ વાતને બાર મહિના વીતી ગયા. ચાંપરાજ વાળાએ વીરપુત્ર દેશા વાળાની ખાંભી કરવા નક્કી કર્યું. યોગ્ય મૂરત જોઈ મીઠાપુર આવ્યા અને સૌ જ્ઞાતિસમુદાયને તેડાવ્યા. બાબરિયાના બારોટ મીઠાપુર ગામમાં રહેતા હતા તે પણ ત્યાં આવ્યા. તેથી સામત બારોટ કહે છે કે, ભાઇઓ, પ્રેમ એ એક દુનિયાનો મહાન જાદુગર છે. પ્રેમથી ઈશ્વર પશુ, પક્ષીઓ અને સ્ત્રી–પુરુષો બધાં વશ થાય છે. કોઈ વાર એ પ્રેમ માણસને કુરબાની આપવા માટે પ્રેરણા કરે છે, તો કોઈ વાર માણસનું સત્યાનાશ કરી નાખવા આગળ ધકેલે છે. કોઈ વાર માણસના હૃદયમાં રહેતા સર્વ ગુણોને પ્રકાશમાં મૂકે છે તો કોઈ વાર એ માણસને અંધકારમાં ધકેલે છે. ધારે તો માણસને વિરાટ બનાવી શકે છે, ને ધારે તો માણસને વામન પણ બનાવી શકે છે. એવો પ્રેમ ઘડી વારમાં પથ્થરમાં પ્રભુનું દર્શન કરાવી શકે છે ને ધારે તો પ્રભુને પથ્થર તરીકે સાબિત કરી બતાવે છે. આજે દેશા વાળા દેવલોક પામ્યા, તેને લગભગ એક વર્ષ થવા આવ્યું. આપણે હવે તેની ખાંભી ઊભી કરવી જોઈએ ભલે ખાંભી પથ્થરની છે, પણ આપણે તેને આજથી દેવ તરીકે માનીશું.

કારણ કે આપણુને શ્રદ્ધા બંધાણી છે. આજે કાઠી દરબારો તેમજ બાબરિયા દરબારો સર્વે ભાઈઓ મીઠાપુર ગામની પૂર્વ દિશાએ વરુ એભલભાઈ સુમરાભાઈનો બગીચો-વાડી આવેલ છે ત્યાં ખાંભી ઊભી કરવી તે માટે આપણે ભેગા થયા છીએ. ફૂલવાડીઓમાં અનેક પ્રકારનાં વૃક્ષો ઊભા છે. શીતલ અને મંદ પવન વાઈ રહ્યો છે. પવનના ઝપાટાથી બાગનાં વૃક્ષો ડોલી રહ્યાં છે, જાણે કે આવતા મહેમાનને તેમજ ગામજનોને આવકાર આપતા હોય તેમ વૃક્ષોની ડાળીઓ અને વેલો ઝૂકી ઝૂકી નમન કરતી હોય તેવું પ્રતીત થાય છે. કાવા-કસુંબા ઘૂંટાઈ રહ્યા છે. સંવત ૧૯૮૧ના ભાદરવા સુદ ૧૨ ને સોમવારે દેશા વાળાની ખાંભી ઊભી કરવાનું મહૂરત છે. ધરતીએ લીલા વાઘા ધારણ કરેલ છે. ખેતરોમાં મોલાતો ડોલી રહી છે. જેમ સમુદ્રમાં પાણીની લહેરીઓ ધીરેધીરે આવતી હોય તેવું જોનારને લાગે છે, પાતળીયું જીભોવાળા કવિઓ કાઠી, બાબરિયાઓને બિરદાવી રહ્યાં છે.

(છપ્પય)

વીત્યા દ્વાદસ માસ ચિત્ર ધાર્યું ચાંપરાજે,  
ખાંભી ખાસ મંડાય શૂરાપણુને એ છાજે.  
સૌ જ્ઞાતિસમુદાય મળ્યા આ મહદ પ્રસંગે,  
પાધુ ને એક પવંગ આપવો ઉર ઉમંગે.  
શણગાર બાબથી સજ કરી દાન કવિ સામત દિયો,  
"કાન" સ્વીકાર ક્યાંથી કરે કુદાનનો ત્યાગ જ કીયો.

એ વખતે ચારણ કવિ દુલા ભાયા કાગ જે બાબરિયા વરુ શાખાના દસોન્દી છે તે ત્યાં આવ્યા છે, તેની સાથે કુંભણના રહીશ શ્રી જેઠુરભાઈ બારોટ છે જયારે કવિ કાગ રાજદરબારોમાં જાય અગર બહારગામ જાય ત્યારે કવિરાજ જેઠુરભાઈ બારોટને પણ સાથે રાખે છે, કારણ કે આ બંને

જાણને અરસપરસ બચપણથી જ ગાઢ સ્નેહ અને મિત્રતા છે એવા કવિ કાગ તેમજ તેના મિત્ર બંને જણા ત્યાં આવે છે. કાઠી દરબારો તેમજ બાબરિયા દરબારો તેને રૂડો આવકારો આપે છે. લોકસાહિત્યમાં ચારણોને ચોથા વેદની ઉપમા આપવામાં આવી છે, એવા ચારણોના મોસાળ પક્ષ શેષનાગ અને પિતૃ પક્ષે મહેશ ગણાય છે. ચારણપુત્ર કંઠકેણી અને કલ્પનાનો મહામૂલો વારસો બારોટોની જેમ લઈને આવ્યા છે ચારણ અને બારોટ દેવીપુત્ર ગણાય છે તેની જીભમાં સરસ્વતીનો સદાય વાસ હોય છે કવિકાગ એટલે પેલવાડના હડુડતા મેઘ જેવા બુલંદ કંઠના માલિક, સાહિત્યનો અખુટ ખજાનો, એ જ્યારે પોતાનો બુલંદ અવાજે છંદ દુહા કે ગીત બોલે ત્યારે જાણે દરિયો ગાંડો બની હડુડતો હોય અને પાણીના લોઢ ઉછળતા હોય એવું વાતાવરણ રચાઈ જાય છે.

ત્યારે ચાંપરાજવાળો કહે છે સામત બારોટ લ્યો આ દાનમાં ઘોડી ત્યારે સામત બારોટે કહ્યું કે, આપા, ચાંપરાજ, અત્યારે હું આ દાન નહીં લઉં કારણ કે લગ્ન પ્રસંગ હોત તો હું જરૂર લેત પરંતુ અત્યારે તો વિર દેશાવાળો વીરગતી પામ્યા એનો અફસોસ મારા દિલમાં છે. અત્યારે આ દાન નહી લઉં. આ અશુભ અવસરે અમો બારોટો કાંઈપણ દાન લેતા નથી. અમારો તો શુભ અવસરમાં જ ભાગ છે ત્યારે ચાંપરાજવાળો કહે છે કે મારા દિકરાનું મરણ નથી. પણ સામે પગલે મરાયો છે. એનું મને અભિમાન છે અને ગૌરવ છે. વીર પુરૂષો રણ સંગ્રામમાં સામે પગલે મરાય છે ત્યારે તેને અપ્સરાઓ વરે છે. માટે આ મરણ નથી પણ પરણ છે. એથી જ દાન આપું છું ત્યારે સામત બારોટ કહે છે કે એ તો ન જ બને.

(છપ્પય)

મુવા પાછળ મોજ, લાખ વાતેના લઈએ,
ભલા પ્રસંગે ભાગ, શુભ વાંચ્છિત અમ છઈએ.

જાચક ઢાઢી મીર, રાજગર અને રખેસર,
આ એનો અધિકાર અને લઈએ શુભ અવસર.
ઉતરી વાત ચાંપા ઉર, તુર્ત તુરંગ પાછો ગયો,
અડય ભાગ અન્ય બહાનું કર્યું કરાફાત રસ્તો કિયો.

ત્યાર પછી સૌ ડાયરો કહેવા લાગ્યો કે આનો કાંઈ રસ્તો કાઢો જ્યારે ઘણાં ખરા માણસો ડાયા પુરૂષો કહે છે કે આપા ચાંપરાજ એમ કરો કે આ દાન તેના યજમાન એભલ વરૂના દિકરા ભીખાભાઇ છે. તેના હાથે અપાવો. તો તે લેવામાં કાંઈ વાંધો નથી. ત્યારે સૌ ડાયરાનું માન રાખ્યું અને ચાંપરાજવાળે કહ્યું, કે મારા ભાણેજને તેડી લાવો એ વખતે ભીખાભાઈની ઉંમર નવ દસ માસની હતી તેને ગોદમાં તેડી લાવ્યા અને ઘોડીની લગામ ટપુભાઈએ ભીખાભાઈના હાથમાં આપી. બાળકને હંમેશ એવી ટેવ હોય છે. કે પોતે પોતાના હાથની મુઠ્ઠી વાળી રાખે છે. એથી તે મુઠ્ઠી ખોલી હાથમાં લગામ આપી. બા લાખુબાએ પોતાના પુત્રને ટપુભાઈના હાથમાં આપ્યા.

(છપ્પય)

ભાણું નામ ભીખેશ, અપાવો એને હાથે,
જે એનો જજમાન, સમર્પે માન સંગાથે.
વળી હેમનો વેઢ, રોકડા બસો રૂપૈયા,
ગાડી દાણા ભેંસ, હરખતા સૌના હૈયાં.
દાતાર દાન અઢળક દિયો, માણ કુળ રખવા મથે,
"કવિ કાન" જાણ કેવી જુવો, કિરત અમર એની કથે.

ત્યારબાદ સૌ ડાયરાના કહેવાથી સામત બારોટે દાનનો સ્વીકાર કર્યો. અને કહે છે કે, આવા વીર પુરૂષો, ભક્તો અને દાતારો એ તો દેશની

મૂળજીભા છે. તેમની કીર્તિ અને યશનું વર્ણન કરતાં પાર ના આવે, આજ ચાંપરાજ વાળા ઇતિહાસના પાનાથી ભલભલાની કે કાળની વાત ભૂલાઈ જશે. પણ કદરદાનીનો માણસાઇ ભર્યો ઇતિહાસ એ કોઈ દિવસ ભૂંસાવાનો નથી.

(દોહા)

દાતારે કવિકો દિયા, કવિ ગીયાસો ખાય,
કવિએ દાતા કો દિયા, એ જાતે જગેજાય.

એ વખતે અંજલી આપી કાઠી, ખાચરીયા તેમજ જનસમુદાયને કહે છે કે, વીર તો ગયો વીરતાની વેદી પર. સાથે ખમાસે દેવાઈ ખમીર વાળા કુળના ખમીરને ઉજ્વળ કરનાર તેની વીરતાની વાડ આખો ગયો એમ કહી કવિ બોલે છે વાળા વંશ કાઠીઓનો.

(છંદ હરીગિત)

કાઠી પરજથી વાડ કાઠી, છાપ ઉઠી સૌરાષ્ટ્રની,
કેવું હશે કરમી પણું, સાખી ગરજ સમ્રાટની,
લોંઠકાયે ધરા લીધી, શોભતા સેના દળે,
વાળાતણા વંશમાં વખતપર, પુરૂષ અણનમ પાકશે. ૧
વટ રખણને વચન ભણીયા, પ્રાણ સાટે પાળશે,
તજવીજ કરતા અંગટાથી, ખમ્મરો ચોડે ખરે,
પાણી ઉતાર્યા જે પીએ, મહેમાન ગત રૂડી ગણે,
વાળાતણા વંશમાં વખતપર, પુરૂષ અણનમ પાકશે. ૨
દુશ્મનો હણવા દેહના, બલિદાન દેતાં નહિ ડરે,
પંડમાં નહિ કાયરપણું, પારોઠ નહિ પગલા ભરે,

યા હોમ કર યુદ્ધ મંડપમાં, જે ધિંગાણે સામા થસે,
વાળાતણા વંશમાં, વખત પર પુરૂષ અણનમ પાકશે. ૩

ખીલે વસંતનો ખાખરો, શેડયુ રકતની છૂટતી,
હોળી રમે વિના હટયે ભલે હોય મોહર ફુટતી,
ખૂનખાર જંગ જાતા ખપી, જેનો જીવ સમરાંગણજશે,
વાળા તણા વંશમાં, વખતપર પુરૂષ અણનમ પાકશે. ૪

અર્પણ કરેલું શીર અણાયે, તળાજા તખ્ત પર,
એભલ તણો ચાંપરાજ એવો જવાં મર્દ થયો જેતપર,
નજરાજ ભીમોરે નવડજ્યું, કમરવીર બાવલ કસે,
વાળા તણા વંશમાં વખતપર, પુરૂષ અણનમ પાકશે. ૫
ચાંપો બીયો ચરખે થીયો, જેણે હાંક બોલાવી હતી,
ગુમાન ગોરાતણું ગાળ્યું, ફોજ નોતી ફાવતી,
ખૂટામણ દાખ્યું ખરૂંએ, કલંક કાળુ રહી જશે,
વાળા તણા વંશમાં વખત પર પુરૂષ અણનમ પાકશે. ૬
મજબૂત ભૂજબળ મૂંછ વંકી અટંકી પણ એટલા,
જન્મે પ્રજા પણ જેમવંતી ભડક ખાતા ભલભલા,
દેખત વરસડે દાખલો, દેશેળો ચાંપાનો દ્રશે,
વાળા તણાવંશમાં વખત પર પુરૂષ અણનમ પાકશે. ૭
કાઠી તણો કુળદિપક જે, મર્દાઈ અંગ અણ માપની,
નસ નસ ખૂમારી નીતરે, મોટાઈ એ માબાપની,

સત્કાર શૂરવીરતા તણા, કરશે નજર તો ક્યાંક છે,
વાળાતણા વંશમાં વખ્તપર, પુરૂષ અણુનમ પાકશે. ૮
મરજાદ જાળવણી મહા, બોલી મઢેલી બોલતા,
અણુગમો આછકલાઈનો, આચારમાં અણુમોલતા,
"કવિકાન" નામો કામી આજે જુગ પલટતાં રહી જશે,
વાળાતણાં વંશમાં વખ્તપર પુરૂષ અણુનમ પાકશે. ૯

પછી બારોટ કહે છે કે, ભાઈઓ, બારોટ અને યજમાનોનો સંબંધ વર્ષોથી જીવનમાં અરસપરસ બંધાઈ ચૂકયો છે.

(છપ્પઈ)

બાબરીયા બ્રહવાન, વસે બાબરીયા વાડે,
અંગસર્યા અરમાન, હાડના હેત બતાડે.
અમીરાત અખિયાત, અમલ કરતા અલબેલા,
બદલે નહિ જે બોલ અડીખમપણે ઉભેલાં.
મહારાજ શામ મીઠી નજર સદાય સહતા જે કરે,
"કવિકાન" માન સહ જીવતા ભલાકાજ પગલા ભરે.

(છપ્પઈ)

તાબે બેતાલીસ ગામ, બાબરીયા કેરા,
ગઢપતિઓ ગણુઆણુ, ગણાતા મૂળ ગળદેરા.
અમુક સત્તા અખત્યાર, પ્રજા હુકમ ને પાળે,
રાજવંશીની રીત પુત્ર વત્ત માન પંપાળે.

કાટીલા વરૂને ધાંખડા, ગણાય શાખા તહોવડી,
"કવિકાન" ખાનદાની ખરી અમર ઇતિહાસે ચડી.

પછી સૌ ડાયરો કહે છે, કવિરાજ, એભલ વરુ કેવા થઈ ગયા તે વિષે બે શબ્દો બોલશો ? ત્યારે કવિરાજ કહે છે, કેમ નહિ ? તેની ઉદારતા, તેના ગુણ અને વીરતા એ માટે જેટલું બોલીએ અને બીરદાવીએ તેટલું ઓછું છે.

(છપ્પઈ)

દિલ જેના દરિયાવ, કદિ નવ હાથ સંકોડયો,
છૂટે ભભક સદાય, શરમનો રાહ ન છોડયો.
વરૂ એભલ વટદાર, મીઠાપર થયો મોજીલો,
બથરો બારેમાસ નક્કી મેરામણ નીલો.
અજાન ભૂજ અવળ કંધો, કવણ હોડ એની કરે,
"કવિકાન" કિંમત જીભાનની ધારમાજા બીરદ ધરે.

આપ સૌ જાણતા તો હશો, ચંદ્રવંશમાં બ્રહ્મા એથી ગણીને અડસઠમી પેઢીએ કુરૂ રાજા થયા. તેનો વિસ્તાર નીચે મુજબ છે.

જયસેનના કુરના તામ્રત સુતાન. બ્રહ્મણાસ એ ત્રણ પુત્રો હતા. તામ્રસના કુવાન ના મહિષ ના ગાર્ધરાજ ના અનંગરાવના અભેદ ના શાલીહોત્ર ના સુબાહુ ના પ્રમોદ ના મહિપ ના સુમત ના મહાસ્દવ ના ગલેભાન ના ગોહરાજા થયા. ત્યાંથી ગોહિલ એવી શાખા પડી, ગોહિલરાજા ના વીરસેન ના નર્વાણુ ગોહિલ થયા તેને મૂંગીપર પાટણનું રાજ લીધું હતું.

નર્વાણુના શાલિવાહન ના શુભટસેન અને બલરાજ એ પુત્રો હતા. તેના શાલિવાહનને સેંભરનો કિલ્લો લીધો અને કુર ના સુતાન ના રોધાસ્વ ના

રૂપેરા ના અનાશ્રત ના મતિનાર ના તંસુ ના ઈલિન ના દુષ્યંત ના ભરત ના મન્યુસ ના શાલિહોત્ર ના હસ્તરાવ ના અજમીઢ ના રુક્ષ ના સંવરન ના કુરૂ ના પ્રતિપ. મહિપ એ બે પુત્રો થયા હતા. પ્રતિપના શિવાઈ, શાંતનુ, બાલહિક એ ત્રણ પુત્રો થયા હતા. તેમાં દેવાપિના પાંડુરાજ થયા. તેના વંશમાં પાંડવો અને ધૃતરાષ્ટ્રના પુત્ર સો કૌરવો કહેવાયા. તેમાં પાંડુરાજના પુત્ર જે કરણરાજા થયા તે સૂર્યના આપેલા હતા. ત્યાંથી ક્ષત્રિય કાઠી રાજપૂતો કહેવાણા, સૂર્યના પુત્ર કરણ છે. તેથી કાઠી ક્ષત્રિઓને સૂર્યવંશી પણ કહે છે. ત્યારપછી કાઠી રજપૂતોની વાળા, ખાચર, ખુમાણ વગેરે ઘણી શાખાઓ જુદી પડે છે, તેને પ્રથમ નાગોરગઢનો કિલ્લો જીત્યો હતો. ત્યારપછી થાનનું રાજ લીધું.

કુરૂ ના મહિપ ના ભંગભારથ ના મહાસેન ના અર્જુનાન ના બાબરીવાળજી ત્યાંથી બાબરીયા કહેવાયા, બાબરિયાજી ના વિજયરાજ ના, અનંત ના ભવદત્ત ના મહિપાન જેણે મહિનગરનું રાજ લીધું હતું. અને મહિ કાંઠો વસાવ્યો હતો. વગેરે વર્ણન કરીએ તો પાર ન આવે. આ ડાયરામાં મીઠાપુર ગામે કાઠી બાબરીયા, દરબારો વગેરે સમુદાય તેમજ ચારણભાટ તેમજ ઘણા હાજર હતાં. એક પછી એક દાતારો શિરે વર્ણન કરી દુહા છંદ વગેરે બોલે છે. ત્યારે સામત બારોટ કહે છે.

### ભીખાભાઈ એભલભાઈ ના

(દોહા)

આવે કવિઓ અનેક, વિસામો લેવા વંશ આણુ,
તું પાકલ શાખ પ્રજરાણુ, આંબો એભલ તણીત.
પ્રાગતડ બાએણા પતિ, મારો વિસામો વંશ આણુ,
તારા સારપના સરવાણ, ભવે ન સુકાસે ભીખલા.

મરમાળો મીઠાપર ધણી; ભરીયલ ગુણ ભંડાર,
સુવર્ણ થંભ સરદાર; અણનમ એભલ રાઉત.
માયાળુ મીઠાપર ધણી, પારસમણિ પ્રજરાણ;
લોહ સુવર્ણ સુજાણ, તુ ભેટે થાય ભીખલા.
ભીખો કુળ ભાણ; અજવાળું એભલ રાઉત,
વરૂ વધે જાણ ધરપર મીઠાપર ધણી.
સાગર જળ સીંચન કરી, વાદળીયું વ્રમંડે જાય,
વારી એ વપરાય અન દેવા એભલરાઉત.

અહિં મીઠાપુર ગામે હેમાળ રાણીંગભાઇ દરબારના વડીલો તેમજ માણસ દરબાર ક્યુભાઇ દરબારના વડીલો તેમજ નાગેશ્રી ગામના ભાયાતો વિગેરે હતાં.

(દાદાભાઇ નાજાભાઇ વરૂ)

(દોહા)

ધીર, ગંભીર, નાગેશ્રી ધણી તારા સબળા જોયા શીલ,
ધાર્યાં કરતાં, અણધાર્યું, તારૂ દાદા જબરૂ દીલ.
બંગલા કંઈક બાબેણા નાથ, પાધર થીયા પ્રજરાણ,
પણ કીલ્લા જસના કુળભાણ ડગસે નહિં કેદી દાદલા.
કલમ કર ગ્રહતા વાલા શું લખુ વાત,
દિલ મળવા દેવાત ક્રોડે નાગેશ્રી ધણી.
દતવત ટાણે દેવાત, પતરાખણ પ્રજરાણ,
દિલ સાયર દરિયાણ, ધરપર નાગેશ્રી ધણી.

પટાધર વરૂ પ્રતાપ, લીયણ જસ લાકાળ,
ધ્રુનાગર જ્યું નાગેશ્રી ધણી ભજ મોટે ભોપાળ.
પ્રતાપ જ્યું પ્રતાપ સારીખો નજભલ બાબેણુાનાથ,
સારપ ભરીયલ સુરગ સતણુ તારૂ હૈયુ ભલુ કે હાથ.

ગામ : હેમાળ રાણીંગભાઇના

(દોહા)

નાહોર પટાધર નીપજે, ધન સોરઠની ધરા,
વડ પણ વાળા વરા, રાખ્યા હેમાળે રાણીંગા.
હથ મોટે હેમાળ ધણી વત દેશો વધ જાણુ,
(તારા) જસના બીરદ જોરાણુ, રે'શે કાયમ રાણીંગા.

ગામ : માણુસા દરબાર હથુભાઇ આપાભાઈ

(દોહા)

અમીરાત આપા સતણુ, ભક્તો અંગ ભાળી,
મીઠપ મરમાળી કાયમ જોઈ કાંથડા.
અમીરાતમાં આપા સતણુ, તે ભલપણુનો રાખ્યાભાગ,
સારપ વાળો સોભગ, મેળવીઓ માણુસા ધણી.

એવી રીતે પ્રસંગોપાત એક પછી એક અમીરોના દુહાઓ અને ગીતો સંભળાવી બીરદાવી રહ્યાં છે.

(છપ્પઈ)

અણો તળાજે એમ, જેણે દાન માથારો દીધો,
જેતપરે ચાંપરાજ, કમળ વીણ ભારથ કીધો.

વાળો આવો વીર, મુવો ખીસાણુ મચાવે,
ભીમોરે નજરાજ, પડયો ગજ હોદ્દા પાડે.

કાઠીઆ રૂપ એતા કહુ, એનો રાખ્યો બ્રહ્માણા હરા,
દશાળો પગ પાછા દીયે, તો સૂરજ ઝાંખો પડે ચાંપરાજતણા.

વિર દેવાવાળા સાથે બહારવટુ કરનાર બહારવટીયાઓ નેકદિલ હતા. જ્યારે જ્યારે લુંટફાટ કરી ગામ ભાંગવા જતા ત્યારે એ લોકોનો એવો નિયમ હતો કે ગામમાં જાય અને જેનું ઘર લુંટવું હોય તેના ફળીમાં ગાય ભાંભરે તો તે ઘર લુંટતા નહી. તેમજ સુવાવડી બેન દિકરીનો ખાટલો હોય તો પણ લુંટતા નહી અને બેન દિકરીઓએ પહેરેલા દાગીના અંગ ઉપરથી લેતાં નહી.

દેવાવાળાના સાથીદારો રાવત, દુદો, ભક્તો ભરવાડ તેમજ જાફરાબાદની ની જેલ તોડી બહાર નીકળી ગયેલ બે કોળી જુવાનો બાબર કોટ અને સુખસાપુરના હતા તેમજ કુલ ૭ જણા ભચાદર ધીંગાણામાં કામ આવી ગયા. ભાવોભાઇ વાકડા તેમજ સુમરોભાઈ બોરીચા એમ બંને જણ જીવતા પકડાઇ ગયા એતો આપણે આગળ વાંચી ગયા છીયે કુલ આ ટોળીમાંથી આઠ જણા કામ આવી ગયા, પાછળ આહીર સાદુળ, ભમર, ખીમોવાઘ, આહીર વાઘો, નેસડીયો, આહીર લાખો વીંછીં, ભગવાન સોની તેનો ભાઈ કાળો સોની તેમજ સુદો સેલાણો અને સારીઓ ભરવાડ આ લોકો રહ્યા ત્યારે ખીમેવાઘે કહ્યું કે હેડી જતી રહે પછી તો જીવવામાં મઝા ન આવે.

(દોહો)

હેડી હતી તે હલ ગઇ હલાયો નહીં હાથ.
વાટડીઓ નીયાળે ગીયો સોરંગી સાથ.

હવે તો બધા ભાયુને મારા છેલ્લા રામરામ છે. મિત્ર વિના મને આ જીવન ઝેર જેવું લાગે છે. મારે અહીં રહેવું નથી એમ કહી પોતે વિચાર કરી લોર ગામે આવેલ અને ત્યાં તેના સંબંધી આહીર લખમણ વાઘને મળેલ પછી લખમણવાઘ તેમ ખીમો વાઘ લોરગામના બાબરીયા દરબાર રામભાઇ વરૂને મળ્યા પછી રામવરૂ એ કહ્યું કે ખીમાભાઈને દેશાભાઈ ધીંગાણામાં કામ આવી ગયા એથી આ દેશમાં તેને રહેવું ગમતું નથી એ સ્વભાવિક છે. માટે લખમણભાઈ તમે ખીમાભાઈને શિયાળ બેટથી હોડીમાં ખાનગી રીતે મુંબઈ મોકલી દીયો ત્યાંથી તમારી ઓળખાણ હોય તો સ્વામિનારાયણના સાધુ સાથે છપૈયા અથવા કલકત્તા મોકલો તો કોઈ જાતનો વાંધો ન આવે.

પછી દરબાર રામવરૂના કહેવાથી શિયાળબેટથી હોડીમાં મુંબઈથી રામપરાના ગોર ખીમજી જશોધર ભટની ઓળખાણથી કલકત્તા મોકલ્યા અને ત્યાં વીસ વર્ષ રોકાણા અને જય હિંદ થવાથી પાછા વતનમાં આવેલ અને ભગવાન સોની અને તેનો ભાઈ કાળો સોનીએ બંને જણા પ્રદેશ જવાના હોવાથી રેલગાડીમાં બેસી જતા હતાં ત્યારે પોલીસે ઢસા જકશનમાંથી પકડી લીધેલ. અને ડેંડાણ ગામે ફાંસીયે દીધેલ અને વાઘો ભાઈ આહીર આ બધા જુદા પડવાથી બીમાર પડી ગયેલ હોવાથી તેના સગાસબંધીઓ કોવાયા ગામમાં રહેતા હતાં એથી તેને ત્યાં ખાનગીમાં રહેવા લાગેલ એ બાબતની ભાવનગર પોલીસને ખબર પડવાથી કોવાયા ગામે પોલીસે ઘેરા ઘાલી સામસામા ગોળીબાર કરી ધીંગાણુ કરી એમાં પોલીસના બે માણસો મરાયા અને ધીંગાણામાં સોરઠીયો આહીર વાઘો વાઘ કામ આવી ગયેલ તેના વંશના ટપુભાઇ અને ટપુભાઈના દીકરા નામેરી રામભાઇ ઉર્ફે આતોભાઈ રામપરા ગામમા હયાતી ધરાવે છે.

(દોહો)

દરંગ જેધાણે દાખવું થીયો રણથંભર હમીર,
એવો રામપરે આહીર વડીયો સુબાનો વાઘડો.

ત્યારબાદ ફુકો સુલાણો ને લાખો વીંછી ગીરના જંગલમાં રહેલ અને આજુબાજુના ગીર ગામોમાં લુંટફાટ કરવા લાગ્યા.

જ્યારે ભગવાન સ્વામી ને ફાંસી દીધી ત્યારે કોઈ કવિએ તેના બારવટા વિષે તેની બહાદુરીનું ગીત કહેલું તે નીચે મુજબ છે.

(ગીત)

જોટા બછુટા મરદ કા બેટા બુંદીકોટા તોડયા જાતા
બડાછોટા રાજમાંહી બોલી રોગીબુમ,
જપાટા માંહી રોગી ગામોગામ શડ બોલે
ધરા વિષે જાટકારી મસાડી છે ધુમ.
લાગી બીક શહેરે પાટે શેઠીયા ભાગવા લાગ્યા
તે ટાણે છુટવા લાગ્યા રાજમાંહી તાર,
જીંક લાગી ફોજુવાળી મરદુ ને ગોતવા જાગ્યા
ભગા સોની સામા પાગા ભરે કોનો ભાર.
ઝાડે ઝાડે ગયો વાળે ગાળેગાળે જોવા
ફરે જોવા જાંગલા જોરાણુ,
ફડકે થડકે ફોજુવાળા થાવે ફાળે
મહીયુના ખીમાવાળે કાળે મસાયા મસાણુ.
વાટેવાટે ધાટેધાટે સપાટે ચાલીયું વાતું
ને થપાટે જપાટે કીલ્લા તોડી મારી થાપ,
હાટેને વાટે પેટીને પટારા તોડીયા હાથે
તુટે નગર વાળા ગાઢ મોકળા રે તાક.

ઝાટકે ધસતું જોવા ત્રાટકે ગામડા ભાંગે
જાટકે ઉડાડે માથા જોરાળાના જાણુ,
બાણુ જેમ છુટે પ્રાણુ અરંડાકા લેવે બંકા
ક્રોધાળે કાળે મંડાવી શત્રુ ઘેરઘેર કાણુ.
ખલક મલક કેતા નડેડાટ કીધા ખાલી
હઠાળા જાય જાલી બાનને હંમેશ,
ધડેડે બંદુકા તાલી અરંડાકા પાવ ધ્રુજે
પાયમલી કીધા કેતા દેશને પ્રદેશ.
દુની ચઢાવી ચાકડે સોની વાકડે ધબાલે દીધા
ભગે મારી કીધા જેર ક્રોધાળા ભોપાળ,
કાળઝાળ પ્રલેકાળ બાદશાહી તોડી કેતી
ફાકડાની દીને રાત રાજમાંહી ફાળ.
ધરા ચઢાવી ધાધડે સિંધ હાલાર માર ધંકેટ
મુલતાન ચેકે માર પંજાબ મુલક,
હલબલ્યો મેવાડ દેશ હાક લાગી
ખેર ભાગી ગીયા ઉપરી ખલક.
અખાડા પવાડા કીધા પૃથ્વીમાં પરજીયા એમ
માણેક મૂળુનાં જેમ મસાયા મેલાણુ,
ફોડીયા ખીમા નંદા તોડીયા કઇકના ફંદા
ભેરે રહે ભગા દુને સદા ઉગતાની ભાણુ.

(દોહા)

તે બાંધ્યા ભીમાતણા ગાયકવાડના ગામ,
નવખંડ તારું નામ વખાણે જણાયું બગડા.
પ્રાછટમાં પાડયા બહું જબ્બર વડને કરશાંજેર,
એ વાઘાવાળું વેર ભડ તેં લીધું બગડા.

આ બધા બારવટીયા રોળી સાથે સારો બરબાડ સમઢીયાળા ગામનો બોળીયા શામાનો હતો. તે ગિરના જંગલમાં પોલીસ સાથેના ધીંગાણામાં કરડા પાનનો નેશ મરાણો અને તેનો પાળીયો ત્યાં છે.

(દોહા)

સાટુંઓ અને સારીયો, એથી થરથર જંગ થાય,
વાળો ઠણુક વાસીયો, જંગે ભૂતર જાય.
ઈંટીયું ઉથાળા ભરે, જાડપરે થાય જાણ,
બંદુક તારી બોળીયા, પડતા લેવે પ્રાણ.

ત્યારબાદ બાબો બારવ રોળી આવી તેના વડીલોનું વેર લીધું અને મગન સુવાળાને તરવારના એક ઝાટકાથી તેનું ધડ માથું જુદા કર્યાં.

(દોહા)

વીજળ મગનપર વાપરી, ધિંગાણે નાંખ્યો ધોઈ,
કરમર ભૂખી કોઈ, એને લોહીથી ધરવી લાખલા.
દેથી જાના ડળી પર, ભૂખી શક્તિ ભમતી,
એને રક્તોમાં રમતી, લોહીએ ધરવી લાખલા.

એ પ્રમાણે દેશાવાળાની વીરગતી થઈ. બહારવટીયાની રક્ત ભૂખી હતી. એની ભૂખ લાખા વિંછીએ મગન લુવાણાને મારી તેને લોહીથી તૃપ્ત કરી.

(દોહા)

ધડ, મસ્તક જુદા કર્યાં, દઢા ભડ વાળ્યો દાટ,
કરમર વાળો કાટ, તે લોહીએ ઉખેડયો લાખલા.
બાગે અરીને બોળવા, અસબીતો વિંછી આવ્યો,
મગન કેરૂ મોત, લાખ્યો તેગે લાવ્યો.

આ લાખા વિંછીના વડીલો સાંખડા ગામથી બારપટોળીમાં રહેવા આવેલ એ વખતે તે ગામમાં મગન લુવાણાની દુકાન હતી. એમાં લાખા વીંછીના બાપ અને મગન લુવાણાને બોલાચાલી થયેલ એ વખતે વિરમભુંદ વિંછીને મારેલ એનું વેર લાખા વીંછીએ વસુલ કર્યું અને ત્યારબાદ લુંટફાટ કરવા લાગેલ.

(દોહો)

સાંખડાસર આવે, સુકવ બેસુ લેવા ફળબાણુ,
વિવેકથી વધઆણુ, વિંછી આપે વિઆણુ દો.
તાણુા દત્ત સુરજ તણું, લાખા મળીઆ લોહી,
ટાકર ન ખમે તોય, વિંછી આપે જે વિઆણુ દો.

ઉપર મુજબ ના દોહામાં વર્ણવેલ તેના વડવા થઈ ગયા, તે વડીલોનું વેર એકલે હાથે વસુલ કર્યું અને વીરતા બતાવી.

એમ હવે તો ફક્ત બેપાંચ બહારવટિયા રહ્યા છે એક વખત તે રામપરા આવ્યા અને ઠાકોર કાળુભાના દિકરા ભાવસંગજીને મળ્યો. ભાવસંગજી

(બા. બ)

બધુ ઘરના કટકા અને કોઈથી ગાંજ્યો જાય તેવો ન હતો. આ
જેવા બહારવટિયા એમાં લાખા વિંછીએ વાત કરીકે ઠાકોર હવે અમારે
તમારૂં કામ પડ્યું છે. ત્યારે ઠાકોરે ભાવસંગજીએ કહ્યું કે, ઘણી ખુશીથી
કહો કરી આપીશું. એ વખતે ભાવસંગજીની ઉંમર ૧૫થી ૧૬ વર્ષની
હશે. વળી તેના બાપતરને સાત ખોટનો એકજ છોકરો (દિકરો) હતો.
ઘરમાં ખાધેપીધે સુખી એટલે હાકેત વધારે હતો.

તેણે કહ્યું કે, તમારે કોઈ જાતથી મુઝાવું નહિ અહિંયા તમો
આરામની જગામાં સુઈ રહો.

લાખા વિંછીએ ચોખવટ કરી કે, ભાવસંગ ભાઈ અમો દેશાવાળાની
ટોળીમાંથી જ્યારે અમો ભાવસંગભાઈ આજે બારપટોળીના મગન
સુથારને ઠાર કરી અહિં આવ્યા છીએ. મારે એમની સાથે જુનું વેર
હતું તે વેર પુરૂ કર્યું.

મુસીબત એક છે કે, મારા ઘરનું માણસ બારપટોળીમાંજ રહે છે.
તો આ બનાવ બન્યા પછી પોલીસ ખાતાની હડીયાપાટી વધી જશે.
અને અમને પકડવા અગરતો મારી નાંખવા એ એની શક્તિ બહારની
વાત છે. પણ ખોટી લેડકાઈ બતાવવા ખાતર મારા ઘરના માણસને
નાહકની હેરાન પરેશાન ન કરે અને ખોટી ધાક ધમકી આપ્યા ન કરે
અને મારા ઘરની પૂછપરછ પણ ન કરે તે માટે તમારૂ મારે કામ પડ્યું
છે. તમારે અહિંયા ઘણાં મકાનો છે. તો તેમાં એક બે મકાનો ખા[લી]
છે તે ભાડે આપો અને મારા ઘરવાળા અહિં ખાનગીમાં રહે એટલું ક[રવાનું]
છે. ત્યારે ભાવસંગજી ઠાકોરે કહ્યું કે, આ હાહા, એમાં ક્યાં મોટી વ[ાત]
છે, અમો મહેમાનની કદર છે બાકી ભાડાની તો વાત કરશો નહી
આખી જીંદગી રહો તોય અમને હરકત નથી. લાખો વિંછી બહુ ખુ[શ]
થયો અને બારપટોળી આવી તેના ઘરમાં જે કોઈ સરસામાન હતો
ગાડામાં ભરી, તેના ઘરવાળાને લઈ રામપરા રહેવા આવ્યો.

અને પોતે પાછો ગિરમાં કુકા છેલાણા તથા સાદુળ ભમર વગેરે જુના સાથીદારો ઘણા સમય બહારવટુ ખેડવું. ત્યારબાદ સાદુળ ભમર તેનાથી જુદો પડી ગયેલો અને પોતાના વતનમાં આંટો જતા શિહોરની કાંટમાં પોલીસની સાથે ધિંગાણું થયું ને ત્યાં એ કામ આવી ગયો. અને કુકો છેલાણો અને લાખો વિંછી એ બંને જણા ટાઈમ ગિરના જંગલમાં રહ્યાં અત્યારે ગિરમાં કુકા છેલાણાનો દિકરો ગાંગો છેલાણો શિખલ કોલાના નેસ ગિરમાં રહે છે. ને ગાયો, ભેંસો તેમજ જમીન પણ છે. અને રોટલો પણ આવ્યા ગયાને આપે છે.

(દોહો)

**સારપ સુમન સુગંધથી, તારૂ ભરીયલ દિલ ભારી,**<br>
**ગાંગા જેવાં ગિરમાં, એથી શોભે ધર સારી.**<br>
**કરમી બાવો કંટાળે, કહું શિખલે છેલાણો,**<br>
**ભુઓ ચકરાવે ભલો, નેખીયુ સમપે માણો.**

હજુ પણ ગિર ધરતીમાં ઉજળો આવકારો આપે અને રોટલો પણ દેનારા માણસો ભુસા જેવા પડયા છે.

આ પ્રમાણે દેશાવાળાના સાથીદારો સુમરાભાઈ બોરીચો, અને તેના દિકરા આપાભાઈ બોરીચો તે વડગામમાં સારૂં નામ કમાઈ ગયાં. વળી આપાભાઈના દિકરા ભીમભાઇ, તેની તો ભલાઈની વાતજ શું કરવી આ ઉદાર વૃતિ વાળા ભીમભાઈએ થોડા વરસો પહેલાં. વરસાદે તણાવેલ ચારો, પુળો કયાય નાણું નાખ્યે મળતો ન હતો. એવા કઠણવખતમાં ભીમભાઈ બોરીયાએ પોતાની વાડીયાંથી રજકો ટ્રેકટર ભરી હંમેશા રાજુલા ગૌશાળામાં પહોંચાડતા અને બજારભાવ કરતાં અરધેભાવે મહાજનને આપતાં. અને અઠવાડિયે એક વખત પોતાના તરફથી મફત ટ્રેકટર ભરીને ગાયોને આપતાં. એ ઘણા માયાળુ અને વિવેક તેમજ ઉદાર વૃતિવાળા છે.

(દોહો)

સુમરાહર સારપ તણા, તું નજભલ પાળશ નીમ,
અડીખમ આપા સતણુ, ભાખ્યો તુંને ભીમ.
બીરદાવ્યો બાએણા પતિ, આવે મોજ અપાર,
દિલ તારૂ દાતાર, ભાખ્યુ વેરાટ ભીમડા.
ભડ તું વડનો ભૂપતિ, ભીમો વડ ભુજાળ,
સુમરાહર સકરમી, અડીખમ આભકપાળ.
સોને મઢેલ સુમરાહરા, લંકા થઇ લોટ,
(પણ) કીરતી વાળા કોટ, ભવે ન ડગશે ભીમડા.

આવી રીત ભક્તો, દાતારો અને શૂરવીરોની કીર્તિનું વર્ણન કરતા પાર ના આવે.

સતાળામાં તેમજ સતાધારમાં અનેક ભક્તો થઈ ગયા.

(દોહો)

દાનાહર સારી દાણી, તુને જપે સૌ જાપ જાપ,
બાણો દખ ભાંગે નહિ તો, પીરનો કશો પરતાપ.
બાણાતો આગળ ભએ, સતજુગ હંદા સાર,
કળીયુગ કરે નહિ કાટ, લાખે વાતે લોમાઉત.

દાદાભાઈ નાજાભાઈ વરૂ (નાગેશ્રી)

આતો બધી થઈ ભૂતકાળની વાતો, પણ આ વર્તમાનકાળમાં મોંઘવારી બબબલાના કાળ ગગડાવી નાખે એવી હોવા છતાં...

જ્યારે નાગેશ્રી ગામે દરબાર શ્રી દાદાભાઈએ એમની દિકરીઓનાં લગ્ન કર્યા ઈ.સ ૧૯૮૩ માં ત્યારે દાઈજામાં એટલે કરીયાવરમાં કોઈ રજવાળુ કરે તેવો જબરજસ્ત કામ કર્યુ કે જેમાં દિકરીઓને રેશમી રજાઈઓ તેમજ મખમલના ગાદલાઓ તથા ચાંદીના થાળી વાટકાઓ તેમજ ખુરશીઓ પલંગ કબાટ વગેરે તાંબા પીત્તળના વાસણો જેનું વર્ણન કરતા પાર ન આવે એવી રીતનું કામ કરે તેમજ સગા સંબંધીઓ અને જાનના માણુસો તેમજ ગ્નાતીઓ એતો જમવા આવે એને તો ના ન કહેવાય પણ અન્ય કોઇ પણ માણુસ જમવા આવે તેને દાદાભાઈ તરફથી નાકારો નહીં. તેમજ અનેક પ્રકારની અવનવી જમણવારમાં વાનગીઓ પીરસવામાં આવેલ તેનું તો શું વર્ણન કરવું અત્યારના સમયમાં પણ આવા જબર જસ્ત કામ કરી દુનિયામાં તેમજ ગ્નાતીઓમાં જસ મેળવ્યો. આવા ઉદાર વૃતીવાળા પુરૂષોને ધન્યવાદ ઘટે છે.

એતો બધું ઠીક એક વખત એવો બનાવ બન્યોકે દરબાર દેવાતભાઈ જે તેમના કાકા થાય છે. તેના ઘોડાઓ છૂટી ગયા અને દાદાભાઈના ખેતરોમાં તેથી તેના માણુસોએ તે ઘોડાઓને લઈ નાગેશ્રી ગામ દરબાર શ્રી દાદાભાઈના ગઢમાં પૂરી દીધા એમાં એક વછેરીને તારથી ઉઝરડો થયો અને લોહી નીકળ્યું એ જોઈ બીજાકોઈ માણુસોએ આવી દરબાર દેવાતભાઈને કહ્યું કે તમારી વછેરીને દાદાભાઈએ ભાલો માર્યો છે અને એના ગઢમાં પુરેલ છે આ વાત સાંભળી દરબાર દેવાતભાઈ ધેંમસક ખીજાઈ ગયા અને દાદાભાઈ વરૂ જે તેમના ભત્રીજા થાય છે તે તેમની પાસે આવીને તેના ઉપર એક હંન્ટરનો ઘા કર્યો. આ જોઈ દાદાભાઇના દિકરાઓ બંદુક લઈ દોડ્યાં ત્યારે દાદાભાઈએ કહ્યું કે ખબરદાર કોઇ આગળ વધ્યું છે તો એટલા શબ્દો સાંભળતા એમના જુવાન દિકરાઓ એકદમ સજડ થઈ ઉભા રહી ગયા જાણે પોઠીયા જાણુ મેદાન ખીલા આવી રીતે ધીરજ રાખી દાદાભાઇ બોલ્યા કે ખબરદાર કોઈ આગળ વધ્યા છો તો આ કોણુ છે એ મારા કાકા છે એમણે મારા ઉપર ભલે હાથ ઉપાડયો અગરતો મને

મારી નાખે તો પણ તમારે કોઇએ મારો પક્ષ એથી એમને એકપણ
શબ્દ કહેવો નહીં. અગર જરાપણ અપમાન કરવું નહીં.

અત્યારનાં વખતમાં આવી ધીરજ રાખનાર ધીર ગંભીર પુરૂષ ભાગ્યે
જ મળશે માટે આવા ધીરજવાન પુરૂષોને અને તેના વડીલોને માન
રાખનાર પુરૂષને ધન્યવાદ દેવા ઘટે છે.

(દોહો)

છીપ કહત સમુદ્ર કો, કહા તુમસે હમ લેત
આશા હે અશમાનકી, શોભા તુમકો દેત.

(દોહો)

ખગધર કર ક્ષત્રી વટ, વેડા તું સાથ વરી,
કીરત હાથ કરી, (તે) દણીપર રાખી દાદલા.
જોગો ખુમાણુ જબર, અણુ તણુજે એમ,
દીઠો વરુ દાદલો, જાડેજા લાખાની જેમ.
ભીમોરે નજ રાજ ભલો જેતપરે સાંપરાજ,
અડીખમ દાદો આજ, ધરપર નાગેશ્રી ધણી.
જોયા અડીખમ જગતમાં, પડીયલ કિલ્લા પ્રજરાણુ,
(પણુ) જશના ખૂંટા જોરાણુ, (તારા) ડગશે નહિ કેદિ દાદલા.

(દોહા) પૂંજબાપુ રાજુલા

મોટપ તજી મનથી અને દર્જનથી રહે દુર.
ભક્તિના ભરપુર પ્રખર ભગત પુંજલો,

શ્રેષ્ઠ ભગત શિરોમણી શ્રેષ્ઠ મન સરદાર,
પુંજો બાએણાપતિ કહીયે અપળાનો આધાર.
સાધુ બ્રાહ્મણને સંતજનો અતિથિને આવકાર,
ધરમસ્થંભ રાજુલાધણીજેને કાળીંગો નકરેકાર.
સંસારમાં રહીને સંસારનો વેંડા ન લાગ્યો વા,
કાળજુગવાળો કવા તારે પડખે નાંખ્યો પુંજલા.

(ચલાળા)

ઉથાપ્યો વેપાર અલ્યા વાળ્યો પ્રેતા ઠીક
ભાણાદુઃખ કાપ્યા ભગત આપ્યો સુખ અધિક
દાનાહર હાકલ હિયે તાં કાળીંગો કંપે
ભાણા તું ભેટે લાખે ન આવે લોમાઉત

આવા વિર પુરુષો ભકતો અને દાતારો એતો દેશની ભુજાઓ છે એની કિર્તી એના યશનું વર્ણન કરતાં પર ના આવે.

ગામ : પાળીયાદ ખાચર મોતીભાઈ ચાંપાભાઈ તથા ભોજભાઈ મોકાભાઇ ખાચરનું

(ગીત)

કહુંભોજ મોકાતણોહેકકાઠી કમી ભુપ સૌ સાંભળીથાવભાથી,
તપાસો ખત્રીવટરાણવિસળતણી હાથીયા નમાવણ ભોજહાથી.
જોરવર જમીકજ રાણપર જીવલો મચાવ્યો ધંધ ધુકાણ માતો,
ઝાટકે આફળી ધરે કીધી જમીં જબર થઈ રખે કુળ ધરમજાતો.

ક્ષત્રીવટસાચવી મોટ ગઢખાચરે આટકયો ટીકરે ફોજ આણી,
માળીયું જસારું નાગતણું મુળવે ધમકમાં કર્યું લઈ ધુળધાણી.
તેગપકડયા વિના ધરા નહો ટકે દણી પર ટકે ક્ષત્રીવટ દેગે,
સમીયાણે જવો કલે માંડી સમર ટકાવી ક્ષત્રીવટ ભૂપ તેગે.
બરાસક આટકયો જમી જાતો બહુ નરપતિભીમગઢભડયોનાજો,
ભારથે ભીમજેમ રામવાળો ભ્રમ્યો તરત ન બતાવું ખેલ તાજો.
ભોજ મોકા ધરે ભોજઅણીયાભમ્મરકિર્તીનાભોજથીસરેકાજા,
પરજ શું પાળતલ કરે માટી પણા રામહર કમાટી નોય રાજા.
ભાયડા હોય તે ક્ષત્રીવટ ભજાડે વાંકડા રખે ધર મરદમાટી વટે,
પટાળા જયાં નાહોર પાકે ધણી પાળેશરે એમ રાખે ધરમ.
મહરનાટા ળતલ ભુપ મોજો પાથવા વરણુને મોજ દઈ પાળવા,
ભોજહર ભલાથી ભલો ભોજો

(સેલણા, ભમોદરા, જેનાદ, મેંકડા તથા આગરીયા)

કાઠી ખુમાણોનું સમસ્ત

(ગીત)

પ્રગટ ભુપ થયા પૃથ્વી પર દવે હું ભલભલા જાણી દાખું,
ભોજ વિક્રમ ઉજેણે ભુપતિ ભલો તો દાદવો ગણી ભાંખુ.
કચ્છ વાગડ મધ્યે ભુપલાખો કહાં ભવણમાં હોમીયો દાતાભારે,
ભુજમાંજ્યલતોજબરદાતા ભણોપાથવાતણા બેડા તોકીયાપારે.

ગોલણનેભોજ બે ભમોદરે ગઢપતિ કરમીયાપાટ આઘાટકરમી,
નંદ ઓઘડ તણો ખુમાણો નરપતિ ધરા ટકાવણ એય ધરમી.
છેલણે વસરાજનંદ બે સાવભલ પરજમાં ભાળીયા ભીમ પીઠો,
મેંકડે ભગોતો રાંકનો માળવો દત્તા ઉગમાલતો જેઆદ દીઠો.
ગંગાના નીરતો ગોલણો ગણી જે દણી પથ સગાળરોભૂપ ડાયો,
મેખીયું હેમરા દાનદેતો મરદ સાવભલ નવેખંડ જશ છાયો.

ગામ : કુંડળ અમરાભાઇ પટગીરનુ

(ગીત)

પંખાએય મોટા જબ્બર થારોપનો ભલપરા ડોટ મનમોટ,
સતણ મૂળતણા પટગીરે સાવભલ સકવી યારા દાળદર કરે છેટ.
પાણીયાધણીઆકાયરાપણપ્રગટપીયાતેમજમાડશ ઘણા પાંતે,
મરદ મળતા તકે માન જાજ મળે ખટવરણ તણા દુખટળે ખાંતે.
બરદ સાદુળરા અંગ જોયા બધા કીરત લેવા કજુ બાંધ કમરા,
ગુણીજન ભાળતાવળેકંઈકગુંચણ ઉજળુ તું થકી કુળ અમરા.

(ભીમોરા દરબાર શ્રી સેલાભાઈ જીવાભાઈ ખાચર)

(દોહા)

કંચન દત્ત દેવાકરણ પ્રગટયો તું પાટે
રાજા રાંકાટે સંકટ નો જાય સેલીયા
લીધો તો લાખા હર ધણી કોડ ધજ ઠેકાણ
કુંઢીથી કુળભાણ સકવાન રીઝે સેલીયા

(આંબરડી ભગુમામાનું)

(ગીત)

પટે હાથનાખી પ્યાગ બાંધી, પ્રબળધમકમાં અર્યાદળ દિયે ઢાળી,
હાકલે હજારુ તેગ લેતા હથે ક્રોધાળો ભારથે નાગ કાળી.
હુકળે દાખીયા ન કો પાછો હટે લોંઠકા અખાડે લોહલાઠી,
વાઈખાગ ડાઢથી વાઢ દેતલ વકરકેશરી જોધ પરમાર કાઠી.
પટાળો ભડે ભગમાલ સામે પગે ડાંખરા ચોગણો ચડાદાખે,
ધખ્યો વેરા સરે કરતલ ઢાહરો રાણુરો ચાર જુગ નામ રાખે.

રાજુલા દરબાર ધાંખડા ભાણુભાઇ ગીગાભાઈના

(મરશીયા દુહા)

તને મળવા ગીગાતણા મન ચોંટેલ મારું,
(તાંતો) સ્વર્ગ લાગ્યું સારું ભૂપત તૂને ભાણવા.
એકત્રીસ નવ પંચોતેરે ઢળીયો રાજુલા ધણી,
એ ઘટમાં ખાધ ઘણી ભણવી તારી ભાણવા.
બેંક બેલન્સ બુધ્ધિતણી તે હ્રદયમાં રાખ્યું રાણુ,
(એ) ભજમોટે ફોજ્યું ભાણુ ધરપર રાજુલા ધણી.
વડહથ વેરાટ સારીખો મોજદધી મેરાણુ,
ધજબંધ રાજુલા ધણી ભૂપત ઢળીયો ભાણ.
ધૂનાગર રાજુલા ધણી ગીગાણી ગુણ જાણ,
પટાધર બાબેણા પતિ ભડ આથમીયો ભાણ.

મારા ને તારા મીલન નો તૂટ્યો ઓભી તાર,
પણ શોધ્યુ બધો સંસાર તોય ભૂપત ન ભાળુ ભાણુવો.
રોયા રાતે પાણીએ પુત્રને પરિવાર,
ઢળતા રાજુલા ધણી સ્વર્ગ સીધ્યુ સરદાર,
લાખુ ગાડા લેણુદેવી મારી પહોંચી પચ્ચીસ માસ,
(તોતો) વૈકુંઠ કર્યો વાસ ભૂપત તેં તો ભાણુવા,
અધવસ રહ્યા અમારા તૂને બીરદાવાના બોલ,
મરશીયા વાળા બોલ ભણુવા અમારે ભાણુવા.
જશભાઈ જાતો રહયો ભાણુ ગુણુરો ભંડાર,
ઢળીયો રાજુલા ધણી સોરઠનો સણુગાર.
મારાતારા મીલનના સુકાણાં બધા સરવાણુ,
હવે બાળુ કયાં ભાણુ ધરપર રાજુલા ધણી,
કવકાંટે તોળ્યા કંઈક સુવર્ણ જેમ સમ્રાટ,
(તાં) વધીયો ભાણુ વેરાટ ગઢપતિ જશ ગીગાઉત.

પાળીયાદ શ્રી દાનાભાઈ જીવાભાઈ,

(ગીત)

વિધિલેખ લખત । ભૂલી અણુવેળા–સરીતા જળથી દધીયરે,
સતજીવા જો કળવટ ચુકે તો પ્રજપત બોલ્યો નકે પળે.
નાયે ગંગ ન થાવે નિર્મળ, તો ધ્રુવ અચળપદ તજે ધરા
અમૃત તજી વીખ રાખે ઇદુ, તો હિન્દુ પાંત્રે રાણ હરા.

તરૂણ ઉગે ન ભાંગે તીમીર તો ધરણી શીર ન શેષ ધરે,
સુકવ થકી દત્ત દાનો ડગ છાત્રે તો કવિજન કીરત વૃથા કરે.
ના મરદ તણી સેત્રા નિષ્ફળ તો થાવે સફળ ન કદિ થરૂ,
મળતા મરદ મહા દુખ મટે પાન અસતરુ કરે પરૂ.
કળજુગમાં સમાપે કરમી મસતક લગી કવિ માગે,
પાજી બીજા વચન દઈ પલટે પણ દાનો પલટે વ્યોમ ડગે,

(દોહા)

અંધારે જનમ્યા અવર છત્રપતિ કંઈક છાના,
દિવો તું દાના જશનો પ્રગટયો જીવાઉત.
દાનો નોય દાતાર દાતાર તે દાનો નહિ,
દાનો ને દાતાર હોઈ ગુણ તુમા દાનડા.

( ચોટીલા દરબાર શ્રી ભોજખાચર )

(દોહા)

ગઢપત બાંધીને ગાંસડી ન ગીયો કોઈ નશાય,
ભોજલીયા કીરત ભણાય વહેવની સામે વાસાઉત.
માઠા પણુ મેલી કરી લીધો જશ લાકાળ
ભલો જીવ ભોપાળ ભૂપત રાખ્યો ભોજલા
સડ મેલી સરદાર બેઠા કંઈક ભૂપ બીયા,
નજભલ વડપણ નીયા ભડઅંગ તારે ભોજલા.

(પાળીયાદ રાવતભાઈ લખમણભાઈ ખાચર)

(દોહા)

ગઢ પાળે શઢ ગઢપતિ કાવો તુંને થાન,
(તો) જશ કર્યા રહેવા જાત રીયણ પરથી રાવત.
રીયણપર તે રાખીયો જલપ વાળો બાર,
ઠગે કેમ દાતાર લોભે લખમણ રાઉત.

અહિં જેતપુર ચાંપરાજવાળા વિશે થોડું લખું છું આ વાત ઇ.સ. ૧૯૯૪ની જણાય છે. વીર ચાંપરાજવાળો જેતપુર ઉગનાથ મહાદેવને શીશ અર્પણ કરી મહા શુરવીર રજપૂત વીર દુશ્મન સૈન્યપર ધસી ગયો હતો જેતપુરના લશ્કરને હાંક જેતપુરના કુમારની અપ્રતિમ વિરતા જોઈ અલ્લાઉ સેનામેં ઘાસના જેમ વાઢવા માંડેલ સુલતાનની સેનામાં હાહાકાર મચ્યો. ચાંપરાજવાળાના એ રૂદ્ર સ્વરૂપ જોઈને ક્ષોભ ગયો અને સુલતાનના લશ્કરમાં ભંગાણ પડ્યું અને નાશભાગ શરૂ થઈ મહાભયંકર યુધ્ધ જામ્યું અને ભયંકર કાપાકાપી થઇ બંને પક્ષના યોદ્ધાઓ રણમેદાનમાં લોહીથી રંગાયેલા જણાય છે કેટલાક વિરોના શરીરમાંથી લોહીના ફુવારા છુટે છે. અને આંતરડા બહાર લટકે છે ત્યારે કવિ કહે છે. કે

(દોહા)

ઢોલ બજતા ધડ લડે ગાન અપ્સર ગાય
પટાધર ના પોંખણા સ્વર્ગે સામૈયા થાય,
સાંપા છબી સનમુખ કહુ અરકવંશ ઉદાર.
સુદ જેતાણા મહિપત આવી જટ ઉગાર,

વીર ચાંપરાજવાળો જેતપુરથી લાઠી સુધી દુશ્મન સેનાને ભગાડી રણ રોશમાં પોઢયો. મહમ્મદ તઘલખ બીમાર પડયો અને ગોંડલ ચાલ્યો

ગયો સુલતાનની બીખી તેમ શાહજાદી દીલ્હીથી આવ્યા અને કહેવાય છે કે એક દિવસ માલણ ચંપાનો ગજરો બનાવી સુલતાનને આપવા આવી સુલતાન ચંપો નામ સાંભળતા બેબાકળા થઇ ગયો અને ધ્રુજી ઉઠયો.

ચાંપરાજવાળાને અને રજપુત વિરોને શુરાતન ચઢાવનાર ઢોલી જોગડો હતો જયાં સુધી શરીરમાં પ્રાણ રહ્યા ઘવાયો લોહીના ફૂંવારા છુટયાં ત્યાં સુધી જુજાર નગાડું બુમીયો વગાડે રાખ્યો ત્યારે કોઈ કવિએ કહ્યું છે.

(દોહો)

આગે છેલ્લી ઉઠતો પેલી ઉઠયો પાંત,
ભુત્રામાં પડી ભાત જમણ અભડાવ્યું જોગડા.
શંકરને જડયું નહિ માથું ખળામાય
તલતલ અપસર તાય જે જંગ મચાવ્યો જોગડા.
પારાતર પોગ્યું નહિ ધરપખ ઘોમલગી,
વળગ્યું ધજવડને જુધ્ધને ટાણે જોગડા.
રાંપીનો રાખણહાર કલભા લઈ વેત્રણ કીયા,
વીજળતણો વિચાર જાણ્યો કી તે જોગડા.

જ્યારે ચાંપરાજવાળાનું માથાવીણ ધડ લડયું ત્યારે ત્યારે આ કવિએ દુહા કહેલ છે.

ઘણાખરા જૂના દુહા અહિં લખુ છું.

(દુહા)

કમળવીન ભારથ કીયો દેહ વિના દીધા દાન,
વાળા બે વિધાન ચાંપા કોને ચઢાવ્યા.

સરહુ સાજે પ્રાણ હુબતીયું હુલે કરે,
માંગે એવા મસાણ અવળ એભલરાઉત.
ધીંગુ ઘેરડી સરસ રાઉત વારે,
કર પ્રેરણી પવેત ઉઠ એભલરાઉત.
પતશાહે પત ગઢીયા પોપ પાછા જાય,
ચાંપો છે એમાંય ઉઠે એભલરાઉત.
જો જેતપુર જાત ગુજર ગઢ છાંડે કરે,
તો ચાંપો ચેરોગાત અણુહલ વાડે એભરાઉત.
ધુસક ઢોલ ત્રણેહ કાયરનર કુદે ગીયા,
વાળા વાય ખાગ તું આથમીયો એભલરાઉત.
આજ અહી અવનીસરા સુરહોત ઉગ્યો સુર,
એભલ ઘેર કુંવર આવ્યો પેઢી તારણ પુર.

ચાંપરાજવાળાનું માથા વીનાનું ધડ લડવું. મહમ્મદબેગડો આ દ્રશ્ય જોઈ ને કહે છે, વાહ, ચાંપરાજ વાહ, આ વખતે ચાંપરાજવાળાનું ધડ ચારેય તરફ હબસી વિગેરે ભયંકર પડછંદ યોધ્ધાઓથી ઘેરાઈ જાય છે. ચાંપરાજવાળાની તલવાર મુઠમાંથી ભાંગી જાય છે. છતાં નીરાશ થયા વિના બાદશાહના હાથી ઉપર હુંમલો કરે છે બાદશાહ ગભરાઈને કહે છે. "યા ખુદા સુભાન અલ્લા બચાવ" ત્યારે સજ્જન ચારણ ચાંપરાજવાળાને કહે છે તારી તલવાર મુઠમાંથી નીકળી ગઈ તેમાં લુહાર મીનાણીનો શું વાંક. તે જે મહાભુજબળથી તરવાર ચલાવી રહ્યો છે તેથી વાંક તારો છે. ચાંપરાજ વાળાનું ધડ અહરાપણુની દળમાં હાહાકાર મચાવે છે.

(દુહો)

વાળા ન કરીયે વિચાસ અસમસ ઉજડીયો તણા,
પણ વાંક વિણાણીનાય વાંક તમણો વાસાણી.

ઢાખથી નાનાકુંવર શેલાતવાળા મોટાભાઈ ચાંપરાજવાળાના રણશૈયામાં પોઢેલ છે તે જાણી જેતપુર જવા રવાના થાય છે.

(દુહા)

ચડી વાટ ઘોડે ચડી ધરપર સાંભળ ઢાંક,
ઉફડ કી નય ઉપડયો અજબ સેલાઇત આંક.
આઠ પહર અળ ઉડતા રજકણ ધર રણધીર,
મનોભીમ પગ મૂકતાં ધગત રોમ રૂધીર.

(દોહા)

સબળ કોઇ થીયો કે થશે ભુપ દિયો ભરથખંડ,
કવિઆદલ શંકા કરે ચાંપોસમ સવખંડ.

આ યુધ્ધ પાંચપીપળા ગામે થયું જણાય છે. આજે પણ તે ગામે રણ-ભૂમિની જમીન બિનખેડાણ રહે છે. શાહજાદીની કબર પણ ત્યાં છે. ચાંપરાજ વાળાનું ધડ તલવારથી જે સંહાર કરે છે ભયંકર અહરાણદળમાં હાહા-કાર વરસાવી દે છે. ચાંપરાજવાળાની જન્મ તીથી ઈ.સ ૧૨૬૭ સંવત ૧૩૨૩ અને વીર ગતિ ઈ.સ. ૧૨૯૨ સંવત ૧૩૪૮ જણાવે છે તે વખતે જે ઈતિહાસના ગ્રંથોના લેખકોની માન્યતાઓ પ્રમાણે જેતપુરનું યુધ્ધ અલ્લાઉદ્દીન ખીલજી અને ફીરોજશાહ તઘલખના સમયનું મનાતુ ચાંપરાજ વાળાના ધડ જે તલવારથી દુશ્મનોનો સંહાર કરે છે તે પ્રસંગને કવિ ભાદરનદીને મુખે વર્ણન કરે છે.

(દોહા)

ભદ્ર કહે ધન્ય રૂપ ભુપ, યુદ્ધ ખેલખેલ રાખ્યો અનુપ કા
કલરવ રવે પંછી કહનંત ખળખળાટ જળા જયો દેત ખંત

અર્થ : બાદશાહના હાથીઓ ઘવાણા અને મલેછ સેનામાં ભંગાણ પડયું અને લોહીથી ભાદરનદીનું પાણી લાલ થઈ ગયું.

(દોહા)

ભદરાય ભારા રક્ત ભરેલ રત જવાળ મુખ ગીર હતી રેલ,
વીર હાક રછકક કર્યાં વિમાન દો ગણો ધૂંધળો દિનમાન.

ચાંપરાજ વાળાનું ધડ લાઠી ધરાશાઈ થાય છે. લાઠીના ગોહીલ રાજવી-ઓએ પુજા, સન્માન, સામગ્રી મંગાવી ભવ્ય અંજલી અર્પે છે.

(દોહા)

ત્રીય લોક ઉજાળણુ માતતાત બંકાય કરી અખિયાત બાત,
શ્રીફળા વ્રત ચંદન સજાય ભડ ક્ષત્રિ ધરમ ઐસે ભજાય.

જેતપુરમાં જ્યારે થાણાદેવળી સ્ટેટ જુદું પડયું ન હતું ત્યારે થાણાદેવળી દરબાર શ્રી અમરા વાળાના દાદા શ્રી મેરામ વાળા જેતપુર રહેતા ખૂબ વિષ્નુ ભક્ત રાજવી હતા સને ૧૮૭૬માં કોટેશ્વર મંદિરપર મેડી બંધાવી ત્યાં નવેસરથી ઠાકોરજીની મૂર્તિ પધરામણી કરી આ રાજવી વીરોના કોઈ કવિએ દોહા કર્યા છે તે નીચે મુજબ લખુ છું:

(દોહા)

સોહડ ભડ હરસા સતણુ સ્થંભ મેરું ન થાત,
(તો) અધિકારને આબરૂં જેતાણેથી જાત.
ભક્તિરસ ભરપૂર જેતાણે ગોરખ જસા,
લગની લાલ હજૂર મેરું સમવડ મેરવા

પીપા ધરબે પાંદડે નરસિંહ ફાલેનેક,
એવી ભક્તિ એક મહારચાવી મેરવા.
તું ઉપર હરસાતણુા મોહનવાળી મેર,
લાલજીના લીલાલેર મંદિર તારે મેરવા.

આ રીતે થાણુાદેવળીના શ્રી લખમણુ વાળા રામાયણુના ઉપાસક વિદ્વાન રાજવી હતા અને કુશળ વહીવટકર્તા હતા. સંવત ૧૯૫૦માં જેતપુરની પાંજરાપોળમાં દરવર્ષે એક લાખ પૂળા ઘાસ થાય એટલી જમીન આપી હતી. સંવત ૧૯૫૫માં રામજીમંદિર તેમ નદીનો પુલ બંધાવી વીસ હજાર રૂપિયા ખર્ચ કરેલ. સંવત ૧૯૫૬માં ભયંકર દુષ્કાળ પડતા પાંત્રીસ હજારનું (૩૫૦૦૦)નું અનાજ ગરીબોને ખવરાવ્યું હતું. રૂપિયા ૩૫૦ (ત્રણુસો પચાસ) રાજકોટ પાંજરાપોળને આપેલ જેતપુરમાં ૩૫,૦૦૦ ની કિંમતનો દરબારગઢ જયહિંદ પાઠશાળા કરવા આપેલ. રાજકોટમાં લેબોરેટરી કરવા રૂપિયા ૩૧,૫૨૨નો ખર્ચ કર્યો હતો. તેઓશ્રીનો ન્યાય ધર્માદો ખૂબ જાણીતો હતો. વળી થાણાદેવળી દરબાર શ્રી રામપુરાના રામજીમંદિરના સંત શિરોમણી મહંતશ્રી રામદાસજીને બહુ માનતા હતા. અવારનવાર દરબાર શ્રી રામદાસબાપુને ત્યાં થાણુાદેવળી બોલાવી કુટુંબકબીલા સહિત ખૂબ સેવા કરતા અને તેના આખા કુટુંબને રામદાસજીબાપુ પ્રત્યે ખૂબ આસ્થા ને ખૂબ શ્રદ્ધા હતી.

(દોહા)

તપધારી જેતાણુા તખત નિર્મળગંગા નીર,
આયો વંશ ઉજાળવા ધર્મરાજ લખધીર.
દત્તથળ થાણુાદેવળી સબરાજનકો શિર,
જૈતાણુી કુળ જબરમેં રાજ કરે લખધીર.

એકી ડોરે બાંધી અજ્યા ઉટાકિયા અમીર,
જેતપુરાથારે જસે ધરરુંધી લખધીર.

વળી દરબારને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે સંતરામદાસજીના સેવક આહીર નાજાઆજા જે રામપુરાના રહીશ છે તેને બોલાવી કાંઈ પણ કામ હોય તો તેની મારફતે રામપરા રામજીમંદિરના બાપુ રામદાસજીને કહેવડાવ.

વળી રામપરાના સંત રામદાસબાપુ ઉપર કાતર દરબારશ્રી જેરુભાઈ ઉર્ફે અમરુભાઈ એ દાભાઈને પણ ખૂબ શ્રદ્ધા હતી. તેણે રામપરામાં સ્વ. રામદાસજીનાં ચરણપગલાં પધરાવીને રામપરા રામજીબાગમાં મંદિર સામે એક મંદિર બંધાવી દીધેલ છે. વળી રામદાસજીબાપુ દેવલોક પામ્યા પછી તે ગાદી પર મહંતશ્રી રામરક્ષાદાસજી આવ્યા. તેણે વિષ્ણુયજ્ઞ કરેલ તે વખતે મેળામાં પુષ્કળ માણસો થવાથી પાણીની બહુ તંગી પડી. ઉનાળાનો દિવસ એથી યજ્ઞમાં આવનાર માણસો તેમ વાહનોનાં પશુઓ બળદ ઘોડા વગેરે પાણી વિના મુશ્કેલીમાં મુકાઈ ગયેલા ત્યારે આગેવાન માણસોએ મહંત શ્રી રામરક્ષાદાસજીને કહ્યું કે નદીમાં તેમ વીરડાઓમાં પાણી ખૂટી ગયું છે. પશુઓ તેમ માણસો પાણી વિના મુશ્કેલીમાં મુકાઈ ગયાં છે. હવે શું કરવું? કૂવાઓમાં પણ પાણી નથી, ત્યારે સંતશિરોમણી મહંત રામરક્ષાદાસજી બોલ્યા કે, ધીરજ રાખો. ચિંતા કરનેવાલા ઉપર બેઠા હૈ ઔર રામદાસજીબાપુ કે પ્રતાપ સે ઔર લાલજીમહારાજ કી દયાસે પાની આ જાયેગા નદી મેં પાણી પીના ઔર નહાના, સબ કુછ હો જાયેગા. જ્યાં થોડી વાર લાગી ત્યાં કમર સુધી પાણી આવ્યું અને માણસો આ ચમત્કાર જોઈ બહુ જ ખુશી થયા. એવી જ રીતે મહારાજ શ્રી રામરક્ષાદાસજી દેવલોક પામ્યા પછી તે ગાદી પર રામપરા રામજીમંદિરમાં રઘુદાદા નામના એક મહંત આવ્યા અને હાલમાં પણ તે મહાત્મા અવરનવર ગામ લોકોને લઈ હરદ્વાર, બદરીનાથ, દ્વારકા, વગેરે ધર્મસ્થાનોમાં લઈ જઈ ધર્મનો ઉપદેશ આપી સુમાર્ગે ચલાવે છે.

દરબાર ભોજપુમાણ (ગામ : અમોદરા)

(ગીત)

મયલ પડયો સપનોતરો હુકમ મહારાજનો,
આગે કળિયુગ વળી જમાનો આજનો;
લંપટ વારો જેને ન છાંટો લાજનો;
દુષ્ટ આગે અને ભરેલો દાત્રનો.
આવ્યો ભોમીસરે ભાર ઉતારવા,
પશુંઘટ મનુષ્યને પારવા પાડવા;
ધણી ત્રિલોકનો અવાયુ ધારવા,
મોકલ્યો અધોરી જગતને મારવા.
હાંક માર્યા ભેગી મેદની હલબલી,
કરી કોઈ જાતની આવતા કલબલી;
હાકા બાકા મોટા ભૂપ થડકયા હલી,
ભેંકારી આત્રીયો કરે વા અણુભલી.
મનુષ્ય તરફડે જેમ જળ વિના માછલી,
પી ગયો રધીને આગલી પાછલી,
કાસુ, પિત્તળ, તાંબુ ધાત રહી નહીં કલી,
કમરમાં લંગોટી હાથમાં કાછલી.
ઘરોઘર રાંક થઈ ભીખ માગે ધણી,
ધરા પર રહ્યો નહીં કોઈ કોઈનો ધણી;

ગણતરી કરું તાં વાત, નાવે ગણી,
દેવ કોપ્યા હવે કેમ નભશે ધણી;
ગેબનાં નગારાં, કાળનાં ગડેડે,
પણ ગનો આભથી એક ફરું પડે;
ઢોર ગૌ ભેંસ તે કયાંય ન રીયા ધડે,
સોવાણી મેદની ચડી જેમ સુપડે.
થાનકે ગામડાં ઘણાં ઊજડ થયાં,
ગોળે વળતા બધા સડક માથે ગીયા;
ત્રિકમ ને પાવડો હાથ લીધાં તિંયાં,
રાતદિ મજૂરી ધણા કરતા રીયા.
દુની તણી ડોક માઠી આવી દશા,
ખલકની ડોરથી પ્રભુ હવે ખસ્યા;
નર ને નારીએ ઘણા પડીયા વસ્યા,
બોકાસા નાખાતા મેલ્યા, જંગલ બચ્ચાં.
લીંબુ દો દો જેની મુંછ પર લટકતાં,
ચાલતા મરડમાં ઠરડમાં અટકતા;
ઊંઢાઢળ હાલતા કયાંય નહીં અટકતા,
ભૂંડે હાલે થયા દેશમાં ભટકતા.
પાટણે ગામડે ઘણાં ધાડાં પડે,
લૂંટવા માલને સામસામા લડે;

ચાલતા મારગે શીશ ઠેબે ચડે,
રાંકનાં તુંબલાં રાનમાં રડવડે.

હોય નહીં કોઈ દિ' ન કો આવી હવી,
નીપજી વાત આ તો કાડે જોતા નવી;
ટેકા લઈ ગઈ જ્યાં આજ ઘરઘર તની,
શામવી દિવાળી કેમ કરી સાંધવી.
લખ્યાં જે વેદમાં હતાં પળીયાં લખત,
રહ્યું નહી જગતમાં કોઈ રખતારખત;
ફૂટી બદામ ન રહી કેના ઘરમાં ફક્ત,
વેચાણો દમડે ઉંટ આવી વખત.
કાળે લઈ દેશ નાઘેર ઊજડ કર્યો,
પ્રથમના ભાગમાં ન્યાંથી પરવર્યો;
ઘડ્યું તોડીને રેંટ વચમાં ધર્યો,
ફોજ લઈ પ્રાચિએ સાત આંટા ફર્યો.
ઓખો બરડો તેમ ચડાવ્યા ઉરમાં,
પડયો હાલાર વચ્ચે આવતા પૂરમાં.
ચાપ્યો મલકને થયો ચકચૂરમાં,
તોડિયો હળવદ, ગ્યુ આકના તૂરમાં.
પછી ગોંડળ, મંડી બુમાડા પાડવા,
જનાના ન્યાથી હલાવ્યાં ઝાડવાં;

ન રીયો બળદિયો કોઈને નાડવા,

ત્યાંથી માંડયો કચ્છમાં ત્રાડવાં.

ગજવી ભૂજ ને મારવાડે ગીયો,

થાનકે થાનકે વધુ હરાડો થીયો;

લોટો જોટો કરી માલ સિંધનો લીયો,

કરાંચીએ જોર મુકામ જબરો કીયો.

બંદરના વહાણને માંડિયો બોળવા,

ઢંઢોળી દેશને મંડયો ધમરોળવા;

વાસના રહી નહીં લોકોને વરોળવા,

ત્રાજવે રહ્યું નહીં વણિકને તોળવા.

ગાળે વઢવાણને લાગીયો ગુંજવા,

ધ્રાંગધ્રા, લીમડી માંડિયા ધ્રૂજવા;

રેહે ભર્યો રીસનો ન દીધા રૂઝવા,

ભયંકર આવીઓ મલકને ભૂંજવા.

પાલીતાણા તણા ઊતર્યો પાટમાં,

ઘણીવેળા થંભ્યો શેત્રુંજાના ઘાટમાં.

હીરા માણેક જોયા ખજીના હાટમાં,

ત્યાંથી ભાગ્યો પછી ઉચાટમાં.

ફોજ લઈ ભાવાણે પરવર્યો ફડકમાં,

ધીરો પડયો કયાંક લાગ્યો ધડકમાં;

ભાવસિંગે દ્રુગની ઉડાડયો ભડકમાં,
ચીન સાહેબે ઘણો રોળીયો સડકમાં.
બાર રાખે ત્યાં કરે નહીં ખાવડો,
દશગાવમાં માણસનો બંધાણો દાવડો;
કાંઈ કાળનો ભાર નહીં આવડો,
પ્રાસટ બોલે રોગી કોદાળી પાવડો.
લઈ હથિયાર ને કાળ શું લડત નહીં,
શૂરા, કાયર બંને કાગળે ચડત નહીં;
નફટ વારો આવ્યો કોઈ દિ' નડત નહીં,
પારખ્યા સુમ દાતારના પડત નહીં.
ન બેઠા કીર્તિ તણા જે નાવમાં,
ડૂબીયા સાબદા બધા દરિયાવમાં;
ડોડ રાખી રીયા કવિ શું દ્વાવમાં,
ભૂપ માઠા ખપ્યા સોળના ભાવમાં.
આગુના ભાગ્યા થા કર્યા જે ઓરડા,
ખાધા કાળે બધા સુમના ખોરડા;
ધૂળધાણી થયા હતા જે ઢોરડાં,
છપનના મેળમાં રજળીયા છોરડા.
દાળોવાટો કરી પરવર્યો દેશમાં,
રીયો ભૂખ્યો એમાં ભરાણો રેસમાં;

ખડતલે ઉડાડયા કંઈકને ખેસમાં,

વાડ કાઢી મધ્યે આવીઓ વેશમાં.

ઠોર ઠોર હુકળી ઉઠીયા ઠાકરા,

આયુધ બાંધ્યા બધે કસીને આકરા;

પોર આઠે ચડે રંધાડા પાકરાં,

જૂજવી જાતના શાકના જાકરા.

રીયો ધોબા ધણી અવિચલ રોટમાં,

ડોહલે કાળને ચડાવ્યો દ્દોટમાં;

સાબદો વીહળે કર્યો સમસોટમાં,

કાઢીયો મયલને ધરવી અનંકોટમાં.

ચરૂ ભમોદરે ધાનના ચડે છે,

ધાટા ત્યાં રસોડે રોટલા ધડે છે;

પીયાને ત્રણ ટક ધરમસાહ પડે છે,

ગઢપતિ ભોજરા નગારા ગડે છે.

દેહળો ભોજતણુ હાથ મુછે દીયે,

લાખનો પાળતલ જસઆંગત લીયે;

ઠાઠ કચારી મેં ગાન અવનવા થીયે,

દાદુરા કવિજન ગેહકીયા ડેલીયે.

ઓધડ હર હડુડે સધને આજરો,

લંગર ખળકે પગે કુળરી લાજરો;

શીયો ભેરે પ્રભુ જમાવટ રાજરો,
બારમાણુા જયાં પીરસે બાજરો.

ધપાડી કાળને ભાંગીયો ધાનમાં,
તોડીયા હાથપગ ચડાવ્યા તાનમાં;

રોળ્યુ શીશને સીંગલના રાનમાં,
ઉડાડયું ધડ તે ગયું આસમાનમાં.

ના'વે ભરતખંડ ક઼ાળ ફરી નશાં,
ખુમા અન્ન આપતો નકે પાછા ખસ્યા;

ઓધડ, દેશળ, લખો, રાણુ, સામત, અસા,
યુદ્ધમાં ભોજતણુ પાંચ પાંડવ જસા.

ગઢે કોટે ડંકા જસ જેનો ગડયો,
સતણુ ઓધડ આજ કરમ વ્યોમે ચડયો;

પડયા માથા તણા એમ દવરસ પડયો,
સરઠમાં ભોજરો અંબર પાણી ચડયો.

---

કાઠી દરબાર જીવાભાઈ ગામ– શાસઈ

(ગીત)

અડગ અંગ રાખે ધણા કરે આંબળો,
દડાસા કુડના દીયે દોઢા,

દાન ટાણું મળે તાં સુમના દીકરા,
સુરપ્યા ભૂપ્પલ્યા કરે ચોઢા.

વાત કરે ત્યાં અતિશય વાવળા,

પાટકાયું કરે ત્યાં વા પૂંભા,

ત્યાગને ખાગને મળે નહીં ટાંકણું,

ત્યાં અકરમી હણહણી રહે ઊભા.

રંગેલ ધોકા જેમ સજડોસજડ રહે,

રીજે નહીં પાવલા કોઈ રીતે,

કાળમીંઢ છીપરા જેમ છાતી કઠણ,

ગળે નહીં કવિશ્વર તણા ગીતે.

પ્રગટ કવિ તણું ન રહ્યું પારખ્યું,

ગળાના સ્વાદ વિના નકે ગાવું,

જગો મૂળરાજરો મળે નહીં જેતપુર,

રીણવાની સાંભળે કોણ રાવું.

રજક દાતાર નહિં બીલખે રાવતો,

પાવતો પીયાને રજક પાંતે,

રાણ દેવા તણો મળે નહીં રાજવી,

જ્યાં નથુ વાલગ્યો નાથ જાતે.

ચાંપો ચરખા ધણી મળે નહીં સારખ્યો,

નીપણા તણો મળે નહીં કયાંય નેઠો,

કરમીયા પાટ હરસુર નહીં કોટડે,

જોરવર બાબરે નહીં જેઠો.

જસદણ તણું રાજ જામ્યું જબર,
બેઠા રહે અફલાતુન બીંકે,
આલણ મહારાજનું તેજ બહુ આકરું,
ધ્રૂજતા બોલાય નહીં રાંક ઠીંકે.
આણંદપર ધણી પાંચાળમાં ઓધડો,
સાવ ભલ સરધાર ધણી સાચો,
જબર ખુમાણુમાં નજર નાખી જુવો તાં,
વહી જે સેલણાં ધણી વાસો.
અમને ગીતનો ખપ ન મળે જરી,
જૂનાગઢ આંધળું તરક જાણો,
ગુણના ગરાગ નહીં, ભાવનગરની ગાદીએ,
રીજતલ ગીયો વજમાલ રાણો.
નામરદા ઠાકરા તેની વાત કરતો નથી,
કરમ લાગે એની વાત કરતા,
આઠાની ઓળગે મોજ કયાંથી મળે,
માખણ ન ઊતરે નીર મથતા.
રીયાં નીર નવાણે ધરમ ઠેકાણે રીયા,
જીયાં ને તીયાં કુડ ને કપટ ઝાઝાં,
ન્યાય, અન્યાયની વાત કરતા નથી,
રીયા પણ એમના એમ રાજા.

ભલપરો આભરણ નામ રાખ્યો ભલો,
કીયો તો કીર્તિ જસ કામા,
ઠેબા હર કરમિયા પાટ કરમી થીયો,
નવે ખંડ રાખીયા અમરનામા.

---

આગરિયા દરબાર રામભાઈ ખુમાણ
(ગીત)

પ્રગટકુળ તારું દેખ્યું પ્રતાપી,
ધરાપર લાજરા લંગર ઢળકે,
વસુધા ઉપરે આબરૂ વધારી,
ભૂજાળા તુહારી કીર્તિ ભળકે.
હામ ને દામ વળી મોજ છે હૈયામાં,
દયામાં દિલ છે માન દેવા,
આગરિયા ધણી હું તુંકને આવીયો,
લાભ ને મોજ આનંદ લેવા.
ક્ષત્રિવટ દીવો તું વંશ ખુમાણમાં,
જાણુતલ કાવરા ગુણ ઝાઝા,
નીત હું રટું છું તુંહા નામને,
રીણું રી ભીડ ગઢ કાઢ રાજા.
ભાય છે તહાળે લખું આયો ભલા,
વાદ કોઈ કર નહીં તમોવડિયા,

વરસ વીસની તું હાળી વંકડા,
પ્રથી પર જસ ડંકા ચડીયા.
કમી ભાણ જોગા થયા તુંહારા કુળમાં,
ભૂપતિવેણુ સત કવ્યાં ભાંખે,
છોટા પણ બચ્ચા હોય ભાસ એ સિંહનો,
નીમજી પંજા ગજ થાપ નાખે.
સિંહ છો તું ભડ જીવા સતણ,
સકવની તું મળેં ભીડ છાંડે,
આપ કીરતિ કરીઓખ્યા કવિ આવીયા,
મુંછ પર રામડો હાથ માંડે.

---

દરબાર રામભાઈ હરપાળભાઈ (ગામ કોટડી)

(ગીત)

સારા જાણું છે કાવ્યરા ભેદ, દિલરા ઉદાર સારા,
કીરતિરા હાર કરી પહેરનારા કોઈ,
પાથવારા પાળનારા દિલરા ઉદાર પેખ્યા,
અસનરા આવે કવિ દાતારાયે જોઈ. ૧
સુકવ્યારા હીયોળારા સુરજુને જોયા સામું,
બોલે કોકીલેરા સુર અંબે કેરે બન,
ભમરા બેચારા ફૂલરા સુગંધ છૂટે,
માગણાંપે ખુશી થાવે રામડાનાં મન ૨

ચોમાસારા બુંદ્દારા ફુવારા અદગા છૂટે,
મયૂરા બપૈયા મન મેઘમાથે મોય,
શ્રોવગરા દાદુરારા હુલાસરા હોય સારા,
હૈયારા મોજરા થારા કવિ માથે હોય. ૩

અથદિ કુળરાબ્રહ ભુપદારનારા અંગે રંગે,
એક દિલવાળા કવ્યા અંદારાણુા,
ભૂપ હરપાળ નંદા સામજી હંમેશ ભેરે,
ભરા હળા રૂપરામાં બાબેરણુા ભાણુ. ૪

અપળાને પાળનારા વરુ કોટડી તખત આયા,
જસ વોરનારા જેઠવા સારા સુજાણુસારા,
લાજરા દત્તાંરા તારા કવિયા વારણુા લેવે,
મોજરા ઉદ્દીરામા આઠમા મેરાણુ. ૫

---

## શીદુર લખમણે બેપારીયા (મીઠાપુર)

### (દોહા–મરશિયા)

કાઠુ માણુાનું કાપતા હરિ કે હાલ્યો હાથ,
સૂબો ઢળ્યો સોરઠનો નમેરો થીયો નાથ.
પનંગ રોયો પાતાળ, ને દશે રોયા દિગપાળ,
માણુા જાતાં મલક રોયો હસ્તનાપુર પડી હડતાળ.

વન રોયા વનડા તણા, ધાંતલ માં ઢાંકેલ,
ખડકતલ ખાગેલ, ધણુરાખણુ ફકરો ઢળ્યો.
બોડી બાબરિયા વાડ, ભાલાળી ભજશે નહીં,
ધીંગી ફકરો ઢાલ, માયાણી મળશે નહીં.
આયુ આશિષો દિયે, સોવડિયાના શામ,
જીવે બોંતેરના જામ, પાંડવ ધ્રુજે પાતલા.
નાદ્દારાની થાય નહીં, નહીં ન મોઢે નૂર,
સારાની શીદુર લાલચ લખમણ રાઉત.

---

કાતર દરબાર જોરૂભાઈ ઉર્ફે અમરૂભાઈ ઓઢાભાઈ

(દોહો)

તાઠ ઓઢા કાતર તખત વીત્યું સ્થાન વિરામ,
જાસણુ નિભાવે જોરવા (તારુ) નરપત પાડયું નામ.

(ગીત)

પ્રથી પીઠ કડકયાં અને પાપ વાયો પવન,
નથી કયાંય જગતમાં ન્યાયનીતિ,
કાળબળ ચલાવે રાજ આજ કાંગલા,
રાજની આવડે કેમ રીતિ.
અકરમી છતાં અંધ ગાદીએ આવીયા,
ચાર વરણુ ભેળવી કર્યા સરખા,
ઘડામાં અમરસ લીંબરસ ઘોળીયા,
પડે કેમ જાતની! પછી પરખ્યા.

વચન સંપટ ને હેત જેની વૃતિ,
                    એવા નમુંછાને કદી શરમ ના'વે,
વાહ વાહ કરી જ્યાં તાળિયું વગાડે,
                    એહને મોજતો કેમ આવે.
અહો હો જમાનો ભયંકર આવીયો,
                    જાસવા કવિને હવે કયાં જાવું,
સમજે નહીં વેણુ શું કવિનાં ચિત્તમાં,
                    આતો ગીત જેમ પાળીયા મોર ગાવૂં.
વૃત્તિ કંજુસ ને કવિ સંગ વેર છે,
                    છત્રપતિ ગીયા કંઈક બિરદ ચૂકી,
બાપદાદા તણી યાદ નહીં બદનમાં,
                    ત્યાં શું રહીયું બસ વાત ટુંકી.
હાલતા વિચારો તાં હોલાની હાક થઈ,
                    ઇ બોલ પર કંઈક વિશ્વાશ બેઠા,
બારીક નજરથી જોયું બાબેણુમાં,
                    જ્યાં પાહ નથી કળીનો હજી પેંઠા.
ચિતવે નરપતિ કલ્પતરુ શારખ્યો,
                    મળતાં દ્રવ્ય આપતલ ફળો મીઠાં,
સંબંધને જાણુ અને સુકવને સાંચવે,
                    એવા ડઢણુ ભડ ભૂપ બાબેણુ દીઠા.

હેતવાપાળ હજી વંસ હનુમાનરો,
વિહારણુ દુઃખડાં વરૂ વેલો,
અધપતિ યાચવા તું કને આવીયો,
પાથવા પાળતું નંબર પહેલો.
ઘણી કાતર તણા વાત બે ધરપતિ,
સુણે ઓઢા તણા ભુપ છોરુ,
કીર્તિ સાંભળી આવીયો તુંક ને,
જબર ભડ બાવડું પકડ જેરૂ.

---

કુંડલા ખુમાણુ રાવતભાઈ રાણીંગભાઈ ના મરશિયા

(દોહા)

આથમીયો કુળ આદિત ધરપર ખુમાણાં ધણી,
પરજે પારસમણિ રાજા ઢળિયો રાવતો.
સો વાતું રાણીંગ સતણુ તું સમજતલ સુજાણુ,
(પણુ) ખોયો મેં ખુમાણુ ધરપર કુંડલપર ધણી.
કાઠી કુળ તણો તું દીવો હતો દહીંવાણુ,
રજક દિયણુ રાવતો ખોયો મેં ખુમાણુ.
આપણી ઓળખાણુ પલભરમાં થયેલ પ્રજરાણુ,
એ ખોવાણી ખુમાણુ રીયણુપર કાયમ રાવતા.

---

## ડેડાણુ દરબાર જીલુભાઈ હાદાભાઈ

(ગીત)

કરાફાત્તરા કલંગીફુલ સિંગાર ધરાકા ક્રમી,
મહાજોધ લાદી જંગી ભડાકા કમાડ.
ધડેડે બંદૂકા નાખ્યુ કાટકે ખાગરી ધરા,
અરી દળાં માથે ભાજ્યો ભરથે ઓનાડ.
ભુજંગી ભારથે ચડા ચડાવ્યા અરીકું ભાથી,
અજંગી ભડાકા બડા બોલરા અડોલ.
ક્રમીંયા લાજરા લેરી કાજરા પ્રચંડ કાવે,
બુદ્ધિ કા પ્રચંડ ધરે રાખતા હી બોલ.
ટેકરા ધારરા લેખ લાલરા ભાલરા તાદે,
દાનરા દીલેસ દેસ જાણુરા દાતાર.
અજાની પાંતર્યું જંગ હાથરા ઉદાર એડા,
વરંદા કીર્તિ દિલ કરંદા વિચાર.
જાજરા બુધીરા જીલુ રાજરા હાલાણુ જંગી,
ક્રમી એક રંગી દાદલેસરા કુમાર.
બડા જસધારી બંદા પ્રગટયા બીલંદ બંકા,
વંકા જસ ડંકા અમ્યા જાલંધરી વાર.

---

# શેઠ હરિદાસ નાગજી વ્હોરા

જય જય રાષ્ટ્રભૂમિને વંદું હું વારંવાર,
જનની તારા ગર્ભમાં રત્ન તણા ભંડાર.

સાંજનો ફૂલગુલાબી નીલ રંગ મનોહારી શ્યામલતામાં પ્રવર્તિત થઈ જગતના સૌંદર્યમાં વૃદ્ધિ કરી રહ્યો હતો. રામપરા ગામના આગેવાન આહીર દેગણ વાઘની બેઠકને ચોરે અફીણના બંધાણીઓ અફીણની પ્યાલી માટે પરવાના જેમ દિપક ઉપર આવે તેમ એક પછી એક આહીરો આવી રહ્યા છે. જેમ કે પક્ષીઓ માળા તરફ આવે એમ હંમેશના કાર્યક્રમ પ્રમાણે ડાયરો જામ્યો છે, આપો દેગણ ભાયાતોની વચમાં જેમ ચંદ્ર તારાઓની વચમાં શોભાયમાન લાગતો હોય એમ સોળે કળાથી શોભી રહેલ છે. તેના મોઢાના ચહેરા ઉપર પોતાની લાંબી મૂછોના થોભીયા ફરક ફરક ફરકી તેના ખમીરની ખાતરી આપી રહ્યા છે. તેનો ચહેરો સામા માણસ પર અનેરી આભા પાડે એવો દેખાવડો છે અને એની આંખો કેરીની ફાડ જેવી છે. ડાયરામાં ચારે તરફ બેઠેલ આહીર જુવાનોનું નિરીક્ષણ કરી રહી છે. પાતળીયું જીભુવાળા કવિઓ આહીરોની વીરતાનાં ગુણગાન કરી આહીરોને બિરદાવી રહ્યા છે.



(દોહો)

જલતી અગન જાણવો કઈ વેરાનો કાળ,
થડકે આભ થોભાળ તો દીએ ટેકા દેગણો.

આવી રીતે અનેક વીરતાની પ્રસંગોપાત્ત વાતો ચાલી રહી છે ત્યાં ગામનો બાબર જગોસોસો આવી રામરામ કરી આપા દેગણ સામે પડેલ લોઢાની ઘોડી પરથી રાંકના માથા જેવડો હોકો ચાંદીના તારોથી ગૂંથેલ

મદ્રાસની નાળિયેરીઓની કાચલીનો, નમણો ને નાજુક બનાવેલ તે હાથમાં લીધો. એને ખંખાળી તાજો કર્યો અને તાજું પાણી ભર્યું અને તેની ચલમ લઈ તેમાં સાણંદની તમાકુ ભરી હાથમાં લોઢાનો ચીપિયો લઈ બેઠક સામે ફળિયામાં ચલમમાં ભરવાના ખેરના લાકડાનો દેવતા પાકી રહ્યો છે. જગો સોસો દેવતા પાકે પછી ચલમમાં ભરવાની રાહ જોઈ હાથમાં ચીપિયો લઈ ઉભડક પગે બેઠેલ છે હાથની કોણીઓ ગોઠણ ઉપર ટેકવી દેવતાનાં લાકડાં અવળસવળ કરે છે. સામે બેઠકમાં કસુંબો કાઢવાની ખરલ જયપુરના આરસની બનાવેલ મોરબીની વરિયાળી તાસળી જેવડી પડી છે. આજુબાજુ કસુંબો ભરવા રૂપાની વાટકીઓ તેમ ચમચા વગેરે પડેલ છે. વળી લોઢાની ઘોડીમાં કસુંબો ગાળવાની ગરણી ગોઠવી દીધેલ છે. પડખે લગભગ સવાસેર ગાયકવાડી અફીણનો ગોટો પડયો છે એમાંથી આહીર જગો વાઘ સૂડીથી અફીણ વાંતરી ત્રણેક તોલા ખરલમાં નાખી કસુંબો ઘૂંટવા લાગ્યા. કસુંબો દુબળા ઘરની રાબડી જેવો ઘાટો સળી ઊભી રહે એવો તૈયાર થયો. ત્યાં તો હોકાની ચલમમાં દેવતા માંડી, ચલમ હોકા ઉપર મૂકી જગા બાબરે આપા દેગણ સામે લોઢાની ઘોડી પર મેલ્યો. હોકો લઈ ફરડ ફડ ફૂંકો લેવા માંડયો. હોકો બરાબર ચઢયો પછી જગે હાથ લંબાવી હોકો મૂકેલ લોઢાની ઘોડી આપા દેગણ તરફ ફેરવી, આપા દેગણને આપ્યો. આપા દેગણે બે પાંચ ઘુંટો લઈ બીજાને આપ્યો બીજે ત્રીજાને આપ્યો એમ હોકો ડાયરામાં સાત ખોટનો દીકરો અડધે અવતાર આવ્યો હોય અને સગાસંબંધીઓના હાથમાં ફરતો હોય તેમ હોકો એકબીજાના હાથમાં ફરી રહ્યો છે. અહીં કસુંબો તૈયાર થઈ રહ્યો છે. આહીર જગો વાઘ કસુંબાથી ભરેલ ચાંદીની વાટકી હાથમાં લઈ ઉભડક પગે આપા દેગણ સામે આવ્યો ને કહ્યું કે, આપા, કસુંબો લ્યો. જ્યાં કસુંબો લેવાની તૈયારી કરે છે ત્યાં ગામનો માણંદ મેઘવાળ આવીને ફળિયામાં ઊભો રહ્યો. રામ રામ કરીને પોતાના હાથમાંની એક ચિઠ્ઠી નીચે મૂકી, ચિઠ્ઠી પવનથી ન ઊડી જાય એથી ચિઠ્ઠી ઉપર નાનો પથ્થર મૂકયો. આપે દેગણે પૂછ્યું : માણંદ, ચિઠ્ઠી શેની લાવ્યો છો, માણંદ મેઘવાળે કહ્યું, બાપુ, હું બાર પટોળી ગયો હતો, ત્યાંથી નદીકાંઠે આવતાં બાગમાં ભૂત-

નાથ મહારાજનાં દર્શન કરવા ગયો હતો અને ત્યાં બહારવટિયાઓ બેઠા હતા. તેણે મને બોલાવ્યો અને તે લોકોએ મને આ ચિઠ્ઠી આપી, અને કહ્યું કે, તારા રામપરાના આગેવાન દેગણ વાઘને કહેજે કે, સોમવારના દિવસે બપોરના બાર વાગે પીપાવાવ અને દેવકા જવાના રસ્તે નીંગાળા ગામના છેવાડે આવેલ સમડીના ઝાડ પાસે અમે ઊભા રહેશું અને ત્યાંથી જ્યારે રામપરાના શેઠ હરીદાસ મુંબઈ જવા નીકળે ત્યારે તેને અમે લૂટશું. જે આહીરોને એની વારે આવવું હોય એ આવે. પણ તેના બાયડી-છોકરાને ભલામણ કરતાં આવે, કારણ કે પછી છોકરાં તેમ તેની બાયડીનું મોં જોઈ શકશે નહિ. અમે તો ખડિયામાં ખાપણ લઈને ફરીએ છીએ. માટે જીવતા ન રહેવું હોય તો તમારે શેઠની વારે આવવું જીવતું રહેવું હોય તો ના આવશો.

આટલા શબ્દો ચિઠ્ઠીમાં લખેલ. આ શબ્દ દેગણ વાઘ તેમજ ડાયરામાં બેઠેલા બધાયે સાંભળ્યા, બધાનાં દિલમાં પગથી માથા સુધી ઝાળ લાગી. રૂંવાડાં બેઠાં થઈ ગયાં અને બોલવા લાગ્યા કે, આ બહારવટિયા હરિદાસ શેઠની વાડીએ પડ્યા રહેતા અને ખાવાપીવાનું, દૂધ, દહીં વગેરે શેઠને ત્યાંથી મંગાવતા. એ જ માણસો નીમકહરામ થઈ હરિદાસ શેઠને લૂંટવાની જાસાચિઠ્ઠી મોકલે છે. જરા પણ શરમાતા નથી. દેગણ વાઘ કહે છે કે, આ બહારવટિયાઓ કોણ કોણ હતા, ત્યારે માણંદ મેઘવાળ કહે છે, ભગવાન સોની, સાદુળ ભમ્મર, ભક્તો ભરવાડ વગેરે હતા. હા, બરાબર હું સમજ્યો. આ બધા આપણા પાડોશી ગામોના માણસોએ ચઢાવવાથી હરિદાસ શેઠને લૂંટવાની જાસાચિઠ્ઠી આપણા ઉપર મોકલી પણ હરિદાસ શેઠને લૂંટવા એ લોઢાના ચણા ચાવવા બરાબર છે. અને હરિદાસ શેઠ કયા ચિંથરાનું ઢીંગલું છે કે ગારાનો ગોકળ છે કે તેને લૂંટીને જીવતા આરામથી જતા રહે. આ જાસાચિઠ્ઠી હરિદાસ શેઠને લુટવાની નથી પણ આહીરોને જ લુટવાની છે. અમે જીવતા છીએ, અમારામાં પ્રાણ હશે ત્યાં સુધી જો આહીર હોઈએ તો હરિદાસ શેઠનો એક વાળ પણ વાંકો

થવા ન દઇએ. દેગણ વાઘ કહે છે, કે મેં વાત સાંભળી છે કે, હરિદાસ શેઠ જાફરાબાદથી આગબોટમાં મુંબઇ જવાના છે. પરંતુ હવે બહારવટિયાઓના કહેવા પ્રમાણે શેઠને જાફરાબાદથી આગબોટમાં જવાનું માંડી વાળીએ. જો શેઠ આગબોટમાં મુંબઈ જાય તો આપણી અને શેઠની બંનેની નામોશી ગણાય. મુંબઈ જવા માટે જાફરાબાદ આગબોટો પખવાડિયે બેત્રણ આવે છે. જુમ્મા, કાવેરી, ઇન્દ્રાવતી આ બોટો દિવ, મહુવા, જાફરાબાદ અને મુંબઈ વચ્ચે ફેરા કરે છે. આગબોટમાં જવું હશે તો શેઠ અહિં રામપરા ઘણી વખત આવે છે. ત્યારે એમને આગબોટમાં જવા કહીશું, પણ અત્યારે તો આ બહારવટિયાઓના કહેવા પ્રમાણે અહીં રામપરાથી ડુંગર રેલગાડીમાં જવા માટે નીકળવું. લૂંટવું હોય તો ભલે ખુશીથી આવે. આ ચિઠ્ઠી પાછી ગામના બાવાજી કાળુગીરની સાથે પાછી મોકલી અને કહ્યું કે, હરિદાસ શેઠ ડુંગરથી બાલબચ્ચાં સાથે મુંબઈ જવા નીકળશે. સોમવારે બપોરના બાર વાગે જ્યાં દેવકા જવાનો અને પીપાવાવ જવાનો બંને રસ્તા ભેગા થાય છે, ત્યાંથી અમો નીકળશું. તમારામાં પાણી હોય તો શેઠને લૂંટવા આવજો. આટલું કહી ચિઠ્ઠી કાળાબાવા સાથે ભુતનાથ પાછી મોકલી. અને મોઢેથી પણ બહારવટિયાઓને કહેવરાવ્યું કે તમો જરૂર હરિદાસ શેઠને લૂંટવા આવજો. આ ચિઠ્ઠી ભુતનાથ આવી કાળે બાવે બહારવટિયાઓને આપી અને જે હકીકત રામપરાના આહિરો તેમ દેગણ વાઘે કહી તે કાળે મહારાજે બહારવટિયાને રૂબરૂમાં કહી, બહારવટિયા આ વાત સાંભળી અરસપરસ વાત કહેવા લાગ્યા કે. આહીરો સાથે ધીંગાણું કરી હરિદાસ શેઠને લૂટવા એ લોઢાના ચણા ચાવવા બરાબર છે.

અને આપણા કહેવા પ્રમાણે જો ન જઇએ તો બીકણપણું બતાવ્યું અને આવ્યા નહિ એમ લાગશે અને આપણે કોઈ પણ ગામ ભાંગવા અગર લૂંટ કરવા જશું તો આપણી મૂઠી ખૂલી જવાથી જરૂર આપણે માર ખાઈ જઈશું, માટે હવે તો જે થવાનું હોય તે થાય પણ સોમવારે બપોરે બાર વાગે નીંગાળાની સમઢીયે નક્કી જાવું. એમ વિચાર કરી એકાબીજાને કહેવા લાગ્યા કે, આપણે જેનું નીમક ખાધું છે એ લેખે લગાડવાને બદલે હેઠા

જોયું આપણે ગુણને માથે અવગુણ કરીએ છીએ, એ આપણું કામ નથી. પણ વડ, ભસાદર, ઉચ્ચૈયા, વગેરે ગામોમાં આપણે હરિદાસ શેઠને લૂંટવાનુ કહેલ અને ન જઈએ તો શરમાવા જેવું થાય ત્યારે સાદુળ ભમ્મર કહે છે કે, આ તો એરૂએ છછુંદર ગળ્યા જેવું થયુંઃ

. (દોહો)

**ગ્રહી છછુંદર સર્પજી ઊગરે ગળે ને ખાય,**
**જુગ મિથ્યા સાચો ભયો ગ્રહ્યો તજ્યો ન જાય.**

સાદુળ ભમ્મર કહે છે કે, ભાઈ ભગવાન, આપણે શેઠ હરિદાસને લૂંટવા જવું એમાં બીકણુપણું બતાવવું તો નથી જ. જે થવાનું હોય તે થાય. ત્યારે ભગવાન સોની કહે છે કે, 'ઘેટી કપાસ ચરવા જશે પણ ઊન મૂકીને આવશે' એમ એકાઓજ વાત કરે છે અને કહે છે કે આહિરો મર્યા માર્યાના રાસડા છે ભગવાન સોની સમજુ અને જરા ડાહ્યો હતો પરંતુ પોતાના જોડીદારોના આગ્રહથી પોતે નમતું આપી શેઠને લૂટવાની હા પાડેલ, પરંતુ જે થવાનું હશે તે થશે પણ મોકલેલ કહેણ પ્રમાણે જવું છે. અહીં રામપરા ગામનાં આગેવાન દેગણ વાઘની બેઠકના ચોરામાં ડાયરા વચ્ચે જગો વાઘ હાથમાં કસુંબાની પ્યાલી લઈ બેઠેલ છે. આપા દેગણ પાસે આવી અને બોલ્યો કે, કસુંબો લ્યો, ત્યારે આપો દેગણ બોલ્યા કે, ભાઈ, આજે તો કસુંબો હરામ છે. શેઠને તેમ તેમનાં બાલબચ્ચાંને ડુંગરથી ગાડીમાં હેમખેમ બેસાડી પાછા ઘેર આવશું ત્યારે કસુંબો લઈશું, ત્યાં સુધી કસુંબો ન ખપે. ત્યારે આહીર જગા વાઘે કસુંબાની ભરેલ અંજળી તેમજ હાથમાંની પ્યાલીનો કસુંબો જમીન ઉપર ઢોળી દીધો. હાથમાં પોતાની કુહાડી લીધી અને કહ્યું કે, મારે પણ કસુંબો હરામ છે અને પોતાના મોંઢે હાથ ફેરવી પોતાની વેંતવેંત લાંબી મુછો કાને ચઢાવી હતી.

તે બંને હાથથી લાંબી કરી આખે માથે મોટો ચોટલો હતો તે ખુલ્લો કરી બોલ્યો કે, શેઠને કાંઈ પણ થાય અને શેઠની ઇજ્જત ઉપર

બહારવટિયાઓ હાથ નાખે તો માથા આખાના મારા મોવાળા અને મોઢાની મુંછો મુંડાવી રામપુરાગામ છોડી દઉં. આ મારી પ્રતિજ્ઞા છે. પોતાની મુંછોને વળ દેતા આહીર જગો વાઘ એવી રીતે બોલ્યો કે, આ કુહાડી ઘણાં વર્ષોથી હું રાખું છું, મને કુહાડી રાખવાનો ઘણો શોખ છે અને તેને ચામડાના મ્યાનમાં રાખું છું. એને હું જરૂર દુશ્મનોના લોહીથી તૃપ્ત કરીશ. એમ હાકલો કરી ઊભા થઈ ડાયરાને કહ્યું કે, ભાઈઓ, આપણે સોમવારે સવારે શેઠને મૂકવા ડુંગર રેલવે સ્ટેશને જવાનું છે અને બહારવટિયા જો આવે તો ધીંગાણું કરી મરવાનું છે. જો તમે આહીર હો તો પાછી પાની કરશો નહિ. આવી રીતના શબ્દો આહીર જગા વાઘે કાઢ્યા, ત્યારે ડાયરામાં જે હુલાસ અને આનંદની હેલી ચડી હતી તે ઓસરી ગઈ. ડાયરામાં બેઠેલા દરેક ભાઈઓને આપે દેગણે સૌ સૌના ઘેરે જવાની રજા આપી. આ વાત વાયુવેગે રામપરા ગામમાં ફેલાઈ ગઈ. નાના મોટા બધાય ગામમાં વાતો કરવા લાગ્યા કે, હરિદાસ શેઠને બહારવટિયા લૂંટવાના છે.

થોડી વાર પછી ડાયરો વિખરાયો અને ઘેર ગયા. આપો દેગણ હાથમાં લાંબી ડાંગ લઈ, ખંભામાં તલવાર નાખી શેઠ હરિદાસના ઘર તરફ જવા રવાના થયા. બજારમાં આવ્યા જ્યાં શેઠના કાકા નારણદાસના સાળા માધવજીભાઈની દુકાન છે તેના સામે ઓટલા સામે નારણદાસ શેઠ તેમના ભાઈ પરમાણંદદાસ તથા ગામના આગેવાને વૃદ્ધ આહીર મુળુદેવા વાઘ તેમજ ગામના ગોર મહાદેવ ઓઝા બેઠા હતા. આપા દેગણને આવતા જોઈ આ બેઠેલા હતા તેમાંથી શેઠ પરમાણંદદાસ જરા ઉતાવળિયાને બોલકણા હતા. તેણે લાકડીનો ટેકો લઈ આપા દેગણને રામરામ કર્યા અને બેસવાનું કહ્યું. પણ આપો દેગણ કહે, થોડું કામ છે તેથી હરિદાસભાઈ પાસે જાવું છે, એમ કહી ચાલતા થયા. હરિદાસ શેઠની ખડકીમાં આવતાં જ આપા દેગણે ખોંખારો ખાધો ઓટલા ઉપર શેઠાણી બેઠેલ અને આહીર ડોશી નાથી આઈ તેનું માથું ઓળાવતાં હતાં. આ ખોંખારો સાંભળી આ બંને બાઈઓ માથે ઓઢી એકદમ ઊભાં થઈ ગયાં. આ

જોઈ આપો જરા અચકાઈને થોથરાણા અને ઊભા રહ્યા. નાથી ડોશી અને શેઠાણી કાશીબેન જાણે કોઈ લક્ષ્મીનો અવતાર હોય એવા અર્ધચંદ્ર જેવું જેનું કપાળ છે, માથાના વાળ ઢીંચણથી નીચે સુધી લાંબા છે. આ ગામના આગેવાન દરબાર દેગણ વાઘને આવતા જોઇ ઉતાવળથી પોતાના માથાના વાળનો આમતેમ અંબોડો વાળી માથે ઓઢી નાથી ડોશી તેમજ શેઠાણી-એ પોતાના ઘરના ઓરડામાં પ્રવેશ કર્યો. આપો દેગણ આગળ વધ્યા ને મેડીનાં પગથિયાં ચડવા લાગ્યા.

અને મેડી ઉપર ગયા ત્યાં ઉદ્રભાગી શેઠ લીલા નસીબોવાળા સામે બેઠા હતા. તેની બેઠક ઉપર એક ફોટો શ્રીનાથજીનો લટકતો હતો. તેના નીચે શેઠની બેઠક હતી. આલીશાન કાશ્મીરી બનાવટના ગાદી–તકીયા બિછાવેલા હતા. વિવેકી અને નીરઅભિમાની હરિદાસ શેઠ આપા દેગણને જોઈ ઊભા થઈ ગયા. અને વિવેકથી રૂડો આવકારો આપ્યો. શેઠની યુવાન અવસ્થામાં દેહ શોભી રહ્યો હતો અને લાંબી ભુજાઓ ઢીંચણ સુધી અને ગોરો વાન યુરોપિયનોની ચામડીને શરમાવે તેવો ફૂલગુલાબી હતો. અમૃત વૃષ્ટિ સમાન મીઠા શબ્દોથી બોલી આપા દેગણને પોતાની બાજુમાં બેસાડયા. અને શેઠે કહ્યું કે, આપા, શું પધારવું થયું છે? મારા સરખું કાંઈ કામ-કાજ? ત્યારે સામેથી આપા દેગણે કહ્યું કે, ના બા, કામ તો બીજું કાંઈ નથી, પણ જે બહારવટિયાઓ આપણી વાંકોલિયાની વાડીએ રાતદિવસ પડયા રહેતા અને આપણું જ ખાતાપીતા, તેણે જ આપણને એટલે કે તમોને લૂંટવાની જાસાચિઠ્ઠી મારા ઉપર મોકલી છે, મેં વાત સાંભળી છે કે તમો જાફરાબાદથી આગબોટમાં મુંબઈ જવાના છો, તો તે આપણે મુલતવી રાખી ડુંગરથી ગાડીમાં મુંબઈ જવું એમ હું તમને કહેવા માટે આવ્યો છું. બહારવટિયાઓએ કહેવરાવ્યું છે કે, હરિદાસ શેઠને લૂંટવાના છીએ અને જો એ જાફરાબાદથી મુંબઈ આગબોટમાં જતા રહે તો અમે જાણશું કે હરિદાસ શેઠ તેમજ રામપરાના આહીરો અમારી બીકના લીધે અહીં ડુંગર-થી ગાડીમાં ન બેઠા અને જાફરાબાદથી આગબોટમાં બારોબાર જતા રહ્યા. માટે અમો જાણશું કે રામપરાના આહીરોમાં કે વાણિયાઓમાં પાણી નથી,

એવું હું તમોને કહેવા માટે આવ્યો છું. શેઠ જરા ગરમ થઇ, કેરીની ફાડ જેવા ધગેલ ઝાંખાવરણા આંખો કાઢતા તાડૂકી ઊઠયા ને બોલ્યા કે, તમારા જેવા આહીરોનું મારે પીઠબળ છે તો મારે કાંઇ ડરવાની જરૂર છે નહીં. આપો, જે થવાનું હોય તે થાય.

(દોહો)

**સુનહુ ભરથ ભાવિ પ્રબલ બિલખી કહત મુનીનાથ,**
**હાનિલાભ જીવન મરન જશ અપજશ વિધિહાથ.**

માટે મારે તમારા કહેવા પ્રમાણે મુંબઇ આગબોટમાં જવું નથી. ડુંગરથી રેલગાડીમાં જઈશ. ભલે બહારવટિયાઓ મારા રસ્તામાં આડા ફરી લૂંટવા આવે આ વાતો થાય છે. ત્યાં શેઠના બનેવી શ્રી ત્રિભોવનદાસ આવ્યા અને કહેવા લાગ્યા કે, જ્યાં હરામખોરો આપણને લૂંટવાનું કહે અને આવી જાસાચિઠ્ઠીઓ મોકલે છે તો આપણે આવું જોખમ ખેડવું નથી. આશબ્દો સાંભળતાં શેઠનાં બેન નર્મદાબેન ત્યાં ઊભાં હતાં તે સિંહણની જેમ તાડૂકી ઊઠયાં કે, ભલે બહારવટિયાઓ લૂંટવા આવે તો બહારવટિયાઓથી 'બી' જવું નથી. જો બીકણપણું બતાવીએ તો મારા ભાઈની નામોશી ગણાય. મુંબઈમાં મારા ભાઈ સાથે ભલભલા માલદારો અગર તો યુરોપિયનો જેવા પણ વાત કરતાં ગભરાય છે અને જો વાત કરવી હોય તો એને મળવા માટે એની ચિઠ્ઠી મોકલવી પડે છે, પછી ભલે યુરોપિયનો હોય કે ડી. ડી. પટેલની કંપનીના માણસો હોય કે મુંબઈની મુળજી જેઠા માર્કેટના મોટા શેઠ હોય તેને પણ મળવા માટે પહેલેથી કહેવડાવવું પડે છે. અને મળવાનો ટાઇમ લેવો પડે છે. વળી આપણા ગામના મુખ્ય માણસો દેગણ આતા જેવા કે મૂળુ આતા જેવા અગર આપણા પડે શી હરસુખભાઈ વગેરે છે. તો પછી મારા ભાઈ રસ્તો બદલી જાફરાબાદથી આગબોટમાં મુંબઇ જતાં રહે એ ન બને. વળી તેમને હરવખત રામપરે આવવું પડે છે. પછી બીકણપણું બતાવવું એ કેમ પરવડે. વળી થોડા દિવસ પછી મહુવામાં મારાભાઈની મિલ

તૈયાર થાય છે તો રામપરાથી ડુંગર અને ડુંગરથી મહુવા જવું પડે તો ત્યાં આગબોટ ક્યાં ગોતવી. આટલું સાંભળતાં ત્રિભોવનદાસ સંઘવી ચૂપ થઈ ગયા અને હરિદાસ શેઠ તેમનાં બેન તેમજ તેમના બનેવી સામે જોઈ હસ્યા અને બોલ્યા કે, આ રામપરું ગામ તમારા જાફરાબાદના ખારવા જેવું થોડું છે કે પાણીમાં ઊભા ઊભા પેશાબ કરે. આ તો આહીરોનું ગામ છે અને મારા વડીલોનું ગામ છે. તમારા જેમ બીકણપણું બતાવીને અમો રસ્તો ન બદલીએ. મને યાદ છે કે થોડા દિવસ પહેલાં તમારા પેટમાં દુખતું હતું ત્યારે રામપરા ગામના બાવા કુંભારને બોલાયેલ અને પેટ ઉપર ડામ દેવાથી દુખાવો મટી જાય એમ જાણી તમો સૂતા હતા ત્યારે તમારા પેટ ઉપર ડામ દેવા માટે રાખોડીનાં નિશાન કર્યા અને ડામ દેવા માટે બાવે કુંભારે હાથમાં ધગાવેલું કુંભારણું લીધું ત્યાં તમો બીકના માર્યા ધ્રુજી ઊઠ્યા અને રાડ પાડી ઊભા થઈ ગયા. માટે તમારા જેવા અમે બીકણ નથી. એથી બહારવટિયાની જાસાચિઠ્ઠી વાંચી રસ્તો બદલી જુબા, કાવેરી કે ઇન્દ્રાવતી સ્ટીમરમાં રવાના થઈ મુંબઈ ભાગી જઈએ એવું તો ન જ બને. અમારે ઘણી વખત જમીન–જાગીરના લીધે આહીર ભાઈઓ સાથે પણ કજિયો થાય છે. એક વખત મારા કાકા લખા ઉર્ફે લખમીચંદને આહીરો સાથે કજિયો થયેલ અને આહીરોને પણ મારેલ એ વાતને ઘણા દિવસ વીતી ગયા. પાંચ દસ આહીરભાઈઓ ભેગા થઈ મારા કાકા ઉપર હુમલો કરેલ, માટે એકનું ઓસડ બે. એકલો માણસ જોરદાર હોય તો પણ શું કરે. ત્યારે બીજી વખત કજિયો થયો ત્યારે મારા કાકા એ કજિયામાં કામ આવી ગયેલ.

એમના મરણ પછી મને દુઃખ થયેલ હોવાથી મારી જમીનજાગીર તેમ ગાયો–ભેંસો મારા કાકા નારણદાસને સોંપી હું મુંબઈ જતો રહેલ, ત્યાં મૂળજી જેઠા માર્કેટમાં ડી. ડી. પટેલની કંપનીમાં નોકરીમાં જોડાયો. શેઠની મહેરબાનીથી અને ઈશ્વરની કૃપાથી હું ખૂબ કમાયો કારણ કે પગાર ઉપરાંત શેઠ મને કમિશન આપતા જેથી હું સારું કમાયો અને ભુલેશ્વર કબુતરખાના પાસે માળો રાખ્યો. ત્યાર બાદ અમુક વર્ષે મારા રામપરા

ગામના આહીરોના આગ્રહથી તેમજ મારા કાકા નારણદાસના કહેવાથી હું રામપરા આવવા લાગ્યો અને મારા પિતાશ્રી નાગજી વ્હોરાના કહેવાથી રામપરા ગામ વચ્ચે મેં એક આલિશાન મકાન બનાવ્યું અને જૂના જમાનાનાં મકાનો બિલકુલ ખખરભખર અને પડી જવાથી મેં આ નવી ઇમારત ઊભી કરી. આમ, જવા-આવવાથી હું ભૂતકાળની બધી વાતો ભૂલી ગયો. અને આહીરો મારા માટે ઘણી ભાવના અને પ્રેમ રાખવા લાગ્યા. રામસીં ભગત તેમ તેના ભાઈ નથુભાઈ તેમ અમારા પડોશી વૃદ્ધ મૂળુ આતા તેમજ હરસુરભાઈ દેવદાસ વાઘ તેમ કાળુભા ઠાકોર વગેરે હું મુંબઈથી આવું ત્યારે હમેશાં મારી પાસે બેસવા આવે. અમો કાયમ માટે પ્રેમ અને ભાવનાથી ભેગા બેસી, ડાયરો જમાવી રામપરા ગામના બારોટને બોલાવી નવી નવી વાર્તાઓ સાંભળી, આનંદ કરીએ. અત્યારે મને લૂંટવાની પણ વાત મેં સાંભળી પણ મને જરા બીક નથી કારણ મારે જોરદાર આહીરોનું પીઠબળ છે. આ બધી વાતો થતી'તી ત્યાંજ હરિદાસ શેઠના પાડોશી હરસુર વાઘ ખભામાં બંદૂક તરવાર મુંછોના ત્રણત્રણ આંટા લીધેલ છે જેની ઠેરીની રેડ જેવી લાલ આંખો એવો પ્રચંડ કદાવર મજબૂત બાંધાનો આહીર આવી શેઠને રામરામ કર્યા. તેમની પાછળ તેમના વૃદ્ધ કાકા મૂળુ આતા લગભગ સાઠ સિત્તેર વર્ષની ઉંમરના હતા, તે પણ શેઠની સામે આવી રામરામ કરી પ્રચંડ અવાજથી કહેવા લાગ્યા કે, તમોને બહારવટિયા લૂટવા આવવાના છે એવી વાત મેં સાંભળી છે તો અમો આહીરો જીવતા છીએ ત્યાં સુધી તમારો વાંકો વાળ પણ ન થવા દઈએ અને બહારવટિયાઓએ કહેવરાવ્યું છે કે, ગમે તેમ થાય, શેઠને લૂંટવાના છે, ભલે આહીરો સેઠની વારે આવે. અમો તો ખોળામાં ખાંપણ લઈ ફરીએ છીએ, ત્યારે મૂળુ વાઘ કહે છે કે, જુવોને રામસીં ભગત, આ બહારવટિયાઓ ખોળામાં ખાંપણ લઈ ફરે છે ત્યારે શું એ એમ જાણતા હશે કે આપણે તો ખાંપણ લીમડે લટકાવ્યાં હશે ? અમો પણ મર્યા માર્યાના રાસડા છીએ. અમો કોઈથી ડરીને બીકણપણું બતાવીએ એવું તો ન જ બને. અમો આહીરો જન્મ્યા ત્યારથી જ માંદા થઈ મરવાની આશા રાખતા નથી. કોઈ બેન-દીકરીની ઇજ્જત

જતી હોય, લૂંટારા ડાકુઓ કોઈ નિર્દોષને લુંટતા હોય અગર કોઈ ગાયોને કસાઈવાડે લઈ જતા હોય તેવે સમયે અમો સામે મરીફીટવા તૈયાર છીએ, ઈશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે, આવા કામમાં અમારું મોત દેજે. અમારા આહીરોનાં નવગામ છે અને તે માથાવડીયે ભાલાની અણીએ લીધેલ છે. આ નવે આહીરોનાં ગામમાં આહીરો સિવાય કોઈનો હક્ક નથી. આ બહારવટિયાઓ આજદિવસ સુધી ટકી રહ્યા હોય તો આહીરોની મીઠી નજરથી. હવે બહારવટિયાઓ કેટલા દિવસ ફરે છે તે અમો જોઈએ છીએ. આ વાતો થાય છે ત્યારે ગામમાં રહેતા બારોટ આવ્યા અને શેઠ તેની સામે જોઈ બોલ્યા કે કવિરાજ પધારો. ત્યારે બારોટ કહે છે, શેઠ સાહેબ, આવી બધી લૂંટવાની વાતો સાંભળી મને ઘણું દુઃખ થાય છે. આપ જેવા ધર્મધુરંધર વણિક પુત્રને લૂટવાની વાત કરે ત્યારે ઘણું દિલમાં લાગી આવે છે.

(કવિત)

દાસન કે દાસ હરિદાસ પ્રભુ પાસ પાસ,
વંશ કો ઉજારી દાન કરને કો આયા હૈ,
નાગજી નંદ માયા કો છોડ મોહ લાખો દામ,
ગરીબો કે લીએ કુરબાની મેં ઉડાયા હૈ.
મંદિર અન્નશાલો પાની કી સુવિધા કિન્હી,
પરમારથ મેં આગે પાંવ જીવન મેં બઢાયા હૈ.
સુનહુ સુજાન કુલભાન બરનું મેં કહા,
તેરે જૈસા કામાનામા ન દેખ્યા રાજધાની મેં.

(દોહો)

હિમસુતાપતિ સ્હાય હો દધીતનયા રહે પાસ,
જુઠા હર જશ મેળવો હોંશેથી હરિદાસ.

શેઠના ગુણનું વર્ણન કરી કહે છે. શેઠ સાહેબ, જ્યારે માણસને અહંકાર આવે છે ત્યારે તે કોઈના ઉપદેશને માનતો નથી. ઉપદેશ દેનારને અહંકારી પુરુષ ભિલડો કબૂલ કરે છે. અહંકારની વાત સાંભળવાથી અગર તેનો સંગ કરવાથી, તેનાં કરેલાં વર્ણનો વિચારવાથી અને તેની સાથે વિવાદ કરવાથી પરિણામે દુઃખ ઉત્પન્ન થાય છે. વળી અહંકારી ક્ષમાનો, શાંતિનો, નમ્રતાનો, વિવેકનો, મીઠા વાણીનો, કરેલા ઉપકારનો નાશ કરે છે. ફૂલની સુગંધ પવન જતો હોય તે દિશામાં જાય છે પરંતુ દાતાર તેમજ સજ્જન માણસોની સુવાસ વિરોધ વાતાવરણના પવનને ભેદીને તેની સામે જાય છે. માટે કોઈનો દ્વેષ ન કરવો અને એકબીજાને સહકાર આપી સંગઠન રાખેતો દરેક કાર્યો સફળતાપૂર્વક થાય અને કોઈથી ડરવાનો ભય પણ ન રહે શેઠ કહે, બારોટ, બરાબર છે. સંગઠન અને સાહસ બંને એકબીજાથી સંકળાયેલાં હોય તો જીવનમાં ઘણી મઝા આવે છે. આત્મવિશ્વાસ હોય ત્યાં સાહસવૃત્તિ ઉદ્‌ભવે અને ટકી રહે, જ્યારે આત્મવિશ્વાસ ડગમગવા લાગે એટલે આપણા સામર્થ્યમાં શંકા ઉપજવા લાગે, ત્યારે નિર્બળ બની જઈએ છીએ. પોતાના વિચારોના અંતે જે શ્રેષ્ઠ લાગે તેને જ સ્વીકારીએ છીએ, એ પ્રમાણે અમલ કરતાં સહેજે અચકાવવું નહિ. પછી ભલે અણધાર્યું પરિણામ આવે. બેચાર વાર ભુલ કરતાં કરતાં આપણે સાચા નિર્ણય લેવાની યોગ્યતા કેળવી શકીશું આત્માની નિર્ભયતા કેળવવા માટે આ એક શ્રેષ્ઠ માર્ગ છે સાહસિક માટે સાફળતાનાં દ્વાર ખુલ્લાં છે. સાહસ વગર સાફળતા ન મળે. સાહસવૃત્તિ માત્ર ભૌતિક સફળતાને મેળવી આપે છે. એવું જ નથી કે જીવનના કોઈપણ ક્ષેત્રમાં, પછી તે દૈહિક હોય કે આધ્યાત્મિક સાહસ વિના સાફળતા અસંભવિત છે જો કોઈ એક જ ગુણનો વિકાસ કરવાથી બીજા બધા ગુણોનો વિકાસ કરવો હોય તો તે એક જ સાહસિક ગુણ જ છે. વળી સાહસવૃત્તિને ખીલવવાથી બીજા ગુણો આપોઆપ ખીલે છે ને વિકાસ પામે છે. સાહસ વગર સત્યની પ્રાપ્તિ અસંભવિત છે અને સત્ય વગર બીજા કોઈ ગુણો સંભવી ના શકે. આમ સાહસ એ જ સત્યની ને ચારિત્ર્યની આધાર શિલા છે. બારોટ કહે છે, આપ સાહેબની વાત બરાબર

છે. આપણા ગામની એક હકીકત એવી છે કે તેનો હું દાખલો દઉં છું કે આપણા રામપરા ગામનો આહીર વિસો જાંપોદરો પોતાના ગોરની દીકરી નદીએ પાણી ભરવા ગયેલ ત્યાંથી તેના સાસરિયા પક્ષના માણસો જોર-જુલમથી ઘોડા ઉપર નાખી લઈ જતા હતા, આ વાત વિસા જાંપોદરાને રોતાકકળતા તેના ગોર તેમ ગોરાણીએ આવીને કહી, ત્યારે તુરત વિસો જાંપોદરો ઘોડી પર સવાર થઈ નીંગાળાગામને ઝાંપે આંબી ગયો અને ગામના ગોરની દીકરીને લઈ જનાર સાથે ઝપાઝપી થવાથી પોતે મરાયો. આ પણ બ્રાહ્મણ કન્યાને બચાવી રામપરે બીજા માણસો સાથે મોકલાવી દીધી. તેનો પાળીયો નીંગાળા ગામના જાંપે મોજૂદ છે. આવા તો અનેક કામો આહીરોએ કર્યાં છે જ્યારે બહારવટિયો ગીગો મહિયો સોરઠની ગીર-ધરામાં બહારવટું કરતો હતો. તેની હાક વાગતી હતી ત્યારે ગીગા મહિયા એ દેગણ વાઘના વડીલોના ઘોડા ધુંધવાણા ગામથી રાતના લઈ ગયેલો. એ વખતે દેગણ વાઘના વડીલો ઉના પાસે આવેલ ધોકડવા ગામે રહેતા હતા, અને ઘણાખરા આહીરો વિકાનોળને ત્યાં કાંઈ અવસર હોવાથી ધુંધવાણા ગયેલા અને પંદરવીશ આહીર આગેવાનોના ઘોડા ધૂંધવાણાથી ગીગો મહિયો રાતના છોડી ગયેલ, ત્યાર પછી આહીરો ગીગા મહિયાની પાછળ પડેલા અને સાસણ ગિરમાં આવેલ હીરણ નદીના કાંઠે જંગલમાં ગીગાને આહીરોએ પકડેલો અને ઘોડા પાછા લાવેલા. દેગણ વાઘના પિતાશ્રી હબસો વાઘ અને હબસા વાઘના પિતા જેસો વાઘ જેના નામ ઉપરથી ઉનાથી તુલશીશ્યામ જતાં જેસાધાર ગામ આવે છે તે ગામનું નામ જેસા વાઘના નામ ઉપરથી પડેલું છે. આવાં તો અનેક કામ આહીરોએ કરેલ છે,

આમ અરસપરસ વાતોમાં ને વાતોમાં રાતનો ઘણો સમય જવાથી આહીર ભાઈઓ તેમજ બારોટે રજા લીધી. બીજા દિવસે રવિવાર હતો. સોમવારના દિવસે શેઠને વળાવવા ડુંગર સુધી જવું, તેની તૈયારી કરવા માટે સૌ ડાયરો ગામના અગેવાન આપા દેગણના ચોરાની બેઠકે સવારના આઠ વાગે

એક પછી એક આવવા લાગ્યા. પિપરિવાના વાસમાંથી ઝાંપોદરા રામભાઈ ભોજાભાઈ, હાદાભાઈ વિજાચંદભાઈ, તેમજ પાલાણી વાસમાંથી રામસી ભગત અને તેના ભાઈ નથુભાઈ, ઝાંપોદરા ફળીમાંથી વાજસુરભાઈ તથા જંડુરભાઇ જીણાભાઈ તેમજ હેમાભાઈ નગાજણભાઈ તેમજ નેસડામાંથી નાકરાભાઈ ભગવાનભાઈ તેમજ નેસડિયા દેગણભાઈ પુંજાભાઈ અને હમીરભાઇ રામભાઈ તથા નગાજણભાઈ ભાભાભાઈ તેમજ ભગવાનભાઈ લૂણાભાઈ તથા દેવદાસભાઈ અમરાભાઈ તથા રામભાઈ મુળુભાઇ તથા વાલેરાભાઇ સોમાતભાઈ તેમજ રાણાભાઇ લુંભાભાઈ તેમજ રૂખડભાઇ જેઠાભાઇ અને ઠાકોર કાળુભાઇ માનાભાઈ વગેરે આહિરો એકઠા થઈ આપાદેગણના ચોરાની બેઠકે ભેગા થયા અને થોડી વાર થઈને બારોટ આવ્યા અને ત્યાં હરિરાસ શેઠ પણ આવ્યા. બારોટ કહે છે, આપણા ગામમાં બે ઘર વાણિયાનાં છે. તથા એક ઘર ગરાસિયાનું છે. દસબાર ઘર બ્રાહ્મણોનાં છે અને આખું ગામ આહીરોનું છે. એક વખત જ્યારે પીઠા ખુમાણનું પાળ આવ્યું ત્યારે રામપરામાં રહેતા હરિદાસ શેઠના વડવા જે તેની ચોથી પેઢીએ ઘેલા વ્હોરા થઈ ગયા, તે બહુ હિંમતવાન અને બહાદુર હતા અને બીજા ગામના શેઠ ભગવાનદાસ ગોરડિયા હતા. અને તેના વડવાઓ પણ આહીરોની જેમ બળવાન અને સામી છાતીએ લડે તેવા હતા.

અને જ્યારે પીઠાખુમાણનું પાળ દાંતરડીમાં પહોંચ્યું ત્યારે દાંતરડી ગામના કોઠા ઉપર ચઢી ત્યાંના વાણિયાઓએ બહાદુરીપૂર્વક સામનો કરેલો અને તે પણ કપોળ હતા. વળી ભામાશા એ પણ વાણિયા હતા. અને રાણા પ્રતાપને મદદ કરેલી તેમજ જગડુશાહ તેણે ગિરના જંગલમાં આવેલ દેવળવેલના નેસે કાળને અનાજથી ધરવ્યો હતો. વળી શગાળશા શેઠે પોતાના પુત્રના પ્રાણ આપી ઈશ્વરને રાજી કર્યા હતા.

મહંમદ બેગડા સામે રા'માંડલીકના કાકા 'રા' વિકાને પણ વાંસાવડ દેરડી પ્રદેશમાં યુદ્ધો થયા હતાં, ત્યારે'રા' વિકાના જૈનના શ્રીમાળી વણિક મંત્રી

ધોળાગોઠ યુદ્ધમાં વિરગતિ પામ્યા હતા અને ઘેલા સોમનાથના યુદ્ધમાં કપોળવાણીયા વેણીનાથ ઘેલા શેઠ વગેરે વિરગતિ પામ્યા હતા. એ રીતે જેતપુર તાંક પ્રદેશના મોઢવાણીયા જૈન કપોળ, એવાં વણિક કુટુંબો વતનના ધર્મ રક્ષણ માટે ખપી ગયેલ છે. પહેલાંના વખતમાં જ્યારે જ્યારે પાળ લઈ કેઈ ગામ ઉપર ચઢી આવે ત્યારે વાણિયાઓ ધીંગાણામાં સામેલ થતા એવી હકીકતો પણ ઘણી મળે છે. કેશવાળા ગામે ધોળામેતાની ખાંભી છે. તે ખાંભીની બન્ને બાજુ સરવૈયા નાકાજી તથા ઉનડજીની ખાંભીઓ પણ છે વાંસાવડ નદીના કાંઠે હજી તેની યાદ આપે છે.

ગોડા વંશ વૃક્ષ પ્રકાશક કિશોરકાંત ગિરધરલાલ ગોડા, રાજકોટ ગોંડલના જાણીતા વકીલ શ્રી રતિલાલ ગોડા કામદાર ગિરધરભાઈ ગોડા, બગસરા સનાળા કામદાર બ્રિટિશ એજન્સીના મુસદ્દી અધિકારી વગેરે શ્રી ધોળાજીના પૂર્વજ હતા અને ગિરધરભાઈ ગોડા વણિક વાંસાવડ મહંમદ એગડા સાથે રાવીકાના પ્રતિનિધિ રૂપે યુદ્ધમાં સંધિ કરવા ગ્યા ત્યારે યુદ્ધમાં મરાયા હતા વગેરે છે.

ડાયરો દેગણ વાઘના ચોરાની બેઠકેથી ઊઠી સૌ સૌના ઘેરે જવા રવાના થયા. સાંજની ઠાકોરજીની આરતીનો વખત હોવાથી ઘણાખરા આહીરો ઠાકોરજીના મંદિરે આવ્યા. ઠાકોરજીની આરતીનું કામકાજ સંતશિરોમણી મંહત શ્રી રામદાસજીએ શરૂ કર્યું. શંખનાદ થયા. ઝાલર ઉપર ડંકો થયો અને નગારા ઉપર દાંડિયો પડી. રડીબમરડીબમ એવા અવાજ થવા લાગ્યા. શ્રી લાલજી ભગવાન સિંહાસન ઉપરથી હસતા હોય એવું ભક્તજનોને પ્રતીત થતું હતું. ભક્તજનો આરતીનું કામ પૂરું થયે ચરણામૃત તેમ પ્રસાદ લઈ ઘેર જવા રવાના થયા. બીજા દિવસે સવારે સોમવારનો સૂર્ય ઉદય થયો ત્યારે એક પછી એક આહીરો જે કાંઈ હથિયારો હતાં તે લઈ હરિદાસ શેઠના ઘેરે આવ્યા. કેટલાક ઘોડેસવાર થઈ પણ આવ્યા છે. કેટલાક પગપાળા છે. શેઠ જમીનજાગીરદાર હતા જેથી કરી કોઈનાં ગાડી–બળદ લેવા જવાની

જરૂર ન હતી. પોતાને ડુંગર જવા માટે બેલગાડીઓ તૈયાર કરી, ગાડીઓમાં ગાદલાં બિછાવી અને ગાડીઓને વઢિયારા બળદો જોડ્યા. બળદોને શણગાર્યા, જાણે કોઈ લગ્નની તૈયારી કરતા હોય એમ ઝુલો નાખી અને શિંગડાંઓમાં મોતી ભરેલા ખોભળાઓ ચઢાવ્યા, તેમજ મોંની મયરાવટીઓ તેમજ ઘુંઘરમાળ બાંધી શણગાર્યાં.



જીવો મહારાજ તેમજ ભીમો મહારાજ તેમજ આહીર ખેડૂત ભાઈઓ ગાડાં તૈયાર કરી ગાડાની ઉપર ઉંધા બેસી શેઠના આગમનની વાટ જુવે છે.

શેઠે માથે લાલ પાઘડી મૂકી, ખભે ખેસ નાખી માંચેસ્ટરની બારીક ધોતી પહેરેલ છે. પગમાં રાણી છાપના સ્લીપર બુટ પહેર્યા છે, હાથમાં છત્રી લીધી અને હસ્તે મોઢે પોતાના મકાનના દરવાજા બહાર આવે છે. ત્યાં લીલાધર ભટ્ટની દીકરી બ્રાહ્મણ કન્યા લક્ષ્મીબાઈ હાથમાં કુમકુમની થાળી લઈ, તેમાં ચોખા કંકાવટી છે અને શેઠને ચાંદલો કરી, ચોખાથી વધાવી, દુખણાં લઈ આશીર્વાદ આપે છે અને કહે છે કે, શેઠ, તમારો વિજય થાવ. તમોને તેમજ તમારાં બાલબચ્ચાં તેમજ તમારાં કુટુંબીજનો તથા ગામના આગેવાનો- ને ઈશ્વર વિજય અપાવશે – એવો આશીર્વાદ લઈ શેઠ બેલગાડીમાં બેઠા. તેમને પડખે તેમનાં ધર્મપત્ની કાશીબેન બેઠાં અને તેમની બાજુમાં શેઠનાં બેન નર્મદાબેન તથા તેમના ભાણેજ તુલસીદાસ તથા તેમની નાની ભાણીઓ લીલાવતીબેન તેમજ કમળાબેન બેઠાં અને બીજી ગાડીમાં તેમના કાકા નારણદાસ તેમજ તેમનાં ધર્મપત્ની જમનાબાઈ તથા તેમનાં સાસુ ઝમકુ ડોશી બેઠાં અને ત્રીજી ગાડીમાં શેઠના કાકા પરમાણંદદાસ તથા શેઠ હરિદાસ બોરાના પિતાશ્રી નાગજી બોરા તથા શેઠના કાકા નારણદાસના સાળા માધવજીભાઈ તથા માધવજીભાઈના મામા ત્ર્યંબકલાલ અને ત્રીભોવન- દાસ સંઘવી શેઠના બનેવી પણ સાથે બેઠા. સારું ચોઘડિયું જોઈ રવાના થયા અને તેમની સાથે રામપરા ગામના આહીરો પણ વળાવિયા તરીકે રવાના થયા. રામપરાથી ડુંગર જતાં વચ્ચે આવતા બેરાઈ ગામમાં બે ઘડી રોકાઈ ચાલતા થયા. બરાબર બાર વાગે દેવકા જવાનો રસ્તો અને

બીજો પીપાવાવ જવાનો રસ્તો બંને જુદા પડે છે ત્યાં એક સામડીનું ઝાડ છે ત્યાં બહારવટિયાઓની એક ઘોડેસ્વાર ટુકડી બંદૂકો અને તરવાર સહિત ઊભેલી હતી, તેમાં સાદુળ ભમ્મર, ભગવાન સોની તેમજ ભાયો ધાખડો, ભક્તો ભરવાડ વગેરે ત્યાં ઊભા હતા, દેગણ વાઘે હાકલો કરીને કહ્યું કે, શેઠ, તમારાં ગાડાં અહીં ઊભા રાખો અને અમે ઘોડેસવારો બહારવટિયાઓ પાસે જઈએ છીએ મજબુત બાંધાનો આહીર જુવાન હરસુરવાઘે પોતાની બંદુક ખંભામાંથી ખોળામાં લીધી તેમજ દેવદાસ વાઘે પણ પોતાની પાસેની બંદુકનો જોટો ખંભામાંથી ખોળામાં લીધો બીજા આહીરો રામસી ભગત તેમજ તેમના ભાઈ નથુભાઈ ઘોડાને આગળ કરી હાકલ કરી અને કહ્યું કે, માટી થાવ, કાં અમે નથી કાં તમે નથી એમ એક પછી એક આહીરો હરીફાઈ કરતા હોય એમ બહારવટિયાઓ સામે ધીંગાણામાં ઊતરવા ઉતાવળા થવા લાગ્યા, અને પોતાના ઘોડા આગળ વધારવા લાગ્યા. એક બાજુ નેસડિયા આહીરો દેગણભાઈ પુંજાભાઈ તથા હમીરભાઈ રામભાઈ તેમજ નાકરાભાઇ ભગવાનભાઇ અને બીજા વૃદ્ધ આહીર રામભાઈ ભોજાભાઈ અને હાદા વિજાણંદ નામના આહીરો બોલ્યા કે, અમે તો તમોને દૂધ પાઈને સાપ ઉછેરવા જેવું કર્યું, ત્યાં તો સાપ અમોને કરડવા માટે અમારા સામે ફૂંફાડા મારીને અમારા સામું દોડયો. એનું જ અમોને દુઃખ થાય છે. માટે હવે તમારામાં તાકાત હોયતો આ હરિદાસ શેઠ અને તેમનું કુટુંબ પણ સાથે છે. લૂંટો મર્દોની ખબર પડે, એટલી વાત કરે છે ત્યાં, હરસુર વાઘ નામના આહીરે પોતાની બંદૂક લંબાવી, છાતીએ ચઢાવી બે પાએ કરી ટેગર ઉપર હાથ મૂકયો, એટલામાં રામપરા ગામના આગેવાન આહીર દેગણ વાઘ બોલ્યા કે, આપણે બગાડવું નથી. એ પેહેલો ઘા કરે પછી જોયું જશે, ત્યારે બહારવટિયાઓ કહે છે કે પહેલો ઘા તમે કરો, કારણ કે અમે વિના અપરાધે સમજ્યા–સોચ્યા વગર સેઢાપાડોશી ગામો હોવાથી અને એકાબીજાની અંદરો અંદરની ખટપટના લીધે આ બનાવ બન્યો છે. અમારે શેઠને લૂટવા ન હતા પણ એકાબીજાનું પાણી જોવા માટે જ આ એક અણછાજતો બનાવ બન્યો, એથી અમે પણ,

દિલગીર છીએ. એમ કહી બહારવટિયાઓની ટોળી પશ્ચિમ દિશા તરફ આવેલ કડિયાળીગામ તરફ એક બાવળની મોટી કાંટ હતી તેમાં અદસ્ય થઈ ગયા. શેઠ બોલ્યા કે, ઈશ્વરે સૌ સારું કર્યું ઘણાખરા આહીરો પગપાળા આવેલ હતા તે પાછા ફરી રામપરા તરફ રવાના થયા. બાકીના ઘોડેસવારો શેઠ ભેગા ડુંગર સ્ટેશને આવ્યા. જેઠુર વાઘ કહે છે કે, કાકા, જગા તમારી પ્રતિજ્ઞા ફળી અને કૃષ્ણ ભગવાન આપણે છાબડે આવ્યા. ઝગડો ફિશાદ ન થયો અને સોનું પાણી રહ્યું, એવી ડુંગરના સ્ટેશનમાં વાતો કરે છે ત્યાં ગાડીનું સિગ્નલ પડયું પ્લેટફોર્મ પર ઊભેલા પેસેન્જરો પોતપોતાનો સામાન લઈ ગાડીમાં બેસવાની વાતો કરે છે. શેઠ પણ બાલબચ્ચાં સહિત પોતે રિઝર્વેશન કરાવેલ ડબ્બામાં આરામથી બેઠક લીધી. ગાડી થોડો વાર થોભી ટાઈમ થવાથી વિસલ થઈ અને ગાડી ધીરે ધીરે ચાલવા લાગી. સૌ ડાયરો શેઠને ઊંચા હાથ કરી વિદાય આપી. રામપરા ડાયરો પણ પોતાના ગામ જવા ઘોડા ઉપર સવાર થઈ રામપરા પહોંચ્યો. બીજે દિવસે સવારે મંગળવાર હોવાથી હંમેશના કાર્યક્રમ પ્રમાણે ડાયરો ભેગો થયો. કાવા કસુંબા પીવાની પ્રતિજ્ઞા પૂરી થઈ એથી કાવાકસુંબા ઘૂંટોવા લાગ્યા. અને એકબીજા આહીરો કાંડાં મરડી મરડીને મારા સમ ને તારા સમ દઈ કસુંબાની પ્યાલીઓ ભરી ભરી એકબીજાને પાવા લાગ્યા.

(દોહો)

તે હબસા તણા હેમર લઇ કર્યો હડો,
સરઠમાં સાકો કીધો તેં નો દેગણા.
જલતી અગન જાણવો કયે વેરીનો કાળ,
ધડકેઆભ થોભાળ તો દિયે ટેકા દેગણા.

આપા દેગણ તમારા વડવા જ્યારે ગીગોમીંયો બારવટે હતો ને આખી ગિરને અને નાઘેર પંથકને રંજાડતો હતો ત્યારે તેને મારી, તેની ટુકડીનું

નામનિશાન રહેવા દીધું ન હતું એવા જોરદાર હતા. માટે આમાં તમે કાંઈ નવાઈ કરી નથી. આ તો તમારી ફરજ હતી. અને તમે તમારી ફરજ બજાવી. બહારટિયાઓ કે કોઈ લૂંટારાઓ ગામમાં આવી કોઈ મંદિરના પુજારી અગર તો ઠાકોરજીને લૂંટી ચાલ્યા જાય, ગામ લોકો તેની મદદ ન કરે તો પુજારીનો શો વાંક ? એમાં તો ગામના લોકોએ બીકણપણું બતાવ્યું ગણાય. આ બધી વાતચીતો થતાં બપોરના એક બે વાગવાનો ટાઈમ થયો એથી સૌ ટાયરો ઊઠી ગામમાં આવેલ રામજીમંદિરે, જ્યાં સંત શિરોમણી મહાત્મા રામદાસ બાપુને મળ્યા અને વાત કરી કે, બાપુ, અમારે આપણા ગામમાં અહીં રામજી મંદિરે સપ્તા પારાયણ કરવાની ઇચ્છા છે, એથી તમારી પાસે આવ્યા છીએ. મહારાજે કહ્યું કે, આ તો ઘણી ખુશીની વાત છે. અને મહારાજે સર્વે આહીરભાઈઓને આર્શીવાદ આપ્યા અને બીજે જ દિવસે મૂરત જોવડાવી અને વડાળથી મણિશંકર મહારાજને આમંત્રણ આપવાનું નક્કી કર્યું. સારું મૂરત જોઈ મણિશંકર મહારાજ આવ્યા અને રામપરાના લાલજી મંદિરે ભાગવત સપ્તાહ બેસાડી. સાત દિવસ ગામ લોકો તેમ પરગામના લોકો પ્રેમ અને ભાવનાથી સાંભળવા આવતા હતા. ભાગવત સપ્તાહની પૂર્ણાહુતી થઈ, શેઠને કંકોત્રી મોકલેલ, પરંતુ કામકાજના લીધે હરિદાસ શેઠ આવી શકયા ન હતા. જેથી શેઠે આજુબાજુના ગામના બ્રાહ્મણો તેમજ ગામલોકો વગેરેને જમાડવા અને ગામનો ધુમાડો બંધ કરવો એવી રીતનો કાગળ મોકલી કહ્યું કે, જે બિલ થાય તે અહીં મુંબઈ મોકલી આપશો. વળી મહુવામાં શેઠ હરિદાસ નાગજી વોરાએ મિલ બંધાવી અને એમનું કામકાજ પૂરું થયું અને શેઠ મુંબઈથી મહુવા આવ્યા અને મિલનું ઉદ્દઘાટન હોવાથી રામપરાના આહીરો વગેરેને ત્યાં તેડાવેલ. અને ભાવનગરના દીવાન શ્રી સર પ્રભાશંકર પટ્ટણી સાહેબને ઉદ્દઘાટનવિધિ માટે બોલાવેલ અને તેઓ આવેલ અને તેમની સાથે આવેલ શ્રી ભાવસિંહજી મહારાજના કુંવર કૃષ્ણકુમાર તેમજ નિર્મળકુમાર અને બીજા એક બે યુરોપિયનો પટ્ટણીસાહેબની સાથે મહુવા શેઠ હરિદાસ નાગજી વોરાની મિલના ઉદ્દઘાટન પ્રસંગે પધારેલા અને બે દિવસ રોકાઈ તે ભાવનગર

ચાલ્યા ગયા. પરંતુ ઉદ્દઘાટન વખતે શ્રી હરિદાસ શેઠે ભાષણ કરેલ કે, આ મારી મિલમાં મારા વતન રામપરા ગામના મજૂર કોળી ભાઈઓ, જે મજૂરી કરે છે તે અહીં મિલમાં લાવવા અને તે સારું કમાય અને તે સુખી થાય તે જોઈ મને ઘણો સંતોષ થાય એવી મારી ઈશ્વરને પ્રાર્થના છે.

શેઠ હરિદાસ વોરાએ જીવનભરમાં પરમારથનાં ઘણાં કામ કરેલ છે. રામપરા ગામના બ્રાહ્મણોના છોકરાઓ વગેરેને મુંબઈ લઈ જઈ સારી નોકરી અપાવેલ અને તેઓ અત્યારે ઘણા સુખી છે.

શેઠને મુંબઈ દુકાનોનું કામકાજ તેમજ દેશમાં મિલનું કામકાજ હોવાથી અને મિલની દેખરેખ રાખવા બે જગ્યાએ રહેવું પડતું, જેથી કરી મિલની દેખરેખ રાખવા વિશ્વાસપાત્ર માણસોને રાખેલ, પરંતુ આ જગતમાં સ્વાર્થ સિવાય કાંઈ છે જ નહીં માણસોની મનોવૃત્તિઓ એવી થઈ ગઈ છે કે, બીજાનું બુરું થાય તેની પરવા નહી, પણ પોતાના સ્વાર્થની ખાતરશેઠની મહેરબાનીનો ગેરલાભ માણસો લેવા લાગ્યા, જેથી કરીને શેઠના દિલમાં થયું કે, મુંબઈ તેમજ મહુવા મિલનું કામકાજ આ બંને જગ્યાએ સંભાળવું મુશ્કેલ છે. બે ઘોડે ચડી ન શકાય, એમ જાણી મહુવાની મિલ ભાવનગરના મહારાજા કૃષ્ણકુમારસિંહજીને વેચાતી આપી દીધેલ. હરિદાસ શેઠ બહુ મોટા મનના તેના દિલમાં ઘણી વખત એવા વિચારો આવતા અને કહેતા હતા કે. મારી કરેલી ઉદ્યોગની ઈમારતમાં કોઈ પણ કમાય તો મને સંતોષ છે. પછી તો શેઠ દેવલોક પામ્યા પણ એમની બનાવેલી ઉદ્યોગની ઈમારત રૂપી મિલ શેઠની યાદ આપતી મહુવા બંદરની પશ્ચિમ દિશાએ અડીખમ ઊભી છે.

ત્યારપછી વર્ષો બાદ તેમના દીકરા પ્રતાપરાય ઉંમરલાયક થયા ત્યારે પોતાના વડીલોના વતન રામપરા ગામ આવ્યા. તેમની સાથે તેમના મિત્ર ગોર નારણજી ભીખાભાઇ વગેરે આવ્યા અને આહીરોને મળ્યા. ત્યારે રામપરાના આહીરોએ વાત કરી કે અહી ઠાકોરજીનું મંદિર પડી ગયું છે, ચાલો,

જોવા જઈએ. ત્યારે પોતાને રહેવાની એમના પિતાએ આલીશાન મેડી બનાવેલ ત્યાં તેની જોડે પડખે જ સ્વામીનારાયણ તેમજ શંકરનું મંદિર હતાં.—એ પડી ગયેલ જોઈ પોતાના દિલને ઘણો આઘાત લાગ્યો. પછી તો તે મુંબઈ ગયા અને તેમનાં માતુશ્રી કાશીબાઈને વાત કરી કે, આપણે જ્યાં મેડો બનાવી છે, ત્યાં આપણે રહેતાં નથી અને આપણી રહેઠાક મુંબઈ છે. ઠાકોરજીનું મંદિર પડી ગયું છે તો, આ મેડી ઠાકોરજીના માટે આપણે અર્પણ કરી દઈએ તો કેમ ! ત્યારે તેમનાં માતા કાશીબેન બોલ્યાં કે, આ તારો વિચાર ઘણો સારો છે. ખુશીથી આપણે આપણું મકાન ઠાકોરજી માટે આપી દઈએ. ત્યાર પછી તેઓ રામપરા આવ્યા, પોતાની મેડી માતાએ તેમ પુગે એટલે પ્રતાપરાયે મળીને આ મકાન ઠાકોરજીને અરપણ કર્યું ગામ લોકો ભીખાભાઈ નેશડિયા તેમજ સાવજભાઈ સરપંચ તેમજ ઝીણો આતો અને મુળુ આતો તેમજ વાસુરભાઈ દેવદાસભાઈ તેમજ મેરામણભાઈ જેઠુરભાઈ તેમજ દરબાર અભેસિંગ—આ બધાએ મળી પૈસા આપવા આગ્રહ કર્યો અને બહુ કહેવાથી પ્રતાપરાય તે પૈસા લેવા ના પાડેલ, છતાં પણ ગામના આગ્રહથી તેમના માનની ખાતર, તેમજ મહારાજ રઘુદાદાના માનની ખાતર સાધારણ પૈસા લીધેલ. ખાસ કરીને તો હું કાંઈ જાણતો નથી, ત્યાર પછી પ્રતાપરાય તથા નારણજીભાઈ તેમજ હમીર વાળો મળી ગામમાં પાણીની બહુ તકલીફ હોવાથી, તેમજ સ્કૂલ નહીં હોવાથી નળ તેમજ સ્કૂલનું કામ ઉપાડયું અને આ બન્ને કામો સારી રીતે કરી પોતાના વડીલોની જન્મભૂમિમાં તેનું નામ રોશન કર્યું.

આવા માણસો દુનિયામાં થોડા હોય છે. પ્રતાપરાય જેવા જેણે પોતાના વડીલોની જન્મભૂમિમાં આવી રીતે અનેક પરમાર્થનાં કામ કરી પોતાની નાની ઉંમરમાં પોતાનું નામ રોશન કર્યું. વળી રામપરા ગામમાં પાણીની એટલી બધી તકલીફ હતી કે જેનું વર્ણન ના કરી શકાય, જ્યારે જ્યારે બેન-દીકરીઓ પાણી ભરવા નદીએ, જાય નદીનું પાણી સુકાઈ જવાથી નાના વીરડા ગાળ્યા હોય તે પણ, ઉનાળાના તાપના લીધે સુકાઈ ગયા

હોય, જેથી કરી આ બેનો પાણી માટે આજુબાજુની વાડીઓમાં કોક વહેતા હોય, ત્યાં જાય તો ત્યાં પણ ઘણાખરા વાડીના કુવા કોશ બંધ થવાથી પાણી ખુટી ગયું હોય, જેથી કરીને આવા ધોમધખતા ઉનાળાના તાપમાં પાણી વગર ખાલી બેડે ઘેર આવે ત્યારે એના દિલમાં કેવું દુઃખ થતું હશે!

(દોહો)

**રમણીયો રામપરા તણી, પાણી બીન કરતી પુકાર,**
**સુકાન પ્રતાપ તેં સંભાળ્યું, ભરવા પાણીના ભંડાર.**

પછી તો રામપરા ગામના આગેવાન મુળુ આતા તેમજ ભગવાન આતા અને જીણા આતા આ ત્રણે વૃદ્ધોએ ગામ લોકોને ભેગા કર્યા અને પાણીનું તેમ સ્કુલ કામકાજ પ્રતાપભાઈને સોંપ્યું. પછી પ્રતાપરાયે તે જ રામપરા ગામના ગોર નારણજી ભીખાભાઈને મુંબઈથી બોલાવી, અને વાત કરી કે આપણે રામપરા ગામમાં પાણીનો ટાંકો તેમજ નળ નંખાવવા. બેનોને તેમજ ગામને પાણીની તકલીફ દુર થાય તેવી વ્યવસ્થા કરવાની છે. પછી આ કામ ઉપાડ્યું.

( દોહો )

નારી જે વારી વીના તનમાં વેઠતી તાપ,
તે હરીદાસ તણા, વારીનો ઘોડલો વિલાપ.

ઝારી એટલે પાણીનું બેડું, વારી એટલે પાણી, આ બંને જરુરી બાબતોને કાર્ય કરવા કમર કસી.

( દોહો )

**તેં નિશાળને પાણી તણો તનથી મિટાવ્યો ત્રાસ,**
**પ્રતાપ તુજ પ્રતાપથી ખાંભળ બારે માસ.**

નારીની વારી વીના, જારી ખાલી જાય,
પ્રતાપરાય તુજ પ્રતાપથી જ નરનારી વારીથી નાય.
તેં રાખ્યું હરીદાસ તણા, નજ ભલ વડાલોનું નામ,
ઉજાળ્યું પ્રતાપ અધિક, રૂડું રાપપરું ગામ.
રમુદાદા સરખા રહંત, મહંત સંત મજબૂત,
રામજી મંદિરમાં રામરટણ કરે રૂડો રામનો દૂત

આવી રીતે પ્રતાપભાઈ તેમજ નાગણભાઈ તેમજ હમીર વાળાએ મળી રામપરા ગામમાં નિશાળનું તેમજ પાણીની ટાંકી બંધાવી. કાયમ માટે તકલીફ દુર કરી. વળી. ગામમાં ઠાકોરજીનું મંદિર પડી જવાથી, મુંબઈમાં રમુદાદા રામપરાના રામજી મંદિરના મહંતની સાથે રહી, આ ત્રણે જણાએ લગભગ ત્રીસેક હજારનો ફાળો કરી આપ્યો અને ગામમાં મંદિર બનાવવું એવું નક્કી કર્યું છે. આ માટે એને ધન્ય છે

(દોહો)

હેનેથી હરિદાસ તણા વધુ શું લખું વાત,
કીર્તિનો હાર કરી, પહેરાવું તને પ્રતાપ.

---

શેઠ પ્રતાપરાય હરિદાસ વોરા

(છપ્પય કવિત)

વ્હોરા શાખ વણિક, રામપરાના રહેવાસી,
શ્રીમંત ઘેલા શેઠ, પુન્યની પ્રભા પ્રકાશી
પુત્ર જુઠો પરવીણ, પિતુ ભક્તિમાં પૂરો,
તેનો સુત નાગજી, સ્વભાવે શાંત મધુરો.
હરિદાસ તેહનો છે તનય ધ્યાન ખાસ છે ધર્મમાં,
કવિ "કાન" કહે મહા ભાગ કહું, કરે દાન સત્કર્મમાં.

(છપ્પય કવિત)

અર્પણ કરે આવાસ, પ્રભુ મંદિર બનાવા,
વિદ્યાલયમાં વિત્ત વાપર્યું, જ્ઞાન વિકસાવવા.
પાણીનો જે પ્રશ્ન વિકટ, હલ કરે વેપારી,
ધન્ય ધન્ય અવતાર ઈજ્જત કુળ-કુટુંબ વધારી.
ભંડાર સદા ભરપૂર રહો, વંશવેલ વધતી રહો,
કવિ 'કાન' માન મર્તબા થકી પહટયો પુન્ય પ્રતાપહો.

(દોહો)

ધન ધન તોં ધાતરવડી, ધન્ય રામપરા ગામ,
રંગ યોગી રામદાસને ધર્મ રચાવ્યું ધામ.

શેઠ હરિદાસ નાગજી વ્હોરાના પુત્ર પ્રતાપભાઈએ રામપરા વિષે સારાં કામ કર્યાં, તેના માટે પણ તેનો ઘણો આભાર

રામપરામાં પ્રથમ રામદાસજી મહારાજ પધારેલા, તે પછી તો ગામ લોકોને ઘણી શ્રદ્ધા બંધાણી અને તેની સેવા કરવા લાગ્યા, પણ એક આહીર સોરઠિયો જેનું નામ નાજાભાઈ—એ તો તેની સાથે કાયમ રહેતા ને સેવા કરતા. તેને સંતરામદાસજીના આશીર્વાદથી કડિયાળી ગામમાં ઘણું જ મેળવ્યું. વળી, રાખ્તાઉ કરી. તેમજ જ્ઞાતિ વગેરેને ખૂબ સારી રીતે સાચવેલ, એ તો હાલની જ વાત છે. ઈ.સ ૧૯૮૩માં દાનપુન્ય કરેલ અને નામ મંડાવ્યાં અને પરીઓ વંચાવ્યો.

(દોહો)

પારણ ને પરીઓ વંચાવ્યાં આંગણ વીર,
એકોતેર પેઢી આહીર નશાએ તારી નાજિયા.

તે જો આજા તણા સાધુની કરી અતિ સેવ,
દિલથી રિઝયા દેવ નશાએ તું પર નાજિયા.
પાલ્લાહર પરજુમાં તે ભરીઆ સારપનો ભાર,
તેં છેડે તાર નાખ્યો સરઠે નાજિયા.

વળી વાંદના રહીશ શેઠ પ્રેમજીભાઈએ પણ મહાત્મા રામદાસજી સાથે પ્રેમ અને ભાવના રાખતા હતા, અને રામજીમંદિર પાસે ગૌશાળા બંધાવી આપી. વગેરે કામો ઘણાં જ સારાં કર્યાં. રામદાસજી દેવલોક પામ્યા પછી એ ગાદી ઉપર રામજીમંદિરમાં રામરક્ષાદાસજી આવ્યા ને વિંણુયજ્ઞ કર્યો, તેમાં પણ પ્રેમજીભાઈ શેઠ તરફથી ઘણી મદદ મળેલી. હજુ પણ જ્યારે રામરક્ષાદાસજીને મુંબઈ જવું હોય ત્યારે પાંચદસ માણસ સાથે લઈ જાય અને પ્રેમજીભાઈ શેઠને ત્યાં જ રોકાય. પ્રેમજીભાઈના ઘરનાં સર્વે માયાળુ ને વિવેકી માણસો વિષે તો શું લખવું ! પ્રેમજીભાઇના દીકરા જયંતીભાઈ તથા ચિમનભાઈ તથા જશુભાઇ તથા હરેન્દ્રભાઈ તેમ પ્રફુલભાઈ તથા નરેન્દ્રભાઈ આ દરેક ભાઈઓને આ રામજીમંદિર પ્રત્યે હંમેશ માટે એકસરખો જ ભાવ. વળી રામરક્ષાદાસજી દેવલોક પામ્યા. હાલ તેની જગ્યાએ રમુદાદા છે. એમના પ્રત્યે પણ આ દરેક ભાઇઓને એકસરખો જ પ્રેમ છે. ધન્ય છે એકરંગા માણસોને !

રામપરાના વતની હરિદાસ શેઠે જન્મભૂમિના વિકાસ માટે પવિત્ર સંકલ્પ કર્યો કે જે દેશ અને માટીમાં હું જન્મ્યો તેનું ઋણ મારે ચુકવવું રહ્યું. મારા પર પ્રભુની પૂર્ણ કૃપા થઇ અને અખુટ સંપત્તિ આપી તો મારા ગામનાં પ્રજાને એનો શો લાભ ?

બસ મનમાં ગાંઠવાળી લીધી અને મહુવા નગરમાં સં ૧૯૭૦ ઈ. સ ૧૯૭૪માં જમીન ખરીદી તેના પર કાપડ મિલ ઉભી કરી તે કામ ૧૯૮૨ માં પુરું થયું પોતે વતનમાં ન રહી શકે એટલે કોઈ વિશ્વાસ પાત્ર માણસ ની નિમણુક કરી પણ આ કળી કાળમાં પ્રમાણિક પણું તો કોઇ ભાગ્યશાળી ને ત્યાં હશે શેઠને થયું કે પારકા ઉપર મદાર રાખવો ઉચિત નથી એટલે ત્રણ વર્ષ બાદ ભાવનગર મહારાજાને તે મિલ વેંચાતી આપી દીધી.

---

# આહીર સોરઠીઆ સુમરાભાઈ મીંયાણી
## રામપરા

લગભગ ઈ.સ. ૨૬૧૧ની આ વાત છે. મારે તેની તલવાર અને જોર કરે તેનું જુધ્ધ હાથમાં તલવાર લઈ હાકલ કરે તેની નામના–એવો એ જમાનો હતો. સૌ પોતપોતાના રાજ્યમાં રાજા જેવી જેની સત્તા જોર કરીને ઝૂંટવી લેતો. રાજ્ય વગરના પણ થઈ જાય. લૌકિકભાષામાં તેને પાણેરાજ્ય કહેવાતા, એવી અંધાધૂંધી એ જમાનામાં ચાલતી, પછી એ ભાવનગરનો રાજા હોય કે વેરાવળનો દીવાન હોય અગર માંગરોળનો શેખ હોય કે જૂનાગઢનો નવાબ હોય. જેને જે ફાવે તે કરી શકે, જેવું જેને બાવળે બળ. તેને કોઈ પૂછનાર નહીં.

એ જમાનામાં પોતપોતાની સત્તા વધારવા, સૌ કોઈ પ્રયાસ કરતા હતા. એ ટાઈમે બાબરિયાવાડના દરિયાકાંઠે કુલ ૫૧ ગામ હતાં. તેમાં બાબરિયાઓનાં ૩૨ ગામ, એક ટીંબી ગામ ધોલનું અને અઢાર ગામ આહીરોનાં કુલ મળીને ૫૧ હતાં.

ત્યારબાદ તેમાંથી ૩૨ બાબરિયાનાં અને નવ ગામ સોરઠીયાં આહીરોનાં. એ આહીરોને પહેલાંના વખતમાં તેની નાત નવસો નાઘેરા તરીકે ઓળખાતી, તેમાં એક ધોલનું એમ મળી હાલમાં ૪૨ બાબરિયાવાડ કહેવાય છે.

આ ગામો પહેલાં ગાયકવાડની હકૂમત નીચે હતા અને તેની દેખરેખ રાખવા ગાયકવાડી સૂબો અમરેલી રહેતો. આ ગામોનું કાંઈ પણ જમીન જાગીરનું કે ફરિયાદ–ફાંટાનું કામ હોય તો અમરેલી જવું પડતું. એ જમાનામાં આજના જેમ વાહનવહેવાર ન હતો. જો કાંઈ જવું હોય તો તે ચાલીને જવું પડતું, સગવડ હોય તો ઘોડું–ટારું અગર ઊંટ ઉપર પણ જતા આ ગામોને કાંઈ પણ જમીનજાગીરનું મોટું કામ હોયતો વડોદરા પણ જવું પડે. પણ વડોદરા જવું એ ઘણું દુર થઈ પડતું જેથી કરી આ ગામોના આગેવાન દરબારોએ પોતાના કામદારની મારફતે એવો ઠરાવ કર્યો કે, અમારે વડોદરા કોઈ પણ સરકારી કામ હોય તો જવું પડે છે, એથી બહુ

મુશ્કેલી થાય છે, અને અમારું ગામ છે તે ડુંગરી ગામ છે. માટે તેના પર જૂનાગઢ સરકાર દેખરેખ રાખે અને વહીવટ કરે. અમારે કાંઈ કામકાજ હોય તો અમો જૂનાગઢ તાબાના જેના ગામની કોર્ટે જઈએ અને અમારો ફરિયાદ-ફાંટો જેના કોર્ટે ચાલે અને જો જરૂર પડે તો જૂનાગઢ પણ જઈએ એ છેટું ન કહેવાય.

અમો જે પેશવા સરકારને કાંઈ કર અથવા પેસકસી તેમજ વિસેજ ખર્ચ તેમજ રાજમાંથી આવતાં ગેઝેટ ખર્ચ-એ અમો જૂનાગઢ સરકારને ભરશું અને જૂનાગઢ સરકાર તેની ખંડણી ભેગા અમારાં ગામોનો કર ભરી દે અને (ખાખબાઈ) એ એના આગેવાનોના કહેવાથી અલગ રહ્યું અને પેશવા સરકારની હકૂમત નીચે રહેવાનું કાયમ રાખેલ.

અમારા જે બાબરિયાડનાં ૪૨ ગામો ડુંગરી છે તે જૂનાગઢની હકૂમત નીચે રહેવા ખુશી છે.

એ બાબતનો આહીરો તેમજ બાબરિયાઓએ પોતાના કામદારની મારફતે જૂનાગઢ સાથેનો વહેવાર બાંધ્યો. આજ સુધી પેસકશી તેમ ગેઝેટ અને વિસેઝ પોલીસ-ખર્ચ ચાલતું હતું

બાબરિયાવાડનાં જે ૪૨ ગામોનો કારભાર અમરેલી સૂબો સંભાળતો હતો. તે જૂનાગઢના હાથમાં ગયો પછી તો અમરેલીના સૂબાનું કાંઈ પણ આ ગામો પર ચાલે નહીં, કારણ કે હકૂમત જૂનાગઢના હાથ નીચે ગઈ.

આ અમરેલી સૂબો પ્રભાશંકર કાંઈ પણ પોતાનું કામકાજ હોય ને કહેવડાવે તો આહીરો તેમ બાબરિયા કોઈ કરતા નહીં, અને ગણકારતા પણ નહીં, તેથી સૂબો વધુ પ્રમાણમાં આહીરો પર રીસે બળતો. એવામાં બાબરિયા દરબારોએ વિચાર કર્યો કે, પહેલા આહીરોના અઢાર ગામ હતાં. તેમાંથી ધીંગાણું કરી આપણે નવ પડાવી લીધા હવે નવ તેના કબજામાં બાકી રહ્યાં છે તો આપણે અમરેલી જઈ સૂબાને વાત કરીએ કે અમારે આહીરો સાથે ધીંગાણું કરી એક બે ગામ લઈ લેવાં છે જો તમો અમને મદદ

કરો તો ધીંગાણામાં આહીરો બહુ મરણીયા છે એથી અમને કદાચ પહોંચવા ન દે તો તમારે અમારા પક્ષમાં રહી, આહીરો સામે ભડાકા કરી. આહીરોને પાછા હટાવો તો તમોને એક ભડકે એક ઘોડું આપશું. આ વાત સૂખાને ગમી કારણ કે પ્રભાશંકર આહીરોના વિરોધમાં હતો જેથી કરી હા પાડી અને કહ્યું કે, તમો સૌ બાબરિયાભાયું કહો ત્યાં મારી સાથેની પોલીસ ફોજ લઈ તમ્બુડેરા નાખું, ત્યારે બાબરિયા દરબારોએ કહ્યું કે, તમો તમારા માણસો લઈ રામપરા અને ઉંટવળા વચ્ચે જ્યાં સારણનું છેલ્લું કહેવાય છે, ત્યાં પડાવ નાખો. એ પ્રમાણે સૂખાએ રામપરા અને ઉંટવળા વચ્ચે ડેરાતંબુ નાખ્યા.

અહીં રામપરા ગામમાં ગામ વચ્ચે ચોરો છે. ગામના આહીરો હંમેશના નિયમ પ્રમાણે કાવાકસુંબા ઘૂંટી રહ્યા છે ત્યારે આ બધી હકીકત જાણવા મળી.

એ વખતે રામપરા ગામમાં સોરઠીઓ આહીર સુમરા કાંધા નામનો બહુ જોરદાર અને નામાંકીત હતો અને ધીંગાણામાં કાંઈ પાછી પાની કરેલ નહીં. ઘણાખરા ધીંગાણામાં વિજય મેળવેલ.

એ આહીર સુમરા મીંયાણીનો અગ્નિપરીક્ષાનો સમય આવ્યો. કારણ કે ધીંગાણામાં પાછી પાની કરી ગભરાય એવો ન હતો. પણ સુમરાને ખબર પડી કે બાબરિયા ભાઈઓ અમો આહીરો સામે ધીંગાણું કરી એક બે ગામો પડાવી લેવા અમરેલીથી સુખાને પોતાના પક્ષમાં લાવેલ છે. માટે તેને હવે પોગવું મુશ્કેલ છે. હવે તો જરૂર સુખાની મદદથી અમારાં નવ ગામોમાંથી એક બે લઈ –લેશે આવા અનેક વિચારોથી સુમરાને કસુંબો લીધો પણ કસુંબો આવ્યો નહીં અને ઘેર આવી એના એ જ વિચારમાં જ ઉદાસ મને બેઠો છે, એ વખતે તેનો નાનો ભાઈ દેવાત બહાર ગામ ગયેલ, એથી એને વધારે વિચાર થતો હતો કારણ કે દેવાત એ પણ મર્યા માર્યાનું રાસડું હતો. જેથી એ બાબતની ચિન્તા સુમરાને કાંઈ ચેન પડવા દેતી ન હતી.

સાંજ પડયે રૂંઝું વળી દિવે વાટયો ચડી ત્યાં દેવાત બહારગામ ગયેલ તેની ઘોડીના ડાબલાની પડઘી સુમરાને કાને પડી. દેવાત પોતાના ઘરની ફળીમાં આવી, ઘોડી પરથી નીચે ઉતરી, ઘોડી ખીલે બાંધી ઘોડીનો સરસામાન ઉતારી. એક કોર મૂકયો. પછી પોતે મોટાભાઈ સુમરો જ્યાં ઓસરીમાં પલંગ પર બેઠો છે ત્યાં આવ્યો, પણ ભાઈનો ચહેરો ઉદાસ જોઈ દેવાતે કહ્યું કે, મોટા ભાઈ, આજ કાંઈ ઉદાસ લાગો છો. ત્યારે તેના ભાઈ સુમરાએ દેવાતને કહ્યું કે, હા ભાઈ, છે તો એવું.

(દોહા)

બાંસ ફૂટ્યો સૂન વન રહે જીવન અપનો અભાગ,
કુલ કો છોટો મોટો ભયો (તો) કોઈ દીન ઉઠેગી આગ.

માટે ભાઈ આપણા નવ પલ્લવ બાગમાં વાંસનો છોડ ઊગ્યો છે એ મોટો થઈ વાંસેવાંસ ઘસાઈ પોતે પણ બળશે બીજાને પણ બાળી દેશે આવું બન્યું છે.

ત્યારે દેવાત કહે છે કે, ભાઈ, એવું શું બન્યું છે કે જેથી કરી. તમો હારી ગયા છો

ત્યારે સુમરો કહે છે, આપણા રામપરા ગામમાં આજુબાજુના બાબરિયા ભાયુંનાં ગામ વડ, ભચાદર, ઉચૈયા વગેરે ગામના બાબરિયા આપણા ઉપર સો મળી ધીંગાણું કરી, આપણા એક બે ગામ પડાવી લેવા નક્કી કર્યું છે. એ જો એકલા હોય તો આપણે પોગી જાઈએ પરંતુ તેના પક્ષમાં અમરેલીથી પોલીસ ફોઝ સાથે તેની મદદમાં સૂબાને બોલાવ્યો છે. અને સૂબાએ આપણા ગામ રામપરા અને ઉચૈયા વચ્ચે સારણને છેલ્લે ડેરાતંબુ સાથે પોતાની પોલીસ ફોઝ લઈને પડયો છે અને સૂબાને ભડાકે એક ધાડું આપવું એવું નક્કી કરી લાવેલ છે. એ જ મને મોટા વિચાર આવે છે.

આટલી વાત સાંભળતાં, ભાઈ, દેવાતનાં રુવાડાં બેઠાં થઈ ગયાં **અને** પગથી માથા સુધી અગ્નિ વ્યાપી ગયો અને ક્રોધથી દેવાતની **આંખો** ધગેલ ત્રાંબા જેવી થઈ ગઈ.

(ચંદપધરા) (નરહરકૃત)

સહસ્રફન જગ્યો તેહી ભાર સંગ,
ઉત્તમગંધ સે લગો કમઠ અંગ.
પદમારુતી ચાપ્યો ગીરી પ્રમાણુ,
વહાં ચલે થાત અનેક વહાણુ.
ભભકાંહી ધાત ગીરી ફટત ભૂરાં,
ચિત્મદ્રોયક ગજ ચરણુ ચુરી.
ગીરી ચરણુ ચાંપી ઝાપ્યો ગહીર,
નીર શેષ લીન જપ્યો ઉપલ નીર.
પર્વત સો જોજન દશ પ્રમાન,
મિલી ગયો ધરાની ધસી અમાન.

આવી રીતે ભાઈ દેવાત ક્રોધાયમાન તો થયો. મોટા ભાઈ સુમરાને કહે છે કે, હિમ્મત હારવાની કાંઈ જરૂર નથી. રામચન્દ્રજીને પણુ હનુમાનજી એ એક વખત હિંમત આપી'તી, તો હું તો તમારો નાનો ભાઈ છું, તમને શું હિમ્મત આપું ? તમારે મને હિમ્મત આપવી જોઈએ. જેમ માતા અંજનીએ હનુમાનજી એક વખત કહ્યું હતું કે, તું લંકામા જઈને આવ્યો તો શું મોટી ધાડ મારી આયો.

( કવિત )

અંજની રિસાઈ કહે પુત્ર તું સપુત્ર કહાં,
કીની નાહી પૂરી રામચન્દ્ર હુકી ચાકરી.
પર્વતકું ફાર ફાર નીકસત રતન ધારમેરી,
પીયવત લજાઈ દૂખ વજા જેસી આકરી.
સાગર ઉલંઘી કહા વિક્રમ વિચિત્ર કીનો,
રાવન કી ઘટી ચડી રામજીકી ઠાકુરી.
લંગૂર લપેટ કોટ લંકન કે લોંગ સાથ,
સિન્ધુ મેન ડારી જસે ગોફન કી કાંકરી.

તમે હિંમત હારી જશો તો પછી થઈ રહ્યું, આવાં કેટલાંક વચનો નાના ભાઈનાં સાંભળી સુમરાને મનમાં હિમ્મત આવી અને મહારાજા શિવાજીની હિમ્મતના વિચારો મનમાં ઘુંટાવા લાગ્યા. હિંમતની સરિતાનું વારી વેગેથી દિલમાં વહેવા લાગ્યું. જેમકે :

(કવિત)

ગરુડ કો દાવા જેસે નાગ કે સમૂહ પર,
દાવા નાગયુથ પર સિંહ શિર તાજ કો.
દાવાપુર હુર્તકા પહારન કે ફૂલ પર,
દાવા સબ પછીન કે ગંજ પર બાઝ કો.
ભુખન ભનંત સાત દીપ નવખંડ પર,
તુમ પર દાવા રવિ કિરન સમાજ કો.
ઉત્તર દખ્ખણ પૂર્વ પશ્ચિમ માંહી,
જહાં બાદશાહી તહાં દાવા શિવરાજ કો.

સુમરાને હિમ્મતના હિલોળા ચડે છે. પોતાના મનને કહે છે કે આપણે જોવા છતાં સમજી શકતા નથી અને હારી જઇએ છીએ એ જ આપણી ભૂલ છે.

(દુહો)

**પાંચ માથા ને દશ પગ ચાળવીયા આઠ ચલે,**
**સાચકડા સૌ ભાગ દુનિયા દેખે દાદવા.**

ચોકોમાં ને વાતોમાં રાત ઢળી ચુકી હતી, બન્ને ભાઈ વાળુપાણી કરી સૂતા છે. માતાના પાલવ નીચે ઢંકાયેલ બાળક જેમ પાલવ ઊંચો કરી ડોકિયું કરે એમ ચંન્દ્ર વાદળા આડેથી મુખદર્શન કરાવતો હતો. આકાશમાં બહુ જ થોડા નજરે પડતા તારલિયાઓની આંખો જાણે સૂઈ રહી હતી. એવી અંબર આકાશમાં લાગતી હતી.

આ વખતે સૌ કોઈ નિદ્રાને આધીન થઈ ઊંઘી રહ્યા હતા ત્યારે સુમરે પોતાની ઘોડી પર સામાન માંડી. તલવાર તેમજ કમરમાં કડણુ ભેટવાળા જમૈયો ભેટમાં નાખ્યો અને ઘોડી છોડી રાંગ વાળી જ્યાં સૂમાનો પુલીસ કેમ્પ સહિત પડાવ છે, તે તરફ રવાના થયો.

(કવિત)

**કરની કરની મન કીર તીર છુટયો અરિયન પર,**
**જ્યું નાવિક કો સાજ પાર્થ કો ચઢયો હી અંકન.**
**જ્યું વિષ્નુ કો ચક્ર વજ્ર, સુરપતિ કો કહાંએ,**
**ત્યું અતિગોલા તોપ જ્યું ઊડાન જ્યું ગહીએ.**
**ચંદ કહત સુન શાહ પરે બેગ ઝપટ અરું બાઝકો,**
**સુલતાનપ્રાન નિશ્ચો સમય એહી કાલ તીરપૃથ્વીરાજકો.**

અને જ્યાં સુમો અને સુમાની ફોજનાં માણસો છે ત્યાં આવ્યો.

ભાડુતી સિપાઈઓ ચલમસાફીયું પીને આરામથી સૂતા છે. કારણ કે સિપાઈઓના મનમાં હતું કે, આ સુબા સામે કોણ ઊંચા આંખ કરી શકે. વાનો છે, એમ ધારી બધા આરામથી સૂઈ ગયા હતા. સૂબો પણ પોતાના તંબુમાં નિર્ભયતાથી ઊંઘતો હતો. એ વખતે સુમરો ત્યાં પહોંચ્યો.

(દોહો) આહીર પ્રવીણ ૯૮૨૫૯૯૧૩૮૩

અકબર ઘોર અંધાર અજાણ્યા હિન્દુ અવર,
જાગે જગ દતાર પહોરે રાણા પ્રતાપ સિંહ.
હલદીઘાટ હરોળ ઘમંડ ઉતારન અરી ઘણા,
આરણ કરણ અડોલ પહોંચ્યો રાણ પ્રતાપસિંહ.

જ્યાં એક નેરડું છે ત્યાં પોતાની ઘોડી બાંધી સુમરો તંબુ પાસે આવ્યો અને જુવે છે, ત્યાં તંબુ પાસે એક ઝાડ છે અને તેના નીચે તંબુ છે. સુમરે વિચાર કરી પોતાની તલવાર ગાળાશય કરી પોતાની કડે કઠણ ખેંચી ભેટ વાળી, જેમ કે નરહરદાસે અવતાર ચરિત્ર રામાયણમાં ભગવાન રામચન્દ્રજી મૃગની પાછળ જાય છે, કઠણ ભેટ વાળે છે એમ ભેટ વાળી ખુલ્લી તલવાર લઈ ઝાડ પર ચડયો.

(દોહો)

કટીપટ લપેટ ઝટ ક્રોટ કોપ,
અરુરક્તનૈન ભ્રકુટીરાઓપ.

અને જ્યાં તંબુના વચ્ચેનો સ્તંભ છે ત્યાં પગ મૂકી જમીયાથી તંબુ ચીરી સ્તંભ મારફતે તંબુમાં ઊતર્યો અને સૂતેલા સુબાને પગે હાથ નાખ્યો. એકદમ સૂબો ઝબકીને જાગી ગયો, જુવે છે ત્યાં મોઢામાં ખુલ્લી તલવાર, એક હાથમાં જમીયો અને એક હાથ સુબાને પગે—આવું વિકરાળ દૃશ્ય જોઈ સુબો એકદમ ગભરાઈ ગયો અને પરસેવે રેબઝેબ થઈ ગયો.

ત્યારે સુમરો કહે છે કે, હું તમને મારી નાખવા નથી આવ્યો. તમે તો બ્રાહ્મણ. અમોને માનવા લાયક છો. વળી અમારા ગોર છો અને અમે તમારા યજમાન છીએ. તમોને મારીને મારે ક્યાં છુટવું !

હું તમારી પાસે એક વચન માગવા આવ્યો છું. જો વચન આપો તો ઠીક છે. નહીં તો હું ને તમે પૃથ્વીરાજ ને ચંદની જેમ અહીં ખલાસ થઈ જશું. તમને મારીને મારે જીવીને શું કરવું છે? હું આહીર છું ને તમારી સાથે મરીશ. ત્યારે સુબો કહે છે કે, શું વચન છે? મારું એ વચન છે કે, તમો આમરિયા ભાયુના પક્ષમાં તેના પક્ષકાર તરીકે અહીં આવ્યા છો, અમારે બેય પક્ષને ધીંગાણું થાય, તમો આમરિયા ભાયુંના પક્ષમાં રહી તમારા માણસોના હાથે અમારા પર ગોળી છોડો, જેટલા ભડાકા કરો તેટલા ઘોડા આપવા તમોને કબુલ થયા છે એ ખરી વાત છે? ત્યારે સુબો કહે છે કે. હા.

તો મને વચન આપો કે, કોઈના પક્ષમાં રહેવું નહીં. સુમરો કહે છે, તમોને વગર ભડાકે ઘોડું આપશું. ત્યારે સુબે કહ્યું કે, મારે કોઈના પક્ષમાં રહેવું નથી. હું વચન આપું છું સુબાને વિચાર આવ્યો કે, જો મારીને ભાગી ગયો હોત તો આ મારા માણસો શું કરત !

હું જાનથી જાત, માટે આ સમજદાર આહીર નીતિવાળો છે. આ જે વચન માગે તે આપવું જરૂરી છે, એમ કરી સુબે સુમરાની વાત કબૂલ રાખી. ત્યારે સુમરાએ કહ્યું કે, તંબુનાં મોઢાં રામપરા તરફ છે તે ફેરવી છીંયા તરફ રાખો. તમારા માણસોને હુકમ આપો કે, ધીંગાણામાં આહીર આમરિયાઓમાં કોઈનો પક્ષ ખેંચવો નથી.

આ બધી વાત સુબા પાસે કબૂલ કરાવી કહ્યું કે સવારે ધીંગાણું થવાનું છે, જ્યારે ધીંગાણું થાય ત્યારે અમે બન્ને ભાઈ તમારી પાસે તમારા આશીર્વાદ લેવા આવશું. માટે તમારા માણસોને હુકમ કરી દો કે, આ બે ઘોડેસ્વારો સવારના ધીંગાણા વખત મારા તંબુ પર આવે તો તમારે બિલકુલ બોલવું નહીં. હથિયાર નીચે મુકી ઊભું રહેવું.

આટલી વાત કરી સુમરો પોતાની ઘોડી પર રાંગ વાળી રામપરા પોતાને ઘેર આવ્યો અને તેના ભાઈ દેવાતને વાત કરી કે, આ પ્રમાણે મેં કહ્યું. ત્યારે દેવાત કહે છે કે, ભાઈ, આ બધાં કામ હિંમતનાં છે. એક વખત ભૂખન બારોટ ઓરંગઝેબ પાસે ગયો અને તેની બિરદાવળી બોલી. તેને બિરદાવ્યો ત્યારે ઓરંગઝેબે કહ્યું કે, તમે બારોટ લોકો, બડીબડી બાતુ કરકે રાજામહારાજાઓ કો ઓર બાદશાહઓ કો લૂંટતા હો ઓર બડે બડે બિરદોસો ઉસકો બિરદાવતા હો. ઓર તુચ્છ ગિનાતે આદમી કો હાથી પર બીઠાતે હો, મેરુ પર્વત જૈસા બડા બના દેતે હો, મગર ઇસમેં જો એબ હૈ અવગુણ હૈ વો તો દેખતા નહીં હૈ.

હમેરા બહુત વખાન કીયા મગર હમેરે મેં જો અવગુણ હૈ વો તો તૂને કહા નહીં.

ત્યારે ભુખન બારોટે કહ્યું કે, ખુદાવંત, આપ તો હાકમૂક કે હાકમ હો. આપ આલમ ગીર હો મેં જો કુછ કહું તો બીના ગુને મારા જાઉં. એટલું સાંભળતાં શહેનશાહ આલમગીર ઓરંગઝેબે કહ્યું કે, મેરે મેં જો એબ હે, અવગુણ હે વો આપ ભરી કચેરી મેં કહે શકતે હો. હમ આપકો કુછ નહીં કહેગા.

ત્યારે ભૂખન બારોટે કહ્યું કે, ખુદાવંત; આપ થોડાસા લીખ દો કે હમ કુછ નહીં કરેગા. હમેરે મેં કુછ એબ હે તુમ કહે શકતે હો.

પછી બાદશાહે ત્રાંબાના પતરા પર લખી આપ્યું કે, જો કુછ હમેરે મેં અવગુણ હે વો સચ્ચા બોલેગા તો હમ કુછ નહી બોલેગા. આ પ્રમાણે ત્રાંબાના પતરા પર લખાણ કરી બીજે દિવસે કચેરીના ટાઇમે દિલ્હી દરબાર ભરાયો છે ત્યાં, અમીર ઉમરાઓ બેઠા છે ત્યાં આવી નીચે પ્રમાણે બોલ્યા :

(કવિત)

**કિબલેકી દોર બાપ બાદશાહ શાહજહાં,**
**વાકો કેદકીયો માનો જાકકે આગ લાયે હે.**

બડો ભાઈ દારા વાકો પકડ કે કેદ કીયો,
મેર હૂરની આની યાકો માકો જાયો ભાઈ હે.
બંધુ તે મુરાદ બક્ષ બાંધ ચૂક કરવે કો,
બિશલે પુરાન ખુદાહુકી કસમ ખાઈ હે.
ભૂખન ભનંત સુનહ ઔરંગઝેબ,
એ તે કામ કીયે ફીર પાદશાહી પાઈ હે.

અને કહ્યું કે, આલમગીર આપને એહી દિલ્હી કી ગાદી કે લીયે ક્યા ઝુલ્મ નહીં કીયા હે. આપ હઝુર કે જુલ્મોકા વર્ણન કરતે હમારા જબાન ઔર કલમ કંપતે હે.

(કવિત)

હાથ તસબી લીયે પ્રાત ઉઠી બંદ કીસો,
આપ હી [illegible]ટરૂપ કપટ ઝપ જપકે.
આગરેમેં આઈ દારા ચોક મે ચુનાઇ લીનો,
છત્રહી છીનાઈ લીનો માર બૂઢે બાપ કો
કીન હો હે ગોત્ર ઘાટ સો તો મો નાહી કહું,
પાલપડ તુરાયો ચાર છલ્લન કે છટકે.
ભૂખન ભનંત સબચંદી મતિ મંદ ભયે,
સો સો ચુઆ ખાઈ બિલાઈ બેઠી તપ કે.

એટલું સાંભળતા બાદશાહ ઔરંગઝેબ ધોમચક ગયો. તેની આંખો ધગેલ ત્રાંબા જેવી થઈ અને ખીજમાં તેનાં રૂંવાડાં બેઠાં થઈ ગયાં અને બોલ્યો કે, અભી તો તુમકો હમ કુછ નહીં કહેગા મગર ૭ મહિના બાદ તુમ

ઓર તુમ્હારાં બાલબચ્ચાં સબકો હમ તોપપે બાંધકર ઉડા દેગા જહાં જાના હો વહાં જાના, જીસકા આશરા લેના હો ઉસકા લેના. તુમ કહાં ભી જાયેગા વહાંસે ઢૂંઢકર તોપ બાંધેગા.

ત્યાર બાદ ભૂખન બારોટ હિંદુસ્તાનનાં બધાં રજવાડાંમાં ફરી પૂના શિવાજી પાસે આવ્યો અને બધી હકીકત કહી ત્યારે શિવાજીએ કહ્યું, કુછ ફીકર કરના નહીં, ઈધર પૂના મેં આપ રહ શકતે હો. હમ હે ઓર ઓરંગઝેબ હે, દેખતા હું. ત્યારે ભૂખન બારોટ કહે છે, મહારાજાધીરાજ ઓરંગઝેબ દિલ્હીનો બાદશાહ છે, અને તે ઘણો ધર્મઅંધ છે. તેમના મજહબ ખાતર કેટલાંય મંદિરો દેવીદેવતાઓનાં પાડી તે જગ્યાએ મસ્જિદો બનાવી છે. મથુરાના વિશ્વનાથ પુજારીને મારી નાખ્યો તેમ તેની દીકરી રૂપાને તેના સિપાહીઓ પકડી લાવ્યા ત્યારે રૂપા પણ તેના પિતાની પાછળ હીરો ચૂસીને મરી ગઈ. કોઈ અત્યારે ઓરંગઝેબ સામે ફેં કે ફા કરી શકતું નથી

(કવિત)

હારાફીન હીરીપહ ખજૂરી કી શરી નાહીં,
બાંધી બેન હોય યા મુરાદ શા બાલકો.
મઠ વિશ્વનાથ કૈન બાસે ગામ ગોકુલ કો,
દેવી કોન દહેરમ મંદિર ગોપાલન કો.
ગઢે ગઢ લીને અરુ બૈરી કતલામકીને,
ઠોર ઠોર હાંસીલ ઉગાહત હે સાલકો.
બૂડતી હે દિલ્હી સો સંભારે ક્યોંન દિલ્હીપતિ,
ધક્કા અનિલજંગ શિવરાજ મહારાજ કો.

કેટલાક તો બાદશાહ ઓરંગઝેબની બીકના લીધે હિન્દુ મટી મુસલમાન ધર્મ સ્વીકારવા લાગ્યા છે.

(કવિત)

દેવલ ગિરવાતે ફિરવાતે નિશાન અલી,
એસે દુલેરાવરાને સબગયે ધબકી.
ગોરા ગનપત આપ ઔરનકો દેત તાપ,
સિધ્ધકી સિધાઇ ગઈ બહેતે પૂર સબકી.
કાશી હકી કલા ગઇ મથુરા મસીત ભઈ,
શિવાજી ન હોત તો સુનત હોત સબકી.

આટલી વાત સાંભળતાં શિવાજીએ હુકમ કર્યો અને ઊંટ સવાર દિલ્હી તરફ મોકલ્યો. એમાં લખ્યું કે, બાદશાહ ઔરંગઝેબ લડવા તૈયાર થાજે. ભુખન બારોટ મારે આશરે આવ્યો છે. ઊંટ સવાર અમુક દિવસોએ દિલ્હી પહોંચેલ. શિવાજીએ આપેલ કાગળનો બીડો ઔરંગઝેબને આપ્યો. મોઢેથી પણ ઘણી હકીકત કહી સંભળાવી. આ કાગળ વાંચ્યો તેમ, આવેલ માણસના મોઢેથી ઘણીખરી હકીકત સાંભળી, સાંભળતાંની સાથે જ હુકમ કર્યો, નગારા ઉપર ડાંડી પડી અને ઔરંગઝેબ એટલો બધો ક્રોધાયમાન થયો કે પોતે જાતે જ લશ્કર લઈ પૂના ઉપર ચડાઈ કરી.

શિવાજી જાણતા તો હતા કે, આ મારો કાગળ વાંચતાં બાદશાહ પોતે જ મારા ઉપર ચડાઈ કરશે, એમ જાણી શિવાજીએ પોતાના ચુનંદા સામંતો તૈયાર કરી પહાડોમાં થઈ દિલ્હી પર ત્રાટક્યો. આવો બાદશાહને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે, શિવાજી મારી ઉપર ચડી આવશે. દિલ્હીમાં જ્યાં બાદશાહનો મહેલ હતો ત્યાં પહોંચી ગયો. ભાગમભાગ થઈ.

(કવિત)

ઇન્દ્રજીમ જંભપર પાંડવ જીું અંભપર,
રાવણ શું દંભ પર રઘુકુળ રાજ હૈ.

પીનવારી વાહ પર શંભુરતિ નાહ પર,
જ્યોં સહસ્ત્ર બાહ પર રામદ્વીજ રાજ હૈ.
દાવાદ્રમ ડંડ પર ચિતા મૃગ ઝુંડ પર,
ભૂખન બી તુડ પર જૈસે મૃગરાજ હૈ.
તેજ તમ અંશ પર કાનજીમ કંસ પર,
યુમલેસ વંશ પર શેર શિવરાજ હૈ.

કેટલીક બાદશાહી હુરમોમાં પણ નાશભાગ થઈ. અચાનક હુમલાથી શાહી મહેલમાં ભંગાણુ પડ્યું. જે હુરમો દિવસમાં ત્રણ ત્રણ વખત ગુલાબજળમાં નાહતી તેમ સૂકામેવા બદામ પિસ્તા, અખરોટ, ચિલગોઝા જે ખાતી તે મથુરાના વનરાવનના જંગલમાં બોર ખાવા લાગી.

(અધુરું કવિત—છપ્પઈ)

તીન બેર ખાતી બીન બોર ખાતી હૈ,
ઐસી પરી પરમ નરમ હુર્મ બાદશાહન કી,
નાસપતિ ખાતી વો વનસ્પતિ ખાતી હૈ.

આ પ્રમાણે શિવાજી મહારાજે કરેલ હતું અને હિંદુ ધર્મને ટકાવી રાખેલ. આ બાદશાહ ઔરંગઝેબની ધાકધમકીથી ઘણાય રજપૂત રાજાઓ એ વખતમાં બકરી બની બેઠેલા હતા.

(કવિત)

રાની રજવાનકી દુકાને લગાઈ બેઠી,
તહાં આઈ પાદશાહ શાહે દેખે સબકી.

બેટીન કો યાર ઔર યાર હૈ લુધાંઈન કો,
રાહત કો માર દાવાદાર ગીયે ધમકી.
ઐસી કીની બાત તબ હોને કીની ઘાત,
ભયો હે નાદાની બંસ ક્ષત્રિયનમેં તબકી.
દખન્નકો નાથ દેખી ધર્યો એક મુછે હાથ,
શિવા તું ન હોત તો સુનત હોત સબકી.

આ બે ભાયું વાત કરે છે. રાતનો ઘણો ટાઈમ ગયો હોવાથી ગામ વચ્ચે આવેલ કોઠા પર બૂંગિયો ઢોલ વગાડવાનું ગામના ભંગીને કહ્યું એથી ગામનો ભંગી કોઠાપર ચડી ઢોલ ઉપર દાંડી ગડીમ ગંડીબમ પડવા લાગી ગામના આહીરો એકદમ જાગી પોતાના હથિયારો સજ્જ કરી. સૂર્યોદય થવાને હજી વાર હતી. સૌ ગામ બહાર નીકળી ગયા હતા બૂમોને પડકાર કરતા ઉચૈયા ગામના રસ્તે કોઈ ઘોડા ઉપર કોઈ પગપાળા જાય છે સામે થી બાબરિયાઓ પણ આહીરો સામે ધીંગાણું કરવા આતુર છે બન્ને પક્ષોમાં પોતાના એક એક દશોંદી છે જે બિરદાવી રહ્યા છે.

(ગીત)

ત્રીયવારતી અરવર મતાણો સુમરીયા ભડ સામો,
સાલ દમંગળ ભાજ્યો સાસર હાકમ રૂઠજ હામો,
ભાઈ ભત્રીજા વાઘ ભજાવે શાયર શેન ચલાવો,
કામન કે કંથ બૂમન કી જે ધાખડ વાઘ ધખાયો.
વાજા બોતેર શાખ વણારી કીયે મુલક કસમ જડે કારી,
ગાહત પવાડી રણગાઢે પાંડવ નાર પોકારી,
કંથ તણા બંધ બાંધ દાખીશું આ ત્રવ સુર સંધારી

પછી તો આહીર અને બાબરિયાઓ સામસામા એકબીજા આવી ગયા. કોઈ કોઈથી ગાંજ્યા જાય એવા ન હતા. આવા ધીંગાણા વખતે જે કોઈ પોતાનો પક્ષ હારવાનો હોય તો અગર પાછી પાની કરે તો જે જેના પક્ષમાં બારોટ હોય તે તેને શુરાતન ચડાવીને કહે કે તમારા વડીલો આવા હતા. પાછી પાની ન કરશો, નહીં તો સ્વર્ગમાં તમારા વડવાઓ શરમાશે.

( ગીત )

વડોહથે આંબો તજીને બોર નવ વેડીયે,
હોસકર ખેલીયે પોતાની હેડીયે.
માણવો હોય જો કંથ હિલોળો મેડીયે,
(તો) શત્રુ નારી કે નાગ નવ છેડીયે.
કૂળ વખ જાગની કુંકમાં ફાટીયે,
લોંઠકા ભડાથી ભડકતા લાટીયે.
પછાડે હેમરે પૂરની પાઠીએ,
બીજીયો બાણહર બાટ નવ બાટીયે.
ધૂંધળી નાથ શું રેહેનવ ચાખીયે,
નેક અગ્નિ મધ્યે હાથ નવ નાખીયે.
અર્ધા નારી કે કુશળ ઘર આખીગે,
(તો) રાણના કુંવર શું વેર નવ રાખીયે.

આ બન્ને ભાઈ દેવાત મિયાણો અને મુસરો મિયાણો રાતની જે મુલાની વાત કરી હતી એ પ્રમાણે બન્ને ઘોડેસવારો સુગાના ત છુપરમ્યા. સુખો બ્રાહ્મણ હોવાથી તેના આશીર્વાદ લેવા બેય ભાઈઓ પોતાના ઘોડા ફેટકાર્યા. જ્યાં તંબુ પાસે આવે છે ત્યાં રેતા તંબુ જ છે. સુખો તેમ તેના માણસો કોઈ છે જ નહીં.

કારણ કે રાતના સૂમાના દિલમાં થયું કે જે બાબરિયા દરબારોને મદદ કરવા તેમ તેની પાસેથી એક ભડાકે એક ઘોડું લેવા બંધાયો હતો એથી મારા પોલીસ ફોઝના માણસો તેમ હું સારણના છેલ્લે ઉગીયા અને રામપરા વચ્ચે પડાવ નાખી પડયો હતો પણ હવે મારાથી બાબરિયા દરબારોના પક્ષમાં જવાય નહીં, કારણ કે સુમરે મને જીવતદાન આપ્યું છે. આવા વિચાર કરી સુમરાના ગયા પછી તુરત સૂમો તેમ તેના માણસો અમરેલી તરફ રવાના થઇ ગયેલ.

આવું જોઈ સુમરાને થયું કે સૂમો શરમનો માર્યો જતો રહ્યો છે. માટે હવે તો મારા ભાયુ ધીંગાણામાં છે. તેથી પોતાના ભાઈ દેવાતને કહ્યું કે, હવે સૂમો છે નહીં માટે આપણા ભાયુ ધીંગાણામાં પાછા પડે એમ નથી, તો આપણે આજુબાજુના બધા બાબરિયાનાં ગામોના ગાયો ભેંસો રામપરા ભેળી કરીએ એથી આપણો વિજય છે.

અહીં બાબરિયા પક્ષના ઘોડે સવાર તંબુ પર તપાસ કરે છે. ત્યાં કોઈ પણ સુમો અગર તેના માણસો દેખાયાં નહીં, એથી બાબરિયા દરબારો વિચારમા પડયા.

અહીં આહીરોએ જોયું કે ત્યાં તેના પક્ષના મુખ્ય આગેવાન સુમરો મિયાણી તેમ દેવાત મિયાણી જોવામાં ન આવ્યા એથી તે પણ અટકી ગયા. આવી રીતે બન્ને પક્ષ સામસામા થંભી ગયા. ધીંગાણું કરવા કોઈ આગળ વધ્યું નહીં. ધીરે ધીરે વીખરાઈ ગયા.

પણ સુમરો મિયાણી તથા તેનો ભાઈ દેવાત આ બધાં ગામડાંઓની ગાયો ભેંસો રામપરા ભેગી કરી અને આહીરોએ પોતાનો વિજય થયો એમ જાહેર કર્યો અને ગામમાં ડાયરો કર્યો.

(દોહો)

**ફેરવીઆ પાછા ફરે એકે પગ ઊભા,**
**સુમરીયા સુબા કળ તુંહારે કાધાઉત.**

સુમરાના કહેવા પ્રમાણે પોતાનું વચન પાળેલ અને એક પગે ઊભા રહેલ.

(દોહો)

બરકે બળીયા તણા છોરુ છાશ પાએ,
ખાડુ ખડતાળે સંધુય લાયો સુમરો.
આવ્યું દેવાતન અંગમાં વતન જાતે વીર,
મિયાણી ચોમાસુ માડીયું ઉનાળે આહીર.

રામપરા ગામમા ડાયરો થયો. ગામના આહીરો મળીને સુમરા મિયાણીને રામપરાથી બેરાઇ જતા ધોધમને કાંઠે ત્રણસો વીઘાં જમીન આપી.

(ગીત)

કડા ક્રીડીયે હેમરા નતું જરદ દે મરદ કસે,
જડા જડી માંડી જંક આરંભાતી જોડ.
અષાઢી ઘટા જેમ ઉચૌયા રે શરે આવ્યો,
દેવાહરો લાવ્યો દળા કાઠ વાળા દોર.
ધુબ્રકે બંધુકા જીયા શાહુ શકા માતી ધુન,
ગામડે ગામડે ઢોલ વસરાં ગણુંત
વાઘવાળા જાણુદળાં વાદળાં ભાદ્રવવાળા,
અઠે વીજ કાવાણીરી આભસુ અડંત.
ઝાટકારી માંડી જડી આવી ફોજ ગામ ગડી,
તોવંકા સોવંકા નરા ડોગીયા છે તીર.
હાવીયા છોડાવે હાવ સત્રધારી જોવે સામું,
સોળ વીસુ ભેસું લાવ્યો સુમરો સધીર.

(દોહો)

સહસ્ત્ર ફેણ વાળો સુમરો જે નાધેરો નાગ,
વખનો ભરીયલ વાઘ એને કોણ જગાડે કાંધાઉત

આ ડાયરામાં આહીરોએ ચારણ ભાટ વિગેરેને દાન આપ્યા સુમરા મિયાણીના વંશના કુંભારોયા ગામમાં દેવદાસ માણસુર, દેવ ા ગામમાં કાબાભાઈ મુળુભાઈ મિયાણી તથા બાંભલીયામા ટીડાભાઈ સામતભાઇ તેમજ સમઢીયાળામાં માણસુરભાઈ રામભાઈ એવીરીતે જુદાજુદા ભાયું પડી ગયા.

(દોહો)

ગુણ દુહાને ગીત લોઠાયે ન થાય
હૈયેથી કવિ હરખાય કહેતા બીરદકાબલા
મનમોટું મિયાણી તારુ સારપ ભરીયલસધીર
ઉંચુ કુળ આહીર કહીયે તારું કાબલા
મિયાણી તુને મળતા આનંદ ઉર ન માય
જોતા દુઃખ જાય કાયમ અમારા કાબલા
મુળુઓત મરમાળો ગુણ ભરીયલ ગંભીર
આવકારો રૂડો આહીર કહીયે તો જીભે કાબલા

(દોહો)

સારપ જો સામત સતણુ મફત મળતી હોય,
સૌ કોઈ સારી જોઈ તનથી લાવત ટીડીયા.

ત્યાર પછી આહીરો અને બાબરીયાઓને અરસ પરસ વરવાપરનો સંબધ હતો તે બંધ થયો સુમરા મિયાણીએ ભાવનગર દરબારે તેડાવી પોતાના રાજ્યમાં રાખવા કહ્યું તેથી. સુમરે મિયાણીએ ડુંગર ગામના તોરણ બાંધ્યા ગામની દક્ષિણુ દિશાએ હનુમાનની સ્થાપના કરી ત્યાં બે વરસ રહ્યા પછી ત્યાં ન ગમવાથી હડમતિયા અને ગાંઝાવદર વચ્ચે માલણીયાનો ટીંબો બાંધી ત્યાં રહ્યા.

---

# કાંટીયાવરણનો કસુંબો

સૌરાષ્ટ્રની ધીંગી ધરતીમાં ભોલાપરી નદીના કાંઠા પર નાનકડું એવું ગાંજાવદર નામે ગામ આવેલું છે. ગામમાં ગણ્યા ગાંઠ્યા દશથી પંદર આહીરોના ઘર છે. તે ગામની ઉગમણી દિશાએ નજર કરીએ તો નદીને સામે કાંઠે રાજપરડા નામે પંચોળીઓ નું ગામ છે. આ ગામ ગાંજાવદરથી ત્રણ ગણું મોટું છે. આ બને ગામ સેઢા પાડોશી છે. ગામથી પૂર્વ દિશાએ એટલે કે ઉગમણી દિશા એ નજર કરીએ તો સામે ગેરવો ડુંગર આવેલો છે તેની પાસે જુના જમાનાનું કચોળીયુ તળાવ અને સરકીયો વડ છે. તેમ તેની જોડે ડુંગર નામનું એક ગામ છે. અને રેલ્વે સ્ટેશન પણ છે. આ ગેરવા ડુંગર ઉપર એક ભોંયરૂ પણ છે. અને ત્યાં પેલાના વખતમાં બાવા બાળનાથ નાગના એક અઘોરી સાધુ ત્યાં રહેતા હતા.

ગાંજા વદર ગામથી ઉત્તર દિશાએ નજર કરીએ તો રીંગણીયાળા નામનું ગામ જેમાં પંચોળી આહીરો અને બ્રાહ્મણો વગેરે રહે છે. આહીરોમાં જોરદાર ગણાતા રીણા નેસડીયા નામના આહીરના વંશના જકુ નેસડીયો, સુખો નેસડીયો ભીખો નેસડીયો અને લખમણ નેસડીયો, આ ભાયુ રીંગણીયાળા ગામમાં રામપરા ગામથી જુદા પડી રહેવા આવેલ છે. આ આહીરો ના વડીલો બાલો નેસડીયા, રીણો નેસડીયો, વાઘો નેસડીયો વગેરે જોરદાર થઈ ગયા.

આહીર પ્રવીણ
૯૮૨૫૯૯૧૩૮૩

ગાંજાવદર થી લગભગ ત્રણેક માઈલ દૂર બાબરીયાધાર નામનો ડુંગર છે. અને તેના પડખે તે ડુંગરના નામ પરથી પાડેલ બાબરીયાધાર નામનું ગામ પણ છે.

ઉનાળાનો દિવસ છે. બપોરને ટાણે આભમળી એકધારી અગન વરસી રહી છે. આવી આકરી અગનથી આકળા થઈ ઝાડોમાં ભરાઈ રહેલા પંખીઓના મોમાંથી જીભના લોળા બહાર નીકળી ગયા છે અને ધમણની જેમ શ્વાસ ધમાય રહ્યા છે. લીલુડા ઝાડ પણ તવાઈને તાપથી

તરડાઈ ગયા છે. હાથીઓની વણઝારની જેમ બાબરિયાધારનો ડુંગર ઉનાળા-ના તડકાને .લીધે ભડકે બળી રહ્યો હોય તેવું દૂરથી દેખાય છે. લોઢીનાં પાણી કરી ઉનાળુ વાડિયુંમાં કૂવા તેમ નહેરોમાંથી પાણી લઈ ખેડુઓએ મોલાતું વાવી છે. એવી વાડીઓમાં કોઈનાં રખડતાં ઢોર આવીને નુકસાન કરે ત્યારે તે ખેડુને અર્થાત્ ઘરધણીને કેવું વસમું લાગે ?

કહેવત છે કે, દુઃખે એને દાઝ દુખ્યા વણ્ય દાઝે નહિં, વળી એ પણ કહેવત છે કે, 'ભાઈ જીવ જાય તો ભલે પણ જીવાઈ ન જશો.'

ગાંજાવદર ગામની સીમમાં ગામના જમીનદાર સોરઠિયા આહીર ભગવાનભાઈ વાઘ તેની વાડીમાં ફરવા જાય છે. ફરતાં ફરતાં આજુબાજુ નજર કરે છે, તો પોતાની વાડીમાં રેઢાં ઢોર ચરતાં અને નુકસાન કરતાં જોઈ તેનો પિત્તો ગયો, છતાં પણ તે જુવાન આહીરે ધીરજ રાખી ગંભીરતાથી વિચાર કરી અને ઢોરને પોતાના ખેતરમાંથી બહાર કાઢી, પડખેના ગામ રાજપરડા લઈ ગયા. કારણ કે તે ઢોર રાજપરડાના પંચાળીઓનાં હતાં.

સાંજનો સમય છે. ચોકમાં વડલા નીચે દસપંદર જુવાનીઆ બેઠા છે. ત્યાં આવી આ આહીર જુવાને ગામનાં જેનાં ઢોર હતાં તેને ઠપકો દઈ કહેવા લાગ્યો કે, ભાઈ, આ તમારાં ઢોરને બાંધી રાખો, અગર તો ભેગો ગોવાળને ચરાવા મોકલો, કારણ કે અમારી વાડીઓની મોલાતુ ભેળવી દે છે અને ચરી જાય છે, અમને નુકસાન કરે છે, અને અમોને એ પાલવતું નથી. આપણે શેઢા પાડોશી રહ્યા, વળી અમારે તમારું કામ પડે, તમારે અમારું કામ પડે. માટે ઢોર સાચવો તો સારું નહીં તો પછી ડબે દેવા પડશે અને તમને દુઃખ થાશે, તે સારું ન કહેવાય. હું તો મારી ખાનદાનીથી ડબે દીધા વગર તમને ઘેર બેઠાં ઠપકો દેવા આવ્યો છું. એટલી વાત કરે છે ત્યાં એક જુવાન બોલ્યોઃ ઢોર ડબે દેવા હોય તો કોણ બીએ છે ? આહીરો તો બધાને દબાવણી જ કરતા હોય છે. ત્યારે સોરઠિયો આહીર ભગવાન વાઘ કહે છે, હું તો ભાઈચારાથી કહું છું, દબાવણીની વાત ક્યાં છે. ?

ને જો દબાવણીનું કહેતા હો તો હું એકલો છું અને તમારુ આખું ગામ છે. અને તમે મારા સામે પંદરથી વીસ જણા મોજૂદ ઊભા છો. એક તો તમારાં ઢોર ખેતર ભેળવી દે અને અમે મૂંગે મોઢે સહન કરીએ એ તો બને જ નહીં. માણુસની રીતે ઠપકો દેવા હું તો આવ્યો છું, ત્યાં તો તમે ચડે ચડયું બોલો છો. આ તો ' નમાઝ પઢતાં મસ્જિદ કોટે વળગી, એવી વાત થઈ.

ત્યારે બીજો માણુસ બોલ્યો કે, જે થાય તે કરી લેજો. ત્યારે ભગવાન વાઘે કહ્યું કે, તો હવે થાવ માટી અને ઊતરો મેદાનમાં. તમોને એમ હશે કે એકલો છે તેથી બી અને જતો રહેશે, પણ ના, ના, એવું કાંઈ છે નહીં. વેલામોડું મોત તો સૌના માથે છે જ. ત્યારે એક માણસે કહ્યું કે, ભાઈ, તમારે જો વાડિયુંમાં ઢોરઢાંખર આવતું હોય અને ભેળાઈ જાતું હોય તો વાડીએ પડયા પાથર્યું રહેવું જોઈએ. નહીં તો રખોપીઓ રાખવો જોઈએ,

ત્યારે ભગવાન વાઘે કહ્યું કે, તમારે જો ઢોર છૂટાં જ મૂકવાં હોય અને અમારાં ખેતરો ભેળવી દેવાં હોય તો હવે ઉભા જ થાવ.

એટલામાં તો આ જુવાનીઆઓ બધા ઊભા થયા ને લાકડીઓ તોળાણી. એક બાજુ ભગવાન વાઘ એકલો અને એક બાજુ ગામ. મારો, મારો એવી રીડયું અને પડકારા થવા લાગ્યા. એટલી વારમાં તો લાંઘણ્યો સાવઝ શિકાર માથે છલાંગ મારે એવી રીતે લા સાંધી પડકારો કરીને લાકડી તોળી.

ત્યાં કોકની લાકડીનો ઘા અચાનક ભગવાન વાઘના માથા પર પડયો. પછી તો કેવાપણું શું હોય ? આહીર એકલો જેના ઉપર ઘા કરે એ બીજી વખત બેઠો ન થાય. ધીંગાણું જામ્યું. માથામાં લાકડી વાગેલ હોવા છતાં, માથે પનીયું વીટી ઝપટ બોલાવી ગામ લોકો માં ભંગાણ પડયું જુવાનીઆઓની પહોળી ભુજાઓ સાંકડી થવા લાગી. ફટાફટ ઘરના દરવાજા તેમ ડેલીયું બંધ થવા લાગી. આ હાકલા–પડકારા સાંભળી ગાંજ-વદરથી અરજણ વાઘ, મૂળુ વાઘ દેવદાસ વાઘ અને લખમણ વાઘ આવી

પહોંચ્યા અને ભેરાઇ ગામથી તેના ભાણેજ મૂળુ રામ અને નાજા રામ પણ પહોંચી ગયા.

આ જુવાનીઆઓ ગાંજાવદરથી રાજપરડા આવે છે ત્યાં, કોઈ માણસનું જણ્યું નજરે ચડતું નથી. અને ગામનાં બારણાં ધડાધડ બંધ થઈ ગયાં. જેને ડેલીયું હતી તેઓએ ડેલીયું બંધ કરી દીધી. આ બધા જવાનુ માણસો હતાં તેમણે વિચાર કર્યો કે, આ ખોટી રીતે બગાડ્યું અને આખા ગામે બીકણપણું બતાવ્યું.

(દોહો)

મામસે જે મરદ તણું, બંધ ડેલીને બાર,
હાજા ગગડયા હથ્યાર, ભાગી તું ને ભગમાલિયા.
રીડ પડે રાજપાળ કરે, મામતે તસ્ત મંડાય,
ભાલાળો ભરખી જાય, ભડ સાગવ ભગમાલિયો.

આવી રીતે ગાંજાવદર અને રાજપરડા ગામને સામસામે કજિયો થયેલ. લગભગ ત્રણેક વર્ષ અબોલા રહ્યા.

ત્યારબાદ રાજપરડા ગામના બે ચાર મુખ્ય માણસો અને સમજુ આગેવાનો રાજ્યપરડાથી બે માઈલ છેટે આવેલ મજાદર ગામે ગયા અને કવિ કાગને મળી વાત કરી કે રાજપરડાના પંચોળીઓ તેમ ગાંજાવદરના આહીરોને ધીંગાણું થયેલ, તેમાં રાજ્યપરડા અને ગાંજાવદરને અબોલા છે. આ સેઢા પાડોશી ગામને આવા અબોલા હોવા ન જોઈએ અને હળીમળીને રહેવું જોઈએ. એવી વાત કવિ કાગને કરી અને કહ્યું કે, તમે જો આવો તો અમો સૌ ગાંજાવદર આવીએ અને તમે સૌને સંપ કરાવી અને કસુંબા પીવડાવો.

કવિ કાગે કહ્યું કે, હું ગાંજાવદર જઈ ભગવાન વાળા, ભરવાડ વાળા, બાધા વાઘ વગેરેને મળી તમારા અને તેમના વચ્ચે સુલેહ થાય એવી

આહીરો મારું વેણ ઉથાપતા નથી. પછી
કોશિશ કરીશ. અને વિશ્વાસ છે કે, ભગવાન વાઘ તેમ અરજણ વાઘને
તો કવિ કાગે થોડા દિવસ થયા બાદ
મજાદર બોલાવી, આ બધી હકીકત કહી, અને કહ્યું કે, તમારાં બંને ગામને
કસુંબા પાઈ સુલેહ કરાવવી છે. તમે આહીરોએ મારુ વેણ કોઈ દિવસ
ઉથાપ્યું નથી. તો ભગવાનભાઈ, આ બાબતમાં તમારું શું કહેવાનું છે?
ત્યારે આ બંને આહીરભાઈઓએ કહ્યું કે, રાજપરડાથી પંચોળી બાઘોભાઈ
શાદુળભાઈ વાણિયો વગેરે ભાયું ગાંજાવદર આવે તો અમારી કોઈ ના
નથી. ખુશીથી તમે આવો અને કસુંબા કરાવો.

પછી ગાંજાવદરના આહીર ભાઈઓએ પદ્મશ્રી કવિ કાગના કહેવાથી પોતાના કુટુંબને જોલાપરી કાંઠાના આહીરોને ગાંજાવદર બોલાવ્યા અને કવિ પણ ત્યાં આવ્યા.

ડાયરો જામ્યો છે. મિયાણી મૂળુ વાઘ કસુંબો ઘૂંટી રહ્યા છે. આજુ-બાજુ દેવકાના જીકાર વાવડિયો, હાંડો આતો, નથુભાઇ વાવડિયો તેમ અમરાભાઈ વાઘાભાઈ વગેરે દેવકાથી આવ્યા. વળી ઊંટિયાથી ભોળાભાઈ, દાંતરડીથી સામતભાઈ અરજણભાઈ અને જોલાપુરથી સુમરાભાઈ બાઘાભાઈ તથા ગાંડાભાઈ સામતભાઈ નીંગાળાથી દુલાભાઈ લાખણોતરા તેમ કુંભાભાઈ તેમ ગાંડાભાઈ પીઠાભાઈ તેમજ નેસડી ગામના તેમના સગાસંબંધીઓ પોલાભાઈ પાલાભાઈ વગેરે કુટુંબીજનો ગાંજાવદર ગામે ભેગા થયા છે. તેમજ રાજપરડા ગામના આગેવાન પંચોળીભાઈઓ બાઘોભાઈ સાદુળભાઈ વાણિયા વગેરે ત્યાં ગાંજાવદર ગામે આહીર અરજણભાઈ સુમેસરભાઈની બેઠકના મકાનમાં બંને પક્ષોને કવિ કાગે ભેગા કર્યા, અને કહ્યું કે, ભાઈઓ કુસંપથી યાદવસ્થળી રચાણી તે તો તમો જાણો છો. માટે તમારે બંને ગામના પંચોળી તેમ આહીરભાઈઓને આજ હું કસુંબો કરાવવા અને સુલેહશાંતિથી રહેવા માટે, એક શિખામણ ગણો કે ઉપદેશ ગણો, તે દેવા માટે આવ્યો છું.

કસુંબો તૈયાર થયો. આહીર મૂળુભાઈ મિયાણી તેમજ ઝીણાભાઈ લાખણોતરા, બંને જણા ઊભા થઈ કસુંબાથી ભરેલ ખરલ તેમ વાટકીઓ

કવિ કાગને આપી. કવિ કાગે પંચોળી તેમ આહીર બંને પક્ષને બોલાવી પોતાની પાસેનો કસુંબો બને પક્ષના આગેવાનોને હાથની અંજલીઓમાં આપ્યો. કવિ કાગે કહ્યું કે, ભાઈ, તમો હવે એકબીજા કસુંબો પીઓ. કોઈએ કોઈના દિલમાં વેરઝેર રાખવું નહીં. એમ કહી બંને પક્ષોને સુલેહ કરાવી હાથ મિલાવ્યા. ડાયરામાં નજર કરી જોયું, તાં સામે ઊંટિયા ગામના આહીર ભોળાભાઈ લાખણોતરા નજરે ચડયા. જેનું સાવજના જેવું મારકણું મોઢું, કેરીની ફાડ જેવી આંખો હાથીની સૂંઢ જેવી ભુજાઓ, મૂછુના થોભીઆગો ત્રણ ત્રણ આંટાઓ લઈ ગયેલ છે. એવો એનો ચહેરો, મોરો તેના ખમીરની ખાતરી આપી રહેલ છે. સ્વભાવે ગરવો અને ગંભીર છે જેમાં અમીરાત આંટા લઈ ગયેલ છે.

તેવા સોરઠિયા આહીર ભોળાભાઈ સામુ જોઈ કવિ કાગ કહે છે. ભોળાભાઈ, તમારા વડવાઓ પહેલાં નાઘેરમાં ઊના પાસે આવેલ ઉમેજ ગામે રહેતા હતા. ઉમેજ ગામમાં તમારા વડીલ વેરા લાખણોતરાના નામથી ઓળખાતી વેરાશેરી હજુ કહેવાય છે.

(દોહો)

ગામ ઉમેજ ને રાવલ ગંગા, આંબેરણુ અપાર,<br>
વેરો શામ વેદવાં, ચાલો જોવા ચાર.

એક વખત એ વેરા લાખણોતરા અને તેના ગોર ભાયા ઓઝાએ કહ્યું કે આપણું કુટુંબ ભેરાઈ, રામપરા, કોવાયા, કથીવદર વગેરે ગામોમાં રહે છે. તો આપણે કુટુંબ ભેળાં જઈને વસીએ તો રૂડા લાગીએ. વેરાન જંગલમાં એકલું ઝાડ પણ ભૂંડુ લાગે. માટે આપણે બધા સગાસબંધી અને ભાઈઓ અને કુટુંબ રહે છે, ત્યાં ભેળા રહીએ તો સારું કહેવાય. ભાયા ઓઝાની આ વાત સાંભળી વેરે લાખણોતરે સગાસંબંધીઓ ભેગુ રહેવા પરિયાણ કર્યું અને થોડા દિવસ પછી પોતાનાં ઢોરઢાંખર, ગાયો ભેંસો લઈ રાજુલા પાસે આવેલ નાનું ખાંભલીયા તેનાથી પૂર્વ દિશાએ આવેલ ભેલમપરના હનુમાને સૌ લોકોએ આવી ઝૂંપડાં બાંધવાનો નિર્ણય કર્યો

ને કહેવા લાગ્યા કે અહીં આપણી ગાયો-ભેંસોને ચરવા માટે ઘણી સારી જગ્યા છે એવો વિચાર કરીને ત્યાં રહેવાનો નિર્ણય કર્યો.

થોડાક મહિનાઓ રહ્યા પછી આજુબાજુ કણબી, પંચોળી વગેરે રહેતા લોકોએ આવીને વેરા લાખણોતરાને વાત કહી કે, તમારા નેસડાથી દોઢ બે માઈલ થીયાળ નદી આવેલી છે અને તેના કાંઠા ઉપર એક ટેકરો છે. ત્યાં, નદીને કાંઠે સિંધીઓ પડયા છે, અને તે લોકો રાતના તેનાં હથિયારો લઈ ઊંટ ઘોડા ઉપર ચડી આજુબાજુનાં ગામડાંઓમાં લુંટફાટ કરે છે. ને અમારી બહેનો-દીકરીઓ અને અમોને ખેતર-પાદર જતાં હેરાન કરે છે. ઊંટ, ઘોડા વગેરે છૂટાં મૂકી અમારાં ખેતરો ભેળવી દે છે અને જુલ્મ કરે છે. માટે આ લોકોનું તમે કંઈક કરો અને અહીંથી તે જતા રહે તો અમને ક્યાંક શાંતિ મળે.

પછી તો વેરા લાખણોતરાએ આજુબાજુના ઝોલાપરી કાંઠાના આહીરોને બોલાવી નિર્ણય કર્યો કે, આપણે ધિંગાણું કરી ગમે તેમ થાય તો પણ સિંધીઓને અહીંથી હટાવી દેવા છે. પછી તો તે સિંધીઓ ઉપર આહીરોએ હુમલો કર્યો અને મોટું ધિંગાણું કર્યું. ધિંગાણામાં સિંધીઓ તેના બાલબચ્ચાં લઈ ભાગી છૂટયા અને આહીરોનો વિજય થયો.

એ વખતનું આ જૂનું ગીત નીચે મુજબ તેની ગવાહી પૂરે છે.

(ગીત)

કરંગ મેળ મુડે શીયે, ખાગરાણુ કાટકે,
સોડ ભડ, અર્યાંદળ, ધકે છાંડે,
કાપીયા બને ભા વાધને કાપીયું,
પ્રસણ તણ આવીયા ધકે પાડે.
તજડરા બાંધતલ પાંસળી ત્રીજીયે,
ભારથે લાખણોતરા હોય ભેળાં,

અરિ હેળા તણા ટપોરે ઊડવે,
ખાંડાળા પડુંમાં રમે ખેળા,
સોઢ વેરા તણા અભે નરા સિંગળા,
તેગરા બાંધતલ વકર તેવા.
વસવરા ક્ષત્રિવટ સાબધા વખાણે,
અદેપર જોધપર હોય એવા,

પછી તો ભક્ત શ્રી કવિ કાગ ભોળાભાઈને કહે છે કે, આવા તમારા વડવાઓ થઈ ગયા.

(દોહો)

શંકર જેમ વેરા સતણ, દાને અથ દેવાય,
નામ તણો ન જાય, ભેદુનો ગુણ ભોળોયા.
લહેર તારી લખધીર, શાયર જો અદકી ચલે,
અળ ઢાંકેવા અમીર વાજન દાને વેરાઉત.
શાંગે ઢાંકવા છત્રપતિ, દે છો વડાળાં દાન,
લંગરી વેરાણી લાખલો, ફત્ર બગસે કેકાણ.
વેરા ઘેર આવ્યો વળી, વરવછ કોડ વીર,
દાત'ર છત્ર દેખીયો, લાજ ધણી લખધીર.
ગરવે ચડે ને ગોતીયા, જોયા જામ જસા,
નજરે નાંધેરા, તું વીદુને આવ્યો વેરડા.

જે જગ્યાએ ઘીયાળ નદીના કાંઠે સિંધીઓ રહેતા હતા તે જગ્યાએ વેરે લાખણોતરે સિંધીઓના ઊંટને બેસવાનું જે સાંઢણ હતું ત્યાં ગામ બાંધ્યું અને તે ગામનું નામ ઊંટિયું પાડ્યું. અને વેરે લાખણો·

તરે બ્રાહ્મણો પાસે પોતાનાં ઘર લૂંટાવેલ. વગેરે વાતો કવિ કાગે ભોળાભાઈ લાખગોતરાને કરી. જુઓ તમારા વડવાઓ દેગ અને તેગે ઘણા જ આગળ પડતો ભાગ લેતા હતા. તમારે પણ એ ચીલે ચાલવું એ તમારો ધર્મ છે.

આ કસુંબામાં બારોટને મુખ્ય વચ્ચે જામીન તરીકે રાખવા જોઈએ એ તો તમો જાણતા હશો. હા, બાપુ, એ તો જાણતા જ હોઈએને. આ ટાઈમે બારોટને યાદ કરે છે. ત્યારે ભગવાનભાઈ વાઘ કહે છે કે, ભગત. બાપુ, બારોટ તો હાજર છે અને બીરદ ગાય છે. આહીર પ્રવીણ

(દોહો) ૯૮૨૫૯૯૧૩૮

ઉદગનમે મની ચંદ્રમાં, કરન હરન મની રાગ,

ગુન મની કહું ગીરજા તનય, કવિયન મેં કવિ કાગ.

આવી રીતથી બારોટ બોલે છે ત્યારે, પદ્મશ્રી કવિ કાગ કહે છે, ભોળાભાઈના અગર તો તેમના વડીલોના કાંઈ ગુણકીર્તિ ગાય તો મજા આવે.

ગાંજાવદર તેમ રાજપરડાનો પંચોળી ડાયરો વગેરે બેઠાં છે. ત્યારે ભગત શ્રી કવિ કાગ બોલ્યા કે, રાજપરડાના એક બે જ માણસો કેમ છે. ત્યારે અરજણ વાઘ અને દેવદાસ વાઘ બોલ્યા કે, જુઓ, સામે જીંજાળા ભવાનભાઈ ગોવિંદભાઈ તથા જીવાભાઈ નારણભાઈ અને સાદુળભાઈ સામતભાઈ વાણિયા બેઠા છે. તેમજ હડીયા બાઘાભાઈ બાઉભાઈ અને ભગવાનભાઈ બાઉભાઈ અને જીંજાળા નાનુભાઈ જીવાભાઈ વગેરે છે. ત્યારે કવિ કાગે કહ્યું કે, બહુ જ સારુ કર્યું. આ બધા ભાઈઓ આવ્યા તેથી હું ઘણો જ ખુશી થયો છું.

બારોટ કહે છે: ભગતબાપુ, પંચોળીઓમાં વાળા અને કળશરિયા એક છે. બળદાણિયા અને મકવાણા એક છે. હડિયા અને રાઠોડ એક છે. ત્યારે, ભગત શ્રી કવિ કાગ કહે છે: ભવાનભાઈ, આ ખરી વાત છે. ત્યારે છગનભાઈ, કાનાભાઈ, લાડુમોર તેમ સાદુળભાઈ, સામતભાઈ વગેરેએ હા પાડી અને બારોટની વાતને ટેકો આપ્યો.

પછી બારોટ નીચે મુજબ ભોળાભાઈના પિતાશ્રી રાણીંગભાઈ સાદુળભાઈની બહાદુરી વિષેનું એક ગીત બોલે છેઃ

(ગીત)

મહા ભડ દેખીયે ધુમંતો મામલે, તેગરા હાથ બહાદુર તેવા,
ડરે નહીં હજારો મરદને દેખતાં, જબરભડ અખા રાઠોડ જેવા.
ઊંટિયે આવતા બડાભડ ઓચરે, ડાંખરો તેગરા માર દેવે,
કરજોડી અર્યાંરી નાર એમજ કહે લાભ નો સામવો કોણ લેવે.
પટાધરતણું કંથ નલેશો પારખું, જીવવું અર્યાંપર હોયત્રાજું,
કોદના કીજિયે સામવી, હોડકર છંછેડે હાડકું નરે સાજું.
સતણુ સાંદુળરો કેસરી સારખો, ધણેણે અરિના પ્રાણ ધ્રુજે,
ડણું કે રાણીંગો ક્રોધબળ દાખતલ, ગામડે અર્યાના પ્રાણગૂજે.

ત્યારે કવિ કાગ કહે છે, કે આવા તમારા વડીલો થઈ ગયા. ત્યારે ભોળાભાઈ કહે છે, હવે તો સાપ ગયા અને લિસોટા રહ્યા એવું છે.

પછી કવિ બોલે છે કે, સાંભળો, આ પણ એક તમારા પિતાશ્રીનું બહાદુરીનું વીરરસથી ભરપૂર ગીત છે. મારે અને તમારા પિતાશ્રી રાણીંગભાઈને ખૂબ લેણાદેવી અને ધાટો સંબંધ હતો. તેની બહાદુરી ઉપર તેમ તેની દાતારવટી ઉપર મને પણ ઘણી વખત મોજ આવતી. જેમ દાતારોને મોજ આવે છે એવી જ રીતે કવિઓને પણ મોજ આવે છે.

(ગીત)

મળ્યા ભારથે ભારદો વજા મેદાનમાં,
અર્યાં કે પાર અનગંજ એવાં,
હારથી પવાડે નકે પાછા હટે,
જાણુ કે ચક્ર ત્રિશુળ જેવાં.

રાણુ બળવંત ભડ એક સાદુળરા,
હાંકલો હોય ધમસાણ હાંદે,
કરે અરકુંક પદ પાલટે નહીં કદી,
જરાનવ ખાગરાણુ ખેત જોદે.

હાડકર હોય ભડ સામતા હડેડે,
ગડેડે સિંહસમ નાદ ગાઢાં,
ધડક લાગી મહા ડુંગરા ધ્રુણુણ્યા,
થરેર્યા હાંકરણુ ધીર થાઢાં.

એકબીજા થકી લટે નહીં એતહા,
ધિંગાણે અધરાયા ધ્રાંગ ધ્રાંગા,
કાળ જવન મુચકુંદ જ્યું ક્રોધકર,
લડેવા આજ જે વ્યોમ લાગ્યા.

ડગે જો મેર તો પાત્ર જેના ડગે,
ન તો આ આંખથી કોઈ ન્યાળ્યો,
આભ ડગમગે નહીં ડગે રણુ આંગણે,
એસો ભડ સાદુળરા ભડણુ આયો.

તરણુસંમ જાણુતલ, મરણુ રણુ તાકડે,
ગદાધર ગાજતા ગાઢ ગૂંજે,
જાગીયા ગીધ વેતાળ ને જોગણી,
ધમંકી ધરા આસમાન ધ્રુજે.

કોઈ હાંકલ કરી સાત્રવે ક્રોધથી,
જાણુ કે ડામલે અહીં જડશે,

ધણા દિ પવાડે જીતિયો ધણુાને,
પટંતર મરદના આજ પડશે.

ક્રોધમાં ધમંકયો રાણુગો કેશરી,
લોંઠકા મરદ શું નતો લેટયો,

કાટકાય વીરવટ ધારતલ કોઈ દિ.
ભારથે રાણુ નહીં હોય ભેટયો.

એમ કહી દો જણા ધિંગાણે આટકયા,
જોરથી બાટકયા જુકજુકા,

આવતલ ઝાટકે રણે સાદુળરો,
ઓંહીઆ અર્યાંને ફેર મૂકા.

ઊઠીયો પહાડ જેમ ભોમથી અડેડી,
કડેડયો ક્રોધથી પ્રલેકારી.

વઝ્યા ઓનાડ ધરભર્યાં બહાદુર વટે,
કાટકયા ફેરથી ભયંકારી.



ઊંટિયા ધણી કર હાકલો અર્યાંને,
વટે ધર પવાડે આંક વાળ્યો,

વાય પણ ખાગ કોઈ જાતની વાપરી,
ધુબ દઈ કડડ એક ઘાક ઢાળ્યો.

હોય ક્ષત્રિ અને યુદ્ધ પાછા હટે,
ખદડ કોઈ ફેરવે લોમ ખાંધે,

બીયા જે ભૂપતિ રાંપના બાંધતલ,
બજડતો રાણુમહારાજ બાંધે.

આવી રીતનું વર્ણન કરી ગીત બોલી, નેસડી તેમજ દાતરડી ગામના પોલા પાલા, હાદા વિજાણંદ તેમજ દાતરડીના સામત અરજણ, ભગવાન નથુ તેમજ સુખાભાઇ વગેરેના વડીલોની શૂરવીરતા તેમજ દાતારવટી વગેરેનું વર્ણન કરે છે. અને કહે છે કે, ભગવાન વાઘ, તમારા વડીલો પણ આ ગાંજાવદર ગામના ટીંબે મહા ઉદ્રભાગી થઈ ગયા છે.

(દોહો)

જોલાપરી ગંગા જસી, ગાંજો ગોકુળ ગામ,
રા બાંધીને દિયે રજક, નકળંગ સામતનું નામ.

તમારા વડવા સામત વાઘના વખતમાં આ નાના સરખા ગાંજાવદર ગામમાં આપા સામતની ડેલીએ ચારણ, ભાટ વગેરે કાયમ માટે મહેમાનો બેઠા હોય છે. ગામ નાનું હોવા છતાં ઉદારવૃતિવાળા આહીરોથી જગતમાં મોટું લાગે છે. તેની યાદ આપતું નીચે મુજબ તેનું ગીત ગવાહી પૂરે છેઃ

(ગીત)

ડેલે દાહીરા જસ વાજે ડંકા અણુનમ ભૂપત જોર અટંકા,
વેંડા રાહોત તે ભડવંકા સામતિયારા દેશે શંકા.
પઈ ષટ આંગન થતું છે પીજે લાખા મુખ મુખ શોભા લીજે,
ભૂપ પરજુરા એમ ભણી જે ગરવા તોલે વાઘ ગણીજે.
જેસા સતણુ મહુદંવ ઝાળે મ ડાણો ભડ ઉપર માળે,
અહવા તાણુયા કંઈક અવાળે ગરવ બધાનો સામત ગાળે.
નશાય લોઢ મોઝરા નાખ્યા રવિવંત જશ આંગત રાખ્યા,
દાતારીવટ અદકા દાખ્યા ભારણે મુખ સુજસ ભાખ્યા.
અણુનમ બોળાં દીધા આખા સવાય જે મેળવતો શાખા,
જોઈ અદાના થાતા ઝાંખા ઉટાકયા મલક તે આખા.

આવી રીતે ગાંજાવદર ગામના આહીરો તેમજ સગાસબંધીઓ વગેરે આ કસુંબામાં સામેલ હતા.

(દોહા)

તેં બાંધી જેસા તણા ડેલી અન્ન દેવા,
પીયે પઈ ધણા સુરજ ઊગે સામતા.

આવી રીતે એ દાતારો પણ ગીયા, એ કવિઓ પણ ગીયા, તેની યાદ આપતા ઇતિહાસને પાને કીર્તિ અમર કરતા ગીયા.

(ગીત)

કહા અંબલીમ શાખ ધ્રાખ પીલુ એમાં ફેર કેતો,
બોર કેળ નીન બ્રહ્મ જેતો વૃદ્ધ બાળ,
સુર તારા દિ ને રાત જરખસિંહ ફેરે શેરો,
એ તો વેરો વાઘ દુજે વંશકા ઉજાળ.
કહા વળી ગધે ખેત્ર કાશી હારે કેમ કહેવો,
ગુનકા ને સતી વળી નળીકા સાગર,
હરા જેસા આહીરામાં, કરાં કેમ તારી હારે,
તુંના રાય જોતા દુજો અખાતર.
આબુ રાફ ગરવામાં દેખો કાંઇ ફેર ઊંચો,
રંક રાજા આખવામાં દેખો કાંઈ રીત,
નંદા સામતેસ બાપ જોતા આપ ધરમ નીત,
દુજા અંશ ધારી હુવા વંશકા આદીત.
ચુડાસમા સોરઠિયા, પરજ્યાંમાં ભાખ્યા સવે,
હવે ગાલુ દવે સાચી તપાસી હુલાસ,

ભારી તોલ, ભાથી તુના, ભારી કહાં એમ ભાથી,
પાસીંગામાં હલે હાથી સાંધણે પચાસ.

એવી રીતે ભગવાનભાઈ તેમ ભોળાભાઈ વગેરેના વડીલોની શરવીરતા તેમ દાતારવટીની બિરદાવલી વિષે ઘણી વાતો કરી, અને આખો દિવસ આનંદમાં ગયો. કવિ કાગ કહે છે, કે ભોળાભાઈ તને જોઈને હું ઘણો જ ખુશ થયો છું. તારી ઉદારતા અને દાતારવટી અને તારા વડીલોનો ચીલો સાચવી રાખજે. આ બધા અહીં આવ્યા છે, પરંતુ તમારા બારોટ કેમ નથી દેખાતા? ત્યારે બારોટે કહ્યું કે, બાપુ, હું પણ હાજર છું. ત્યારે કવિ કાગ કહે છે કે, ભોળાભાઈ વિષે કાંઈ છે ખરું? પછી નીચે મુજબ દોહા બોલે છે.

(દોહો)

ધરપર ઉંટેસર ધણી, ન હોત આહીરની નાત,
(તો તો) જસ રેઢો રહી જાત, ભવણ ઉપરથી ભોળીયા.
ધર સોરઠ ને ઉટેસર ધણી (તારા) ગુણ કવિ જન ગાય,
(તારા) જસ ના ફોરા જાય, ભૂવણ ફેલાતા ભોળીયા.

પછી ભોળાભાઈ કહે છે, બાપુ, તમોએ જે વાત કરી તે બરાબર છે. પણ હવે તો સાપ ગયા ને લિસોટા રહ્યા, હવે તો બારોટ બિરદાવે છતાં પણ તેની કિંમત ચૂકવી શકે તેવા રહ્યા નથી.

પછી તો કવિ કાગ એક પછી એક આહીરોનાં નામ લઈ સંભારે છે ને કહે છે, કે ભગવાનભાઈ, આપણા ડાયરામાં ઊંટિયાથી ભગવાનભાઈ વાજસુરભાઈ કેમ દેખાતા નથી, તેમ જોલાપર, નીંગાળા એ બધા આવ્યા છે ખરા ને? હા બાપુ, નીંગાળાથી દડુભાઈ તેમ ગાંડાભાઈ પીઠાભાઈ અને કુંભાભાઈ વગેરે છે. પછી કવિ કાગ બારોટ સામે જુએ છે ને જોતાની સાથે જ નીંગાળાના આહીર દડુભાઈ વિષે બોલે છે:

(દોહા)

**લેણુદેવી લાખણોતરા (તુંથી)સાચી મારે સહાય,**
**કહુતું દિલમાંય, નશાય વશીયો નાથા ઉત.**

વગેરે વાતો ચાલી રહી છે. ત્યારે કવિ બોલ્યા કે, બારોટ આ પંચોળી ડાયરો કહે છે કે અમે આહીરો છીએ.

ત્યારે બારોટે કહ્યું કે, ખરી વાત છે. જ્યારે જામનગરનાં તોરણ રાવળ જામે બાંધ્યા. ઈ. સ. ૧૫૫૨ માં અને જામ રાવળના મોટા ભાઈ જામ હમીર હતા. એ બંને ભાઈઓ વચ્ચે અણબનાવ થયો ત્યારે ત્યાં રહેતા જે પંચોળીઓ તે કચ્છની સરહદ ઉપર થરપારકરના રણમાંથો કોઠી કુંદણી વગેરે જગ્યાએ આવ્યા, તે મૂળ પ્રાંવથળીયા આહીર છે, તેમાં કાંઈ બેમત નથી. પંચોળીઓમાં વાળા તેમ મકવાણા, રાઠોડ વગેરે અટક છે. અને ત્યાંના બારોટના ચોપડે પણ પાંવથળીયા આહીર ઉર્ફે પંચોળી અહીં બાબરિયાવાડમાં કહેવામાં આવે છે, વગેરે ઘણી હકીકતો મળતી આવે છે

પછી બારોટે કહ્યું કે, ભગત બાપુ, તમો તો મહાન વિદ્વાન છો, બધું જાણો છો, છતાં પણ હું આહીરો વિષે જે કાંઈ જાણું છું તે આ ડાયરામાં કહી સંભળાવું છું. આ સોરઠિયા આહીરોમાં ત્રણ દાતારો થઈ ગયા. એક તો રામ પીંજર બીજા રામ નોળ અને ત્રીજા રામ વાવડિયો.

ત્યારે નથુ વાવડિયો તેમ અમરો વાવડિયો અને ખીમો વાવડિયો બોલ્યા કે, દાતારોએ શું શું કામ કર્યું તે તો બધી ભૂતકાળની વાત અમે બરાબર જાણતા નથી તો કહી સંભળાવો ને !

ત્યારે બારોટ કહે છે કે, કડિયાળી ગામમાં જ્યારે લગ્ન હતાં ત્યારે ત્યાં રામ વાવડિયાને દેવકાથી જાનમાં આવવા આમંત્રણ આપેલ ને તે જાનમાં ગયેલ. તે વખતે જાન પરણીને ઘરે આવી ત્યારે વરના બાપે ડાયરો કર્યો ને ડાયરામાં વરના બાપે ચારણ, ભાટ વગેરેને જે કાંઈ આપવવાનું હતું તે આપ્યું ને સારી રીતે લગ્નનું કામ થયું. પરંતુ તેના બારોટ બંધાણી

હોવાથી ડાયરો થઈ ગયા પછી ઘોડું-ટારડું નહીં હોવાથી કડિયાળી ચાલતા આવેલ અને ડાયરામાં આવી જાનૈયા વગેરેને બિરદાવવા માંડ્યા ત્યારે એક જુવાને કહ્યું કે, બારોટ તમો મોડા પડ્યા. બધું પતી ગયું ત્યારે તમો આવ્યા. ત્યારે બારોટ કહે છે કે, બાપ સરડકા સુકાઈ જાય પણ સમુદ્ર ન સુકાય. હું બંધાણી માણસ ચાલતો આવ્યો અને મોડું થયું. ડાયરો થઈ ગયો, તો કાંઇ વાંધો નહીં. પણ વરના બાપે મને કાંઈ ઘોડું-ટારડું આપવું જોઈએ, આ મોટા ઘરની મોટી આશાએ હું આવ્યો હતો. માટે સમુદ્ર ન સુકાય, સરડકા સુકાઈ જાય તે મારું કહેવું ખોટું નથી.

ત્યારે એક જુવાન બોલ્યો કે, વખત આવે સમુદ્ર પણ સુકાઈ જાય. ત્યારે બારોટે કહ્યું કે, ના, બાપ, સમુદ્ર ન સુકાય. ત્યારે ડાયરામાંથી કહ્યું કે, જ્યારે અગસ્ત્ય મુનિ સમાધિમાં હતા ત્યારે સમુદ્રને અભિમાન થયુ અને પોતાનાં પાણીના લોઢની થપાટથી અગસ્ત્ય મુનિને યોગમાંથી જાગ્રત કરી દીધા. જેથી કરી અગસ્ત્ય ખીજાણા અને મંત્રના બળથી સમુદ્રના પાણીની અંજલી કરી પી ગયા. ત્યારે સમુદ્ર સુકાણો કે નહીં ? એ વખતે સમુદ્રના જીવો પાણી નહીં હોવાથી તરફડવા લાગ્યા ને સમુદ્રનું તળિયું દેખાવા લાગ્યું ને સમુદ્ર ખાલીખમ થઈ ગયો, ને તેનું અભિમાન પણ ઊતરી ગયું. કેમ બારોટ, આ શાસ્ત્ર કહે છે તે ખરી વાત છે **ને** ? માટે જો તમારે ઘોડા વિગેરેનું દાન જોતું હોય તો દેવકાના આહીર રામ વાવડિયા પાસે જાવ અને તેનો ઉતારો કડિયાળી ગામમાં રહેતા આતાભાઈ ઓઝાને ત્યાં છે. માટે ત્યાં પોગી જાવ તો ઘોડું મળશે. અહીં તો કાંઈ છે નહીં પછી ત્યાંથી બારોટ આતાભાઈ ઓઝાને ત્યાં વાવડિયા આહીર રામભાઈ સોરઠિયાને મળ્યા ને બધી વાત કરી કે, હું ડાયરામાં ગયો પણ ડાયરો થઈ ગયેલ જેથી કરી મને ઉપર મુજબ અહીં તમારી પાસે આવવાનું કહ્યું. તેથી તમારી પાસે આવ્યો છું. મેં ડાયરામાં મારી રીત નીચે મુજબ જુની કહેવતના પ્રમાણે દોહા કહેલ:

(દોહો)

**રણ જીતણ, કંકણ બંધણ, પુત્ર વધાઈ સાત,**
**એ ત્રણ દિ અવસરના', એમાં રંક ને કોણ રાવ.**

## સોરઠીઆ આહીર અમરાભાઈ વાઘાભાઈ વાવડીયા

ગામ દેવકા



(દોહો) પરમારથ કાજ પ્રેમથી, તેં ધજબંધ આપી ધરા;
મંદિર બનાવા મહેશનું, અવિચળ રહ્યો અમરા. (૧)
ધર્મ કાજ સજી સાજ, મંદિર કાજ મહેશ,
લાજ તાજ, શિરધરી, અમર રહો અમરેશ. (૨)
અતિથિ આવે આંગણે એને શોભીતુ કરે સનમાન,
હિત આપી દાન વેરે કિર્તી વાઘાઉત. (૩)

(કવિ કાન)

વગેરે હું બોલ્યો છતાં પણ કોઈએ મારી વાત ઉપર લક્ષ આપ્યું નહીં અને અવરનવર મને ડાયરામાંથી કહેવા લાગ્યા કે, ઘોડું જોતું હોય તો રામ વાવડિયા પાસે જાવ તેથી હું આવ્યો છું.

આ બધી હકીકત સાંભળી આપા રામને ઘણું દુઃખ થયું અને ગોર આતાભાઈ ઓઝાને બોલાવી કહ્યું કે, આ બારોટને ઘોડું આપો. પછી પોતાનું જ ઘોડું હતું તે આતાભાઈએ આપી દીધું અને આપે રામે તે ઘોડાની કિંમત ગોર આતાભાઈ ઓઝાને ચૂકવી આપી.

ત્યાંથી બારોટ પોતે ડાયરામાં આવીને કહ્યું કે, આપે રામે આ ઘોડું આપી મારી કદર કરી, ત્યારે ડાયરો છાસ્યું પીવા બેઠો હતો, તેમાંથી આપા સારીંગ નામના બાબરિયા દરબારે કહ્યું કે, આ એક ટારડું આપ્યું તેમાં તો બારોટ ફુલાઈ ગયા. આ હકીકત આપા રામને કાને ગઈ. તરત ગોર આતાભાઈ ઓઝાને બોલાવીને કહ્યું કે, આપણા ઘોડાની ડોકમાં સોનાનું ઝુમણું નાંખો અને મોવડ વગેરે ચડાવી તૈયાર કરો. તેમ ઊંટને પણ લઈ લ્યો. એ પ્રમાણે ઘોડા તેમજ ઊંટને તૈયાર કરી જ્યાં બાબરિયા ભાઈઓનો ડાયરો બેઠો હતો ત્યાં આવી કહ્યું કે, આ ઘોડા અને ઊંટ હું આપું છું, તમે પણ આપો. એટલું બોલી લાલપીળા થઈ ગયા. ત્યારે સામેથી કોઈએ કહ્યું કે, આપા રામ, કોઈ છોકરા બોલે એના સામે ધોખો ન હોય. ત્યારે આપા રામે કહ્યું કે, અમને જાનમાં તેડાવી બારોટને અમારી પાસે મોકલો તેથી અમને તો દુઃખ થાય જ ને.



પછી બીજી વખત ડાયરો થયો. રામ વાવડિયાએ ઊંટ ઘોડા વગેરે આપ્યા. બારોટ કહે છે:

(દોહો)

બળિયાયે બોલાવ્યા નહીં જાસણુ પોતાના જે,
એને વાળા વગત કરે તેં રેવત દીધા રામડા.
ઊંટ ગડેડતા આપીયા (માથે) વેઢજ વાનડિયા,
પવંગ પણ પાહા રાજા કાઘા રામડા.

એવી રીતિ આપા હાંકા તથા ઝીકારભાઈ વાવડિયા તેમજ અમરાભાઈ વાઘાભાઈ તેમજ ખીમાભાઈ એને નથુ આતા વગેરેના વડવાઓમાં દાતારવટી તેમજ શુરવીરતામાં નીપુણ એવા તમારા વડીલો થઈ ગયા.

એ તો બધી ભુતકાળની વાતો છે પણ અત્યારે વર્તમાન કાળમાં પણ એના વડીલોને ચીલે ચાલી પોતાનું નામ રોશન કરે છે. હમણાં જ દેવકા ગામના આહીરો તેમ તેના ગોર પ્રભાશંકર તથા હરિરામભાઈ તેમજ ગામના આહીરો બધા મળીને દેવકા ગામથી પૂર્વ દિશાએ જોલાપરી નદીના કાંઠે એક શંકરનું મંદિર બનાવ્યું. તેમાં વાવડિયા અમરાભાઇ વાઘાભાઈએ મંદિર માટે જગ્યા આપેલ છે તેમજ મંદિરના પુજારીને કાયમ વર્ષાશન તરીકે પાંચ વીઘા જમીન અર્પણ કરી છે. અને હજુ પણ દશ વીઘા જમીન આપવાનો વિચાર કરે છે.

(દોહો)

વત વાપરવા વાઘા સુતણ તે કશીને બાંધ્યા કમરો
મંદીર શિવ સારું મરદ આપી ધર અમરા.
વિણ જંતર વાગતા મૃગ આવીને મંડાય,
પાડાના પંડ માય અસર પડે નહી અમરિયા.

આવી રીતે ઝીકારભાઈ કાળાભાઈ તેમજ વાવડિયા હાકાભાઈ કાનાભાઈ વગેરે ઉદારવૃત્તિવાળા છે.

(દોહો)

હિંમત આહીર દેકે કરમી બાજ કપાળ,
પ્રાગવડ પંજાળ હાકમ જેવો હાંકડો.
કાના ઓત કરમી વટે તારો કહું ના વડીયો કોઈ,
નબળો ઈરાદો નોય હૈયે તારે હાંકડા.

જીકારભાઈ કાળાભાઈ :

(દોહા)

પુત્ર દુલાને પરણાવી તે વડ હથ ધન વાપરીયો,
ભલપણ દિલ ભરિયો કહાએ શાયર કાળાઉત.
ભાટ ચારણ વિપ્રભેખનો સારો કરે સત્કાર,
જોઈ તુને જીકાર એનો દોળે આતમ કાળાઉત.
દુલા જેવા દીકરા ભરીયલ ગુણ ભંડાર,
સારા યે કુળનો શણગાર ધરપર દેવકા ધણી.

(ગીત)

નાથે આપીયા રદ્ધિકા વાસા બારમાસા રહે નીલા,
હમીરે ભાલપે વળી કીધા મોટા હાથ.
ઉમંગે પયાંકા ઠાઠ જમેવા દ્વાર આવે,
નાઘેરાકા થીએ ઘણું તેમ રાજી નાથ.
રધિકા મેળણે વાળા આવ્યા આહીરા કા રૂપ,
દેવકા ગાદીએ બેઠો દેઢા નાખે ડાણ.

(કુંડળિયો)

સાયર સાયર સારખો હે મીઠો મેરાણ,
રતન સમંપે રીણુત્તાને જીવાણી ગણ જાણ.
ગુણ જાણ એમ કવિ રાવ ગણે, બહુ ઠાઠ આંગણ હિલોળ બણે,
ભજ હાથ દતા એમ આહિર ભજે, એતા સાયર લોઢ ન તુય સજે.
એવા તો અનેક દાખલાઓ છે.

હમણાં જ થોડાં વર્ષો પહેલાં સવંત ૨૦૩૪ના ચૈત્ર સુદ પૂનમને રવિવારે દેવકામાં મંદિર બનાવી એ જમીન વાવડિયા અમરાભાઈ વાઘાભાઈએ અર્પણ કરી. એવાં તો અનેક શુભ કામો કર્યાં છે તેના વિષે જેટલું લખીએ એટલું ઓછું છે.

(કવિત)

સહત સંતાપ આપ પરકો મિટાવે તાપ,
કરૂણા કો દ્રુમ શુભ છાયા સુખકારી હૈ.
શુરવીર ક્ષમાવાન કોટિપતિ માન નહીં,
જ્ઞાનકો નિધાન ભાન ગંભીર ગુનધારી હૈં.
દોષ દિલ નહિ લેવે શરન આવે સુખ દેવે,
પરમારથ વૃત્તિ જિનકું સદા પ્રાણ પ્યારી હૈ.
કહત હૈ બિહારીલાલ શ્રવને સે બાત સુને,
વિશ્વ મેં વિરલ સો સજ્જન કી બલિહારી હૈ.

દેવકા પાલા વાવડિયાના વંશના નીચે મુજબ આહીરો છે:

દેવાણંદના પાલા ના રાઘા ના રાણાંગ ના કાળા ના ભીકાર ના દુલા. દેવાણંદના પાલા ના રાઘા ના નાજાના વાલેરા ના દેસુર અરજણ, હરસુર રાણીંગ.

દેસુરના સાદુળ.

સામંત લાખણોતરાના વંશના નિંગાળા ગામના આહીરો
વાજસુર ના નાથા ના દુ અને ગભરું.
પીઠાના ગાંડા તથા સાદુળ તથા આતો ભાઈ. ગાંડાના રામભાઈ

(કવિત-છપ્પય)

ચડે ભગો સંગ્રામ કંઈકના હુંડ રડંદા,
ચડે ભગો સંગ્રામ પાથરે હુંડ પડંદા.

ચડે ભગો સંગ્રામ હઠાળો કરે હકાલા,
ચડે ભગો સંગ્રામમાં હાવી દળ હટે હમાલા.
ચડે ભગો સંગ્રામમાં ગાવે ગ્રીધણીગીત મંગળ,
ભભકંત ભોગ લેવા કજે દેવી ચડેલ લઇ કટકદળ.

(કવિત–છપ્પય)

ભારત ચડે ભગમાલ બગતરા કડી ખડેડે,
ભારત ચડે ભગમાલ જોગણીઝુંડ હડેડે.
ભારત ચડે ભગમાલ ધણુણ ઠેઠે સુર બજે,
ભારત ચડે ભગમાલ ધણુણ ઠેઠે મૃદુ ગાજે.
ભગમાલ આજ ભારત ભલો દળઅર ત્રાસે દોટમાં,
સોરઠી સિંહ રાણીંગ સતણ શત્રુ મારે ચોટમાં.

સૌ ડાયરો બેઠા છે ત્યારે કવિ કહે છે; નીંગાળા જેમ જોલાપર વિશે કાંઇ ત્યારે નીંગાળામાં રહેતા ગાંડાભાઈ પીઠાભાઈ તથા દડુભાઈ નાથાભાઈ તેમજ કુંભાભાઈના વડીલોનાં બિરદ ગાઈ તેને બિરદાવી રહ્યા છે.

દડુભાઈ નાથાભાઈ નિંગાળા પીઠાભાઈ મૂળુભાઈ

(ગીત)

કોઇજગન કીયો લાખણોતરાકાળા,છત્રપતિ કરે ઉંઈયા ચાળા,
પાંથુ હાલે કેમ તુહારા પાળા, વાળતલ હદ નીંગાળા વાળા.
પુંજા સતણ વડોભડ પારે, હકુડે દારુવા ટોપ હજારે,
ધધકા પડે ધીયાં ધારે હાલ્યા આવે ટોળ હજારે.
તરવેટ સુખડા જમે તાજા વાગે આંગણ છત્રીશે વાજા,
કળવટે થાયો કુળની માંજા સકત્રીયાતણા ધર કર તલસાજા.

## દદુભાઈ ગાંડાભાઈના વડવાનું :

(ગીત)

વળ ભરિયલ ભૂપ જોલાપર વાળા ભાલે રમત રમે ભાલાળા,
ખાંડે ઝડ મસવે એધાળા ભલો પાલો ભૂપ જોરાળા.
ભડતે અભંગ કુભાણું જામ લગે અખીયા જાણી,
વિદુ બોલે સુજશની વાણી કરડકસી દાતકની કાણી.
આહીરા રૂપ બને અટારા ખીજયા ઝેર સરીખા ખારા,
ફોજે પ્રસણુરા કરે ફેરા નર સમન્દર કાંઠે વસે નાધેરા.

આવી રીતે ડાયરામાં જોલાપર ગામના આહીર બાઘાભાઈ નથુભાઈ તથા ગાંડાભાઈ સામતભાઈ તેમજ વાઘાભાઈ સામતભાઈ વગેરેના વડીલોનાં બિરદ ગાઈ ખુશી કરેલ.

(દોહા)

લેવા કજ કવિઓ લખે એનો વાધ જ કશા વખાણુ,
પ્રેમ સાચો જ પ્રજરાણુ એના બીજા અક્ષર બાધલા.
ચંદ્ર જોવા ચકોરને લીન હૃદય લલચાય,
(એમ)તુને જોવા નથવલ તણા મારુ હમુ મન હરખાય.

દદુભાઈ મૂળુભાઈ જોલાપર :

આનાહર અરીઆસરે નિફરિતે ન જડે વડીઓ,
જબરભર જોલાપર ઘણાં ડઢાભડ દડિયો.

દદુભાઈ ગાંડાભાઈ: (દોહો)

સારપમાં ગાંડા સતણુ તારો વસવપર નહીં વડીયો,
જસ લીયણુ જોલાપરો દીઠો આહીર દડીયો.

(મરશીયા દોહા) ગાંડાભાઈ સામતભાઈ ઝોલાપર:
રેણી કેણી ને રંગ એક વસન બળીયો વીર,
ઢળીયો ઝોલાપર ધણી ગાંડો ગુણુ ગંભીર.
ગાંડો નામ ને ગુણ ઘણા સમજણવાળો સધીર
ઢળીયો ઝોલાપર ધણી અચિંતો આહીર

દદુભાઇ મૂળુભાઈ

(દોહા)

જંગ માંડયો ઝોલાપરી કાંઠે વડહઠ ઊઠયો વાવડિયો,
મૂછે ભજ દઈ મૂળુ સતણુ ડણકયો સાવજ દડીયો.

આવી રીતે દેવકા ગામમાં શૂરવીરો, દાતારો વગેરે થઇ ગયા. વળી હડમતિયા ગામમાં રામ પિંજર મહાન ઉદ્દભાગી આહીર એણે જ્યારે છપ્પનિયો કાળ પડયો ત્યારે વિચાર કર્યો કે, આ ભયંકર કાળમાં સાધુ બ્રાહ્મણ અને ચારણભાટ નહી હોય તો દાતારો, શૂરવીરો અને ભક્તો એની કીર્તિ અને તેનાં નામ નાબુદ થશે. અને સાધુ અને બ્રાહ્મણ નહિ હોય તો ધર્મ નાબૂદ થશે, એમ જોણી રામ પિંજરે પોતાના સગા સબધીઓને પોતાના ગામ હડમતિયા બોલાવ્યા ઊંટિયાથી સાદુળ લાખણોતરા તેમ દેવડા. વાલેરાભાઇ વાવડિયા અને ઝોલાપરથી આનો વાઘ તેમ નથુ વાઘ વગેરેના વડવાઓને બોલાવી કહ્યું કે, આ કાળમાં સાધુબ્રાહ્મણ અને ચારણભાટને નહીં સાચવીએ તો ઇતિહાસમાંથી શૂરવીરો, દાતારો વગેરેની કર્તિ નાબૂદ થશે અને સાધુબ્રાહ્મણને નહિ સાચવીએ તો ધર્મનો નાશ થશે. ત્યારે સર્વ કુટુંબીજનો બોલ્યા કે, આપા રામ, તમારો શું વિચાર છે ? ત્યારે આપા રામે કહ્યું કે, આ લોકો માટે કાયમ રસોડાં ખોલી દેવાં. ગમે તે કવિઓ અને સાધુબ્રાહ્મણો કાયમ માટે આ કાળમાં જમે. એ પ્રમાણે રામ પિંજરે રસોડાં ખોલી રોટલો દેવો શરૂ કર્યો. ત્યારે કવિ કહે છે, રામ પિંજર,

આ છપ્પનિયા જેવા ભયંકર કાળમાં તમે રોટલા આપવા શરૂ કર્યા તે ગરીબોને જીવતદાન આપવા સમાન છે. પછી નીચે મુજબ ડેળિયા ગામના રહીશ ભક્ત કવિ શ્રી ગીગાભાઈ બારોટ નીચે મુજબ ગીત બનાવી કહે છે.

(ગીત)

પાટીકાઢ કાળે પ્રોળ જોધપરનાં પાડી,
ચિત્રોડનો મલક ધકાપર ચાડી,

રતલામ દેશ લીધો રંજાડી,
અકરાંતનો આર ને કાળ અનાડી.

ત્યાંથી ઉજેણુ મલકને નમાવી,
બુંદીકોટાનું શહેર બગાડી,

પૃથ્વીની લાજ ધમકમાં પાડી,
અંગ નહી વસ્ત્ર ને એબ ઉઘાડી.

અન્ન વિનાના કરી ત્યાંથી ઉપડિયો,
પૂને સતારે અસબો પડીયો,

ચોવીસ માસે રમતે ચડીયો,
વેર કરૂં પણ ન કોઈ વડીયો.

વેપાર ખોઈ બેઠા સે વેપારી,
કરોડપતિની ન લાગે કારી,

મલકની લાજ તો ખાસડે મારી,
ભગવા વીના કંઈક થયા ભીખારી.

કળશિયો ઘરેણે મેલ કટારી,
ન મળે ગોણીયો ત્રબેડું નારી,

બંદુક કેની ન રહી કરજ બારી,
હાંડો ત્રાંબડી ગીયા છે હારી.

ભે લાગી નવ ખંડ ખળભળિયો,
વિના અન્નથી લીયે લળસળીયો,
વાગે ઘેર જંતર વાંસળીયો,
અન્ન ન મળે તો ચાટે આંગળીયો.

હિંદુસ્તાન બેઠું મલક હારી,
મોત પખેણું નાખે મારી,
હાલ્યો કાળ સૈન્ય હોંકારી,
નરકે જાવ ધરથવા નારી.

દેતા રોક નજડે દાણો,
ન મળે કયાંય ખજીને નાણો,
ખલક, મલક તો ટીડે ખવાણો,
દોવા ભેંસ ન રીયો દુજાણો.

કોટ પાડી લોટ કીધા કચવાહા,
નાખે બેઠા ભૂપ નિસાસા,
અધરથી શ્વાસ વળે ઉચાસા.
ધજ બંધ થયા ધૂડ ધમાસા.

બે ત્રણુ રાજની લાજ બોળાણી,
પરીએ હતું બહુ અણીતું પાણી,
જૂનાગઢ લગી રહ્યાં તાં જાણી,
આખી પ્રજા વરતવા ઉજાણી.

ચારે ધામમાં કુવારા છૂટા,
રાજ રસોડે ન મળે રોટા,

ખજીને નાણા પાન પણ ખૂટા,
તાકરિયા મોકળા ને વેવાર તુટા.

ડાકોર કોઈ મલકમાં ન રહ્યું કુંડું,
આગળનું મળે કંઈક વિચારી ઓડું,

ભેંસ અજીયા કહેતાં ન પડે મોડું,
ફરીને મૂલ વેચાણું કોડું.

કળજુગ, કાળ ને ટીડનું કટક,
ખોટમાં ધુળ મળ્યો બધો ખલક,

મોં ફેરવી બેઠો આખો મલક,
ચૂડે વહતે દીધી ચલક.

જ્યાંથી કાળ કંઠાળ નમાવી,
જયાંથી તળાજે ફોજ જમાવી,

નવખંડ રહયો ભુપ નમાવી,
ગઢપત રીયા કંઈક લાજ ગમાવી.

ચડતી કળા જળેળે શરીરે,
આંગત કુળની રીયા અમીરે,

ભળ્યો ભેરલ ભીરાંભીરે,
હાકનો કાળ ખસીએ હમીરે.

એમ કરતા કાળ ખુમાણે આવીઓ,
ધાન ને કડછવે માર ધપાવ્યો,

જીતીયો વેણુ ભગવાન જાયો,
ઓળખ્યો લખો ફેર ગોલણુ આવ્યો.

મહા અંગ વીરમદે લાખને વળામણ,
માગે ભુખ્યું તેને પીરસે મણ,
સાકર, ચોખા ને દુધ શિરામણ,
ગરથ ગોધમને રપટ ગળામણ.
વમણુ ભાળી રીયા કંઇક વળમાં,
પટકો પડાવી લટકી પળમાં,
કુવર લખધીરને મેવા હે કળમા,
બાપ હડુડે રજકે બળમાં.
આઠ દિ' રજક વાલગે આલ્યું,
સાઠ દિ' પૂરુ અન્ન ચાલ્યું,
જોઈ ને મલકનું નાડું ઝાલ્યું,
જીવતું ગરોળુ પૂંઠમાં ઘાલ્યુ.
બળ કર્યું તે ચડી ગયું કાળજે,
ગળામાં નોર ભરાવ્યા તે ભાળજે,
વળે તો મોજથી પાછું વાળજે,
તળે તો શીંભુ અંતરથી ટાળજે.
આલો કે દેદલ, ભાણુ અજવાળે,
પવા, સાકર દૂધ પલાળે,
વત દિ' કીધા રાણીંગ વાળે,
ત્રણે આગરિયા પરથી ટાળે.
દાન, સન્માન, રજક પણ દીધો,
લુણગો જસ આંગત લીધો,

કડિયાળીએ ધરમ વાવટો કીધો,
પૂનનો પ્યાલો તો રૂખડે પીધો.
વાતુ સુણી બોલ્યા રામેવ વાણી,
પરજુનું રાખવું મારે આંગત પાણી,
જગડુશા શેઠની રમત જાણી,
હુકળ્યો રજકે જોધ હાદાણી.
વડમ કર હડમતિયા વાળો,
ભોળીયો પિંજર દીકરો બાળો,
પરોણો આવે, ચડયો કે પાળો,
કહીએ રામેવ આતમ કપાળો.
કાળકે ન જાયે જોલાપરી કાંઠે,
સાકર નીપજે જારને સાંઠે,
મહુદધ હડુડે વરસે માઠે,
રામનામ લેતા પ્રાસટ નાઠે.
નાખે હાથ મૂછે અને, વાપરે નાણો,
દમદઢ ખેંગ રજક ને દાણો,
મોજે જોલાપરી કાંઠે મંડાણો,
રીયો ચાર જુગ જાવડ રાણો.
ચરૂ નવનધ રજકના ચડાયો,
ધાટા રોટ મોટ જો ઘડાયો,
જીતીયો પિંજર હાદલ જાયો,
પુનનો અવિચળ સાદ પડાયો.

અન્નને અજરે કાળ થીયો અહાગી,
હરમત રાખો ચડયા કઠીએ હરિ,
ભાલા રંજકના નાખો વાંભ ભરી,
મારથી વસમાં કાળ ગયો મરી.
જવે તો હાથપગ જીવ ન રીયો નાડમાં,
માથું ઊડયુ તે પડયુ મેવાડમાં,
ધડકટકા રપ્પડે ધુંધાડમાં,
અવગત થઈ તે રીયો ઉજાડમાં.
કંકુના અક્ષર જળેળે કપાળે,
દનોદન ચોગણો ચડા દકાળે,
વાઘહર સાવરૂ નાંખ વણુગાળે,
સદે નહીં ઉઘાડી બીયા કોઈ સગાળે.
દનીપર લાયક પ્રમડાયા,
મેળવી જસ ને વાપરી માયા,
જોધરામાં કોક જસ રાતરા જાયા,
કરોડ જુગ જીવો તારી અમર કાયા.

(દોહા)

સોનાનો હાદલ સતણુ, હતજો ડુંગર હાથ,
દેતા કવિને દાંત, રાત ન પાંગત રામડા.

(ગીત)

મહા આવીયા આનાડ ભુપ વેરીયાકા તણા માથે
હાદા હરા સાથે નકો કરે કાણુ હોડ

કાળકોટા મહા સુરા વસરાજ બોળા ક્રમી
હાવીયાના ભાંગી દેવે મનમાથી ડોડ
ભડારાક કમાડ ક્ષત્રીવટ રાખે હજી ભજે.
ચડે ડાઢાં ચુરા કરે આકરા સદાય
અટારા પીંજરા વંશ ધીંગાણા રે, માથે હાલે.
ત્રાહી ત્રાહી કરી જાવે દોખીયા તરાય.
ભજાળા અટકા વાળા પીંજરે ઓનાડ ભાળ્યાં.
વજ્ર છાતીવાળા કરે તું હારા વખાણ.
સામતાકા નંદા પડકાર્યાં ભેળા ગળે ચોંટે
પટાધર ખેંચી લેવે અરંદાકા પ્રાણ.
સોડભડા અંગ થરા જોરસી કડા સાકા,
મહાકાળજાળ ધ્રુજે સાબધો મલક.
ખાગરે ઝપાટે ભલાંભલા કેરા લાડ ખેરે.
ખંડવાઢી જાવે વેરી ઉતરી ખલક.

(ગીત)

એસા લખાયાં કંકુકા લેખહાદા ઘરે રામ આયો,
જાયો જસતણુ રાતે પીંજરે જોરાણ.
દાવા દારા વાંધા વાળાને ગુડા હેઠલઇ દાબ્યાં,
મુદચ્ચક રાખણુંબો પ્રજા હુંદી માણ.
વાળા સંત પતી જેનો ખોરડો ઓનાડ વદાં,
ધનો ધખસાળા મચે તુંહારે દુવાર.
માંગણા સમોર કીધા લાખરી સમાંપી મોજ,

જાજી નવે નીધી કોઠારે જુવાર.

ભણી જે જગત, જેના લલાટે આંકડો ભારી,

વિધ્વા વખાણે ભલો ધનો જે થારીવાડ.

કરમી બાંધવા કુંભો સામતો ભોળા કરમી,

દેશથી દીહંત રામ દીઠો સરદાર,

વાધાહરા દાન થારા, કોરરા મુલરાવદા,

જાસણુ પતંગા આપી કરી જતન.

દેશો દેશ તણા રાજા શાબાશી તુજને રદેવે,

રામડા સમપેરો ઘોડો ચૌદમું રતન.

છત્રપતિ કરે ઉઈ થાલા ચાળા,

પાછુ હાલે કેમ તુહારા પાળા.

વાળતલ હદ નિંગાળા વાળા,

પૂંજા સતણ વડોભડ પારે,

હકડે દારૂવા કીપ હજારે,

ધધકા પડે ધીયા ધારે, હાલ્યા આવે ટોળ હજારે.

આવી રીતે દાતારો થઈ ગયા તેમજ ભક્તો અને શુરવીરો પણ થઇ ગયા, પાલો વાવડીયો, સામત લાખણોત્રો, વીહો ઝાંપોદરો તેમ નેસડીયો ભાલો વાઘ આ ચારેના યાદ આપતા તેમના પાળીયાઓ હજુ મોજુદ છે વીહા ઝાંપોદરા નો પાળીયો નિંગાળા ગામના ઝાંપે પાલા વાવડીયાની યાદ આપતો તેનો પાળીયો નિંગાળા ગામના ઝાંપે પાલા વાવડીયાની યાદ આપતો તેનો પાળીયો રામપરા ગામને ઝાંપે ગાયોના ગોંદરા પાસે છે અને સામત લાખણોત્રા નો પાળીયો ભેરાઈથી નિંગાળા જતાં ખારા મા માતા મલાઇ દેવના સ્થાનક પાસે અત્યારે મોજુદ છે તેમજ ગાયોની

વહારે ચડેલ આથા નેસડીવાળો પરબીયો મહુવા પાસે આવેલ દુધાળાના ના ઝાંપે હજુ પણ આરામ ઉભો છે.

આવી રીતે ભક્તો, દાતારો અને શુરવીરો થઇ ગયા. મયો ભગત ધનીવદરમાં થયા. જેઠુરભગત કાસરીયા ગામમાં થઇ ગયા તેમ કાળુ ભગત પણ મહાન ભક્ત થઇ ગયા. તે પ્રમાણે બારોટ સયરામાં ગાંજાવદર ગામે આહીરોની ખોરડાવાદી વગેરેની વાતો કરી સામત લાયસોત્રાનું ગીત તેની યાદ આપતુ નીચે મુજબ છે.

(ગીત)

મયા માંડીયઃ મોરચા કરેવા મામલો,
જંજાળ્યા નાળ્ય બંદુક જાડી,
ભડ તે તત્કાળ ભેળીયા ભીમડે,
સોડભડ મોરચા ગીયા છાંડી.
મરદ નાગેવરો હુંકળ્યો મામલે,
વખાણે સિંહારા નાથ વસતો,
વગાડતા હેયા તે સંતાણા વોંકળે,
નંદ કોઇ આહીરે કર્યો નાખતો.
જબકતી પીંછીએ આવીઓ ઝાટકે,
રડવડે તુંબલ્યા ગુંડરોગા,
બહેકતા રાડમાં મરદ શું બહેકે,
પિંયુ ને ઘર મેલ માંડ પોગ્યા.

એવી રીતે ગાંજાવદર તેમ રાજપરડા ગામના પંચોળી અને આહીરોને અરસ પરસ સમાધાન થયું હજુપણ બન્ને ગામ સુલેહ અને સંપથી રહે છે એકબીજાને સારે નરશે કામે કાળીરાતે આવી અરસ પરસ ઊભા રહે છે. આવા સજ્જન પુરુષો હમેશા સર્વનું સારું કરતાજ રહે છે.

સજ્જન સારું કરી ખુશી થાય છે ત્યારે દુર્જન બીજાનું બૂરું કરી ખુશી થાય છે.

(દોહા)

**ચંદન કૂલ્યો સુનવન હસે જીવન અપનો પ્રમાન,**
**કુલકો છોટો મોટો ભયો તો કરેકો આપ સમાન.**

ચંદનના ઝાડમાં એવો પ્રભાવ છે કે જે જંગલમાં ચંદન હોય ત્યાં વાંસનું ઝાડ ઉનાળાના તાપમાં અગ્નિ ઉત્પન્ન કરે છે, અને આખા જંગલને દહન કરી દે છે. પણ ચંદનનું છોડ એવો છે કે વાંસને પણ પોતાના જેવું બનાવી દે છે, તેથી અગ્નિ એ જંગલમાં પ્રગટ થવાનો ભય રહેતો નથી. જો ચંદન ન હોય અને વાંસ હોય તો અંદરોઅંદર ઘસાઈને અગ્નિ ઉત્પન્ન કરી પોતે બળે છે અને બીજાને બાળે છે. એથી કવિએ કહ્યું છે કે,

(દોહા)

**બાંસ કૂલ્યો સુનવન રડે જીવન અપનો અભાગ,**
**કુલકો છોટો મોટો ભયો તો કોઈ દીન ઊઠેગી આગ.**

તો માણસે હમેશાં ચંદનરૂપી રહેવું જોઈએ. પોતાની તેમજ પોતાના કુળની વૃદ્ધિ થાય, આજુબાજુ સ્નેહ-શાંતિ રહે તેવા પ્રયત્ન કરવા જોઈએ, તેનું નામ જ ચંદન. એને ચંદન રૂપી ગણવો. અને જે કુટુંબમાં તેમ આજુબાજુ વિક્ષેપની આગ લગાડતો હોય તો એને વાંસરૂપી ગણવો. ચંદનરૂપી બનવામાં ઘણો જ લાભ નીકળે છે તેનું મહાપુરુષો કહી ગયા છે.



---

# સોરઠિયો આહીર સાદુળ વાઘ

સવારનો પહોર છે. ઊગમણો આભ ઊગતા સૂર્યનાં કિરણોથી જગત પર પ્રકાશ પાડી રહ્યો છે. કોવાયા ગામમાં આવેલ, રામપરા ગામના આહીર સોરઠિયા સાદુળ વાઘની રહેણાક છે. ગામ આહીરોનું છે. ગામથી ઊગમણી એટલે કે પૂર્વ દિશાએ અરબી સમુદ્રના કાંઠે ચાંચુડા મહાદેવનું જૂનું પુરાણું દેવાલય છે. ગામ નાનું, આંખને ગમી જાય તેવું સોનાના ટુકડા સરીખું, જ્યાં માયાળુ ને મમતાળુ સોરઠિયા આહીરોની વસ્તી છે. આહીર સાદુળ વાઘ મૂળ તો રામપરાના પણ તે રામપરાથી કોવાયા ગામના પાદરમાં રહેવા આવેલ છે. તેણે પોતાની બુદ્ધિથી અને જાતમહેનતથી લગભગ સોએક વીઘાં જમીન ઘેર કરેલ છે. ઘરનો સુખી, માયાળુ અને મળતિયો સ્વભાવ હોવાથી કોવાયામાં તેમની પ્રતિષ્ઠા સારી, વહેવાર પણ સારો. સાદુળ વાઘે એકલા બેસીને ભાગ્યે જ રોટલો ખાધો હશે. કારણ કે અવરનવર સાદુળ વાઘને ત્યાં મહેમાન-પરોણા હોય, અને ચારણ-ભાટ એને ત્યાં અવરનવર આવતા જ હોય કહેવત છે કે ઈશ્વરની મહેરબાની હોય તો જ મહેમાન પરોણો આંગણે આવે, નહિ તો સ્વાન પણ આંગણે ન આવે.

સવારનો પહોર છે. નિત નિયમ પ્રમાણે પ્રભાતના પહોરમાં પોતાના રહેઠાણના ઘરથી થોડે દૂર નિરણપૂળો રાખવાનો વાડો છે. વાડામાં ઢોર-ઢાંખર બાંધવા તેમ ઘોડાં ટારડાં બાંધવાનું પડખે એક છાપર છે, તેની જોડાજોડ મહેમાન-પરોણો આવે તે માટે સૂવા-બેસવાનું તેમ વધ્યું ઘટ્યું અનાજ ભરવાનું મકાન છે. તે મકાનના ઓટલા પર આહીર સાદુળ વાઘ પાથરણું પાથરી દાતણ કરવા બેઠેલ છે. પડખે પાણીનો ત્રાંબાનો ગોળિયો પડેલ છે તેના ઉપર એક કળશિયો છે. અને પોતે નિતનિયમ પ્રમાણે દાતણ કરે છે. એ વખતે એક ચીંથરેહાલ, પગમાં ફાટલતૂટલ જોડા પહેરેલ છે એવો એક આધેડ વયનો માણસ આવી ઊભો રહ્યો. અને પૂછ્યું કે, અહીં સાદુળ વાઘ રહે છે ? ત્યારે સાદુળ વાઘે કહ્યું કે, આવો, આવો, હું પોતે જ સાદુળ વાઘ. ત્યારે આવનાર માણસે કહ્યું કે, બાપ, જે માતાજી.

ત્યારે સામેથી સાદુળ વાઘે કહ્યું, જે માતાજી. કહી રૂડો આવકારો આપ્યો. પડખે ફળિયામાં પડેલ ખાટલા ઉપર બેસવાનું આવનારને કહ્યું, ત્યારે તે આવેતું માણસે ખંભે મૂકેલ ખડિયો ખાટલા ઉપર મૂકી પોતે આવેતું ખાટલા ઉપર બેસે છે, ત્યારે સાદુળ વાઘે પૂછ્યું કે, કયાં રેવું ? ત્યારે આવનાર માણસે કહ્યું કે, હું જાંબુડા રહું છુ. પણ હવે તો જ્યાં રહીએ ત્યાં અમારું ગામ. એટલું બોલી ખડિયામાંથી આવનાર માણસે એક પોટલી કાઢી અને એક ગ્લાસ કાઢયો. પછી પોટલી છોડી તેમાંથી ખોબો ભરી કાલાં કાઢયાં, અને પોતાના ધોતિયાના છેડે બાંધી બનાવેલ પોટલી ઉપર બેત્રણ ઘૂંબા માર્યા. કાલાંનો ભુક્કો થયો. બેથી સાદુળ વાઘ પાસેથી પાણી મંગાવ્યુ અને તેમાં કાલાં પલાળ્યાં,

સાદુળ વાઘે હાકલ કરી પોતાના બેટૂને બોલાવીને કહ્યું કે, મહેમાન છે, માટે ચા મૂકજે, જરા વધારે. સાદુળ વાઘે આવનાર માણસને પૂછ્યું કે, ચારણ લાગો છો. હા બાપ ! છયીં તો ચારણ પણ, વખાનો માર્યો તમારું નામ સાંભળીને આવ્યો છું. ત્યારે સાદુળ વાઘે કહ્યું, ગઢવા કયાં રાત હતા ? ત્યારે ગઢવે કહ્યું, બાપ ! દાતારો સિવાય તો અમારો કયાં સમાવેશ થાય. હું રામપરા ચારપાંચ દિવસથી હતો. મૂળુ હેભા આભને ટેકો દે તેવો આહીર, તેણે મને બે દિવસ પરાણે રોકયો. જયાં કોવાયે આવવા નીકળ્યો ત્યાં સાવઝભાઈ ભગવાનભાઈ મળ્યા. તેમણે પરાણે એક રાત રોકયો. વળી સામતભાઈ ભાયાભાઈ તેમ રાણાભાઈ હેમાભાઈ અને ભગવાનભાઈ ઝંડુરભાઈ– આ બધા સાવઝભાઈને ત્યાં બેઠેલ અને આગ્રહથી બે પાંચ દિવસ રામપરામાં રોકી રાખ્યો. આજ તો પરાણે વહેલો ઊઠી તમારી પાસે કોવાયાં આવ્યો છું. હવે તો જયાં પંથનો પાર આવે ત્યાં રોકાઈ જાવું છે. કોઈ દાતાર મળે તો બે પાંચ મહિના ચોમાસુ કાઢવા વિચાર છે. ત્યારે સાદુળ વાઘે કહ્યું કે, ગઢવા, આ તમારુ જ ઘર છે. ખુશીથી રોકાઈ જાવ. હા બાપ, તારા જેવાને ધન્યવાદ આપવો ઘટે. મારે તો ફક્ત ચોમાસુ જ કાઢવાનું છે. અરે ગઢવા ! ચોમાસુ તો શું પણ આખી જિંદગી આહીં રહો. તમારા જેવા ચારણ–ભાટ અને સાધુ–બ્રાહ્મણના

ખાવાથી થોડું ખૂટી જવાનું છે. વડીલોનાં પૂન્યથી ઈશ્વરે ઘણું અનાજ આપ્યું છે. તમારા એકના ખાધે મારે થોડું ખૂટી જવાનું છે. ત્યારે સાદુળ વાઘે કહ્યું, ગઢવા, તમારું નામ ? ત્યારે ગઢવે કહ્યું કે બાપ ! મોળું નામ વશરામ ગઢવી. સારુ વશરામ ગઢવી, કોવાયામાં આપણે ત્યાં ખુશીથી રહો. આટલું સાંભળતાં ગઢવાના મોઢે સરસ્વતી આવ્યાં અને બોલ્યો :

આહીર પ્રવીણ
૯૮૨૫૯૯૧૩૮૩

(દોહો)

મન મારું મૂંઝાય નહીં, એવી તે ધારણ દીધી ધીર,
સારપ ભરિયલ સીદી સતણુ તારું ઊજળું મુખ આહિર,
આંબો ફળ આપતો, વરસ દિવસે વીર,
તું આપપ્ર ફળ આહીર, સદાય અમને સાદલા.

આ બધી વાતો ચાલે છે, ત્યાં ચા આવી અને ગઢવે પલાળેલ કાલાંનો ગ્લાસ બીજા લોટામાં ગાળી પોતે થોડું પીધું અને થોડું સાદુળ વાઘને આપ્યું. બેય જણાએ કાલાં પીધાં અને પછી ચા પીધી. એટલામાં ગામડામાંથી સાદુળ લાખણોત્રો તેમ તેનો નાનો ભાઈ રામભાઈ તથા દેસુર વાઘ તેમ પાતો ભગત આવ્યા. બીજી વખત ચા મંગાવી છયે જણાએ પીધી અને વાત કરવા લાગ્યા, ત્યારે વશરામ ગઢવી કહે છે, પાતાભાઈએ મારા દુઃખની થોડી વાત સાદુળ વાઘને કરી ને કહ્યું કે, થોડા દિવસ ચોમાસા પૂરતું કોઈ દાતાર મળે તો ત્યાં રોકાવું છે, ત્યારે સાદુળ વાઘે કહ્યું કે, ગઢવા, તમારે બેપાંચ મહિના ચોમાસા પૂરતું રોકાવા કરતાં જિંદગી આખી ખુશીથી અહીં રોકાવ. તમારે ખાધે થોડું ખૂટી જવાનું છે !

ત્યારે સાદુળ લાખણોત્રે કહ્યું કે, અમારાં અહોભાગ્ય ! તમો દેવીપુત્ર અમારે આંગણે ક્યાંથી ? કાયમ અહીં કોવાયામાં રહો, એક મહિનો મારે ત્યાં, એક મહિનો સાદુળને ત્યાં એમ જિંદગીભર રહો. મૂંઝાવાની કાંઈ જરૂર નથી. ગઢવો કહે છે:

(દોહા)

કૃષ્ણ આવ્યા થા કોડથી, નંદ ઘરે નરવીર,
જવાહિર સાચું જગતનું, એ અલબેલા આહીર.

બાપ, જુવોને, ભગવાન કૃષ્ણ જેવા પણ આહીરોને ત્યાં ઊછર્યા તે તો આખુ જગત જાણે છે. બાપ, આહીરો તો દેશની ભુજાઓ છે. આહીરોનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે.

મારા જેવાને જિંદગીભર રાખવા એ શબ્દ મોંમાથી નીકળ્યા પછી જો ન પાળે તો દુનિયા દાંત કાઢે, પણ સાદુળ વાઘ જેવા બોલે નહિ ને બોલે તો જરૂર પાળે.

(દોહા)

કુંજર પર ઝપટ કરે, ને કુંભસ્થળ ભાંગે કોય,
(પણ) જબર હાથી જોય, સાવઝ ન ભાગે સાદલા.

આવી વાતોમાં ને વાતોમાં કલાકો નીકળી ગયા. સાદુળ વાઘે બધા કોવાયા ગામના આહીરોની ઓળખાણ કરાવી. ત્યાં તો કોળાભાઇ વાઘ તેમ ભગવાનભાઈ બાલાભાઇ તેમ દદુભાઈ અને માણસુરભાઇ આવ્યા. થોડી વાર થઈ ત્યાં ઝીણાભાઈ જીકારભાઇ તેમ શિવાભાઇ તથા ભોળાભાઈ વગેર આવ્યા. ડાયરો જામ્યો છે. સૌને ગઢવીએ વાત કરી કે, સાદુળવાઘ તેમ સાદુળ લાખણોત્રાએ મને કાયમ કોવાયામાં રહેવાનુ કહ્યું. હું બંધાણી માણસ આમતેમ ભટકુંએ બોજો કોવાયાએ મારા માથેથી ઉતારી નાખ્યો. ત્યારે ડાયરો કહેવા લાગ્યો કે, ગઢવા, આમેય કોવાયું તમારું જ છે બધા આહીરો તમારે સરખા જ માનવા અને બધાને ઘેર એકએક દિવસ રોકાવાનું તેથી તમારે પણ વાંધો નહીંને ગામને જસ મળે. ત્યારે કાળું લાખણોત્રા તથા ભગવાનભાઈ અને નાંકરાભાઈ વગેરેએ કહ્યું કે, બરાબર છે. એમ જ હોવું જોઇએ. પછી તો વશરામ ગઢવી કોવાયામાં રોકાણા. પછી સૌ ડાયરો છાંડ્યુને ટાઈમ

થઈ જવાથી એક પછી એક ઘરે ગયા સાદુળ વાઘને ત્યાં પણ છાછ્યુ તૈયાર થઈ ને ગઢવાને કહ્યું કે, આપણે પણ છાછ્યુ પીવા ઊઠીએ. ઊઠતા ઊઠતા વશરામ ગઢવી કાળાભાઈ વાઘને કહે છે કે, કાળાભાઈ, દાતારોએ કવિઓને આપ્યુ એ તો કવિઓ ખાઈ ગ્યા. પણ કવિએ જે દાતારને આપ્યુ એ તો કાયમ અવિચળ રહ્યું.

કેમ કાળાભાઈ, ખરી વાત છે ને, ભૂલ થતી હોય તો કહેજો. ત્યારે કાળાભાઈ કહે છેઃ ચારણ ભાટનો દીકરો એ કોઈ દિવસ પોતાની કેણીમાં ભૂલ કરતો નથી. પણ ભાગ્યે ભૂલ થાય. અહીં તો ભૂલ થાય જ નહિ.

(દોહો)

ગજ મોટે ગજે, કેહરથી એ કરલાઇ,
(પણ) ખડ સાવઝ ન ખાય, કુંજર ખાય કાળીયા
નટવરને નંદે રાખ્યો, ખોળે કૃષ્ણ અવતાર,
આહીર મુખ અવળું કરે તો, ભોરીંગ ન ઝીલે ભાર.

બાપ જુવોને, ઈતિહાસના પાને અનેક આહીરોની વાતો છે, પણ તે ઈતિહાસો કાળે કરીને યાદવારથળી પછી અદશ્ય થઈ ગયા છે. આહીરોની કારકીર્દીઓનો સૂર્ય અસ્ત થઈ ગયો છે. ત્યારે કાળો વાઘ કહે છે, ખરી વાત છે. અત્યારે તો સમય પરિવર્તન થઈ ગયું છે. દરેકના વિચારો તેમ મનોવૃત્તિઓ ફરી ગઈ છે. ત્યારે ગઢવે કહ્યું કે, ખરી વાત છે. પણ સાદુળ વાઘ જેવા ટેકીલા એકવચની કોઈ દિ' ફાંફાં ન ખાંડે. એ તો ગમે તેમ થાય પણ મોંમાંથી વેણ નીકળ્યું તે પાળે જ.

(દોહો)

કુંજર પર ઝપટ કરે, ને લા સાંધે લાકાળ,
(પણ) ચકલા તણો શિકાર, સાવઝ ન કરે સાદુળા.
ખીહરમાં ખૂમ ખાતો, અને સંઘરો કરતો સ્વાન,
(પણ) સિંહણુ તણાં સંતાન, સંઘરો ન કરે સાથલા.

જેના કુળની રીત એ તો ચાલે ચાલી આવે છે, તેમાં કાંઇ નવાઇ નથી. કોઈને કાંઈ શીખવવું પડતું નથી કોવાયામાં તો, ક્યા આહીરોનાં વખાણ કરવાં અને કોનાં ન કરવાં, આ તો કાંગના કણ બધાય સરખા જ છે. કોવાયાના આહીરોનો વિવેક અને વાણી અને ઉદારતા જોઈ હું ઘણો ખુશી થયો. પછી ગઢવી આહીરોની ઉદારતાનાં અને વીરતાનાં વખાણ કરે છે અને કહે છે કે, બાપ આહીરો તો ભૂતકાળથી જ દેશની ભુજાઓ છે. તેનાં વખાણ કરતાં હું ધરાતો નથી. ત્યારે સોરઠિયો આહીર ભગવાન ભાઈ બાલાભાઈ કહે છે કે, ગઢવા, કાંઈ નવીન વાત આજ તો કરો. ત્યારે ગઢવી કહે છે, ભગવાનભાઈ બીજી વાત કરતા જૂના દોહા પ્રમાણે જે કાંઈ વાત કરવા જાઉં છું. તો તમારા કોવાયાના જ ગુણ અને કીર્તિ યાદ આવે છે.

(દોહો)

ભાઈ ભામારો ભીંત, છાંયા ચિંગોવા કરું,
(તાં) ચાવડો વડુ ચિત્ર, ઈલિયો આડો ફરે.

જુઓ ભગવાનભાઈ, ઈલા ચાવડાનો દોહો કોઈ કવિએ કહ્યો છે. ઉપર મુજબ એ પ્રમાણે જ્યાં બીજી વાત કાંઈ કરવા જાઉં છું ત્યાં તો તમો આહીરો ગુણ કીર્તિના ગ્રાહક મારા દિલમાંથી નીકળતી વાતનાં વેણમાં આડા ફરે છે.

(દોહો)

ભગ! તુંથી ભલા, મર હજારુ બીજા હોય,
(એ) કામ અમારે કોય, નાવે નાધેરા ધણી.

આ દુનિયામાં કવિઓનું કામ દાતારો, શૂરા અને ભક્તોનાં કાવ્યો કરવાનું અને તેનું નામ ઇતિહાસના પાને અમર રાખવાનું છે. અને જૂના ઇતિહાસો તમારા જેવા સાહિત્યરસિક માણસો સમક્ષ કહેવા એ અમારી ફરજ છે પણ અમે તો લીલાનાં હરણ. લીલું હોય ત્યાં જઈ. કારણ કે મહાત્મા તુલસીદાસે કહ્યું છે કે,

સુરીનર મુનીવર કી એહી રીતિ,
સ્વાર્થ કારણુ કરહુ સબ પ્રીતિ

આપણુને મનુષ્ય અવતાર મળ્યો. ઈશ્વરભજન ન થયું તેનું મૂળ કારણુ પેટ છે. પેટ માટે આખું જગત આમતેમ દોડાદોડ કરે છે. મોટા કોઠારો અને ખજાનાઓ ભરાય છે પણ માણસનું પેટ ભરાતું નથી એ તૃષ્ણાના તંબુમાં આમતેમ જીવનભર આંટા માર્યા કરે છે.

આ બધી વાત ચાલે છે, કસુંબો તૈયાર થયો. એકાબીજા કસુંબો લે છે અને રંગ દે છે.

(દુહા)

રંગ રંગીલા ઠાકરા, રંગ દશરથ કા લાલા,
(પણુ) લંકા લીધી પલકમાં, ભળકતા લઈ ભાલા.

ત્યારે કવિ કહે છે કે, અફીણુમાં એવું શૂરાતન છે કે, મીંદડીએ જો પીધું હોય તો, કૂતરાના પ્રાણ લેય. અને બકરી જો પી ગઈ હોય તો વનરાજ સામી થાય અને મૂરખ જો પી ગયો હોય તો અનાજનો ઘાણ કાઢી નાખે. અને ગધેડું જો પી ગયું હોય તો ગજગજ સામું થાય. ને ચતુર જો પીવે તો શૂરાતનની વાતો કરે, અને સ્ત્રી જો પી ગઈ હોય તો તેના ઘરનું કામકાજ ઝપાટાબંધ પૂરું કરે અને ચકલી જો પી ગઈ હોય તો, બાઝ સરીખા પક્ષીની સામે થાય. આવી રીતે કવિ વિશ્વનાથે અફીણુનું વર્ણન કર્યું છે.

(કવિત)

માંજારી જો પીવે તો, શ્વાન હુ કો પ્રાણ લેવે,
બકરી જો પીવે તો, મારે બનરાજ કો.
મુરખ જો પીવે તો, અન્ન હું કી ચોટ દેવે,
ગદ્ધા જો પીવે તો, મારે ગજગજ કો.

ચતુર જો પીવે તો, સુંદરી કી સેજ રમે,
સુંદરી જો પીવે તો, ઉઠી ધાય કાજ કો.
કહે કવિ વિશ્વનાથ, અફીણ કો એસો રંગ,
ચોહિયા જો પીવે તો, ઊઠ મારે બાઝકો.

આ પ્રમાણે ડાયરામાં સાદુળ વાઘને ત્યાં વાતો ચાલી રહી છે. કસુંબાને રંગ દઈ એકબીજાનાં કાંડાં મરડી મરડી કંસુબો પાઈ રહ્યા છે. એ અરસામાં પાનો ભગત તેમ ગેગતા આંબા સરીખા નવજુવાનો એક બાજુ બેઠા છે. એમાં અમદાવાદમાં અભ્યાસ કરતા પાતા લાખણોત્રાના દીકરા કાળુ ભાઈ નામના વિદ્યાર્થી વગેરે ત્યાં આવે છે અને વાત કરે છે કે, ભાઈઓ, આપણા સોરઠિયા આહીર ભાયુંમાં અમુક ભાયુંને જૂનાં વેરઝેર છે. જુનવાણી રીતરિવાજો છે. તે ભૂતકાળની વાતોને ભૂલી જવી જોઈએ. તમો જાણો છો ? બારમાં બાર કુટુંબ છે. તો એ ન હોવો જોઈએ. સૌ ભાયાતોનાં મન પવિત્ર હોવાં જોઈએ અને મનમાં કોઈ જાતની કાળપ ન રાખવી જોઈએ અને ભાયાતોમાં જુદાઈ રાખી વેરઝેર ન રાખવું જોઈએ. સૌ ભાયું ભેગા થઈ બારોટને બોલાવી. અરસપરસ કસુંબા લેવડાવી હીરખીર થઈ જવું જોઈએ, એમાં મઝા છે વેરઝેર વધારવામાં મઝા નથી. પછી બીજા દિવસે નક્કી કરી, બારોટને બોલાવી તેને જામીન તરીકે વચ્ચે રાખી, જેને જેને જે કાંઈ વેરઝેર હતું, ખૂનખરાબા થયા હતા, તે ભૂતકાળની વાત ભૂલી જઈ ઝીણાભાઈ જીકારભાઈ તેમજ કાળુભાઈ સાજણભાઈ, તેમ દેવાતભાઈ સાજણભાઈ ને રામભાઈ મૂળુભાઈ ને લખમણભાઈ ઝીણાભાઈ તેમજ જબરાભાઈ કાળુભાઈ વગેરે કોવાયા ગામે ભેગા થયા. એકાબીજા એ કસુંબા લીધા અને વેરઝેરની ભૂતકાળની વાત ભૂલી ગયા. આ ખુશાલીમાં ભાયું તેમ કુટુંબ પોતાના આંગણે ભેળાં થયાં, તેથી ઝીણાભાઈ જીકારભાઈએ સપ્તાહ કરવાનું નક્કી કર્યું સૌ ભાયું–કુટુંબ હળીમળી સાથે બેસી સાત દિવસ સુધી સપ્તાહ સાંભળી તેમજ ફળ મેળવ્યું. હજી પણ તે ભાયું પહેલાંના ભૂતકાળની વાતું એક ઠેકાણે મૂકી તે બધું ભૂલી ગયા છે.

અને કાયમ માટે કોવાયા ગામમાં ભેળા બેસી આનંદ કરે છે. એમ કરતાં કરતાં વશરામ ગઢવીને કોવાયા ગામમાં ચારપાંચ વર્ષ વીતી ગયાં. ગઢવી તો ગામના જૂના ને જાણીતા થઈ ગયા. વરેખરે, વીવાવાઝમે, ગઢવીને સારી કમાણી થાય. પૈસેટકે મુંઝાય તેવું રહ્યું નહિ. વળી બારોટ પાસેથી આહીરોનાં ગીત–દોહા સાંભળી, સાંભળી ઘણા યાદ કરે છે. અને મેળેમેળે બોની મજા કરે છે.

જુઓ કોવાયા ગામમાં એક જ આહીરનો દીકરો સારું ભણ્યો, આગળ વધ્યો તો બધા ભાયુંમાં જે વેરઝેરનું વાતાવરણ ચાલતું તે જડમૂળથી ઉખેડી, સુલેહસંપથી રહેવા પ્રેરણા કરી. તો આહીરો આ પ્રમાણે પોતાનાં બાળકોને ભણાવે તો ભવિષ્યમાં સમાજ આગળ આવે. નહિ તો વિદ્યા વગર આ સમાજ બ્રહ્મા આવી સમજાવે તોય સમજે તેમ નથી. આ અમારાં નવ નામની સૃષ્ટિ જુદી જ છે. ગઢવી કહે છે કે,

(દોહો)

સાગર જુ સીદી સતણુ, તું પને મોટે પ્રજરાણુ,<br>
ગુણ ભરિયલ ગુણ જાણુ, ધર પર રામપુરા ધણી.

ગઢવી કહે છે કે, તમારા બારોટ આવ્યા છે તેને તેડાવીએ. બારોટને બોલાવે છે ને બારોટ આહીરોને બિરદાવે છે.



(કવિત)

નહીં વાંકટ વજગેલ, કટકથટ ભાંજણ કાળો,<br>
નહીં નાગડો ન ભેળ. ભાંગા ભજ થોભ ભજાળો.<br>
નહીં લાખો લાંકાળ, હાથી ઘણા ભાંજણ હઠાળો,<br>
નહીં ગોગો ગણજાણુ, વેઢક કોવાયા વાળો.<br>
ભડ એટલા તારે ભજે ઘરે નીર ચારત ઘણા,<br>
વાધડા થાટ ભાંજસ વઢણુ, ત્રજડે તું વાંકટ તણા.

(દોહો)

તેં મેશારણુ મારીયા, કથીવદર કેતા,
લંકા ગઢ લેતા, વાંદર હુંતો વાંકટા.

ભાવુ કર્મનો સિદ્ધાંત કુવાના બોલ જેવો છે. જેવું બોલે તેવું સામેથી પડછંદુ પડે એવું મહાપુરૂષો કહી ગયા છે કે, જેવું કરે તેવું ફળ તેવું તેને મળે છે. કહેવત છે કે, માતાના પુન્યથી પુત્ર સદાચારી બને છે અને ચતુર બને છે. પિતાના પૂન્યથી ને ઉદાર બને છે. આત્માના પૂન્યથી

બારોટ કહે છે. જુવો ભગવાન જેઠસુર, તથા રામભાઇ મુળુભાઈ તેમજ કાંધાભાઈ મેરૂશી વગેરેનાં વડવાઓએ કેવા કામ કર્યા તે આ જુના ગીત દોહા પરથી જણાઇ આવશે.

(ગીત)

ચરૂ-ચડાવીઆ સધનરા, કહે બાધો સરઠ,
જમેવા આવીઆ મલક જાડો.
વીજડા તણાં તુંહારા વરામા,
અવશરે ફરે નહીં કોઈ આડો.
સાકરા ધીયા તણી ભલી મશવી શિયલ.
આવગો તુંજને વિયણ આયો.
જેસલર એમ કહે બાધો જગત,
હાંકડા ભલો જીવ હાલાયો.
બાંધવ રાધા જસા ઉજાળિયા બાંધવે,
થાનકે થાનકે વાત થાતી.
અનગઢ તણી કરી ઓધામણી,
માઠહા ગળકતા ગીયા માટી.

(દોહા)

મોભલ આંબો મોરીયો કોવાયે કળમાણ,
વેડેવા ખતવાણ રેલ્યા આવે રાજડા.
વાટીતાં વિદુ સરે આથી અથદિયા,
સાતે શુભ ઘણા રપિયર દોઇજા રાજડા.
કોવાયે કીકાજીયો ભલો નઇ કોઈ ભૂપ,
દાને અથ ઘોડા દીયે રાજાઓત કુળરૂપ.

આવા તો અનેક કોવાયા ગામના ટીબે આહીરો થઈ ગયા. જો તેના ગુણનું વર્ણન કરવા બેસીએ તો પાર ન આવે એથી જ અહીં હું ટુંકમાં લખુ છું વળી જીવાભાઇ જીકારભાઈ તેમ લાલાભાઈ તેમ આતાભાઇના વડવા હમણાં થઈ ગયાં. તે કેવા ઉદાર અને દાતારવટીમાં આગળ પડતો ભાગ લેતાં તે રીતે કવિ નીચે મુજબ લખે છે.

(ગીત)

મળ્યો કોવાયે આલાળો ભુપતિ મુજને,
ત્રમણ ઓગ થકી કહું હું તુજને,
ભાવાણું ઓધાણું શું કરૂં મુજને,
હેમ પરચો મળ્યો મેણસી મુજને.
અડગદાતા અને અદલ છે અમીરો,
ધરપતિ અંગમાં રંગ એકે ધીરો,
કરમિયા પાટ માળવો કનીરો,
ચાર હાશે દેગતેગ શૂરો.

નવેખંડ મલક ફરી હું આવ્યો નીંયાં,
જશ વાજે ડંકા ગાવણુના જીયા,
તોકને ડાયરા થાઠ જામે ત્યાં,
ગઢપતિ નીરખતાં દુઃખ મારાં ગીયાં.

આવા તમારા વડીલો પરોપકારી દાતારોને ભકતો થઈ ગયા છે વળી દેવાત બોદલ જેવાએ પોતાના દિકરાનું માથું આખું અણેવાવાળે માથાન દાન આપ્યું એવો જ રીતે જૂનાગઢમા "રા" દિયાસે પણ માથાનું દાન કવિને આપ્યું આ ભારતભુમિ ઉપર કેટલીક ઉપર લડાયેમાં અર્થાત ધીંગાણામાં માથા વગરના ધડ લડયા છે. એ પણ ઈતિહાસ સાક્ષી પુરે છે. વળી આહીરોતો બીજાના ખાતર મરી મીટયા વળી કૃષ્ણભગવાન જે ચૌદ બ્રહ્માંડના નાથ તેને પણ આહીરોની દિકરીઓ પાસે છાલીયા છાશ માટે નાચ કરતા એજ તઈા આહીરો છો જે કૃષ્ણના દર્શન માટે દેવો પણ આતુર હતાં.

આહીર પ્રવીણ
૯૮૨૫૯૯૧૩૮૩
(સંગ્રહ)

શેષ મહેશ ગણેશ દિનેશ હું જાહિ નિરંતર ગાવે,
આદિ અનાદિ અનંત અખંડ અછેદ અભેદ વેદ બતાવે.
નારદ સે શુંક વ્યાસ રટે પછી હારે તવ પુનિ પાર તપાવે,
તોહી આહીર કી છોરીયાં છછિયા ભરી છાશપે નાથ નચાયે.

જેનું નિરંતર શેષ માહેશ ગણેશ તેમજ નારદ વ્યાસ જેવા એ નિરંતર રહે છે આદિ અનાદિ અનંત અને અખંડ છે અને અભેદ છે જેનું કોઈ ભેદ જાણી શકતા નથી એવા વેદપણ બતાવે છે દેવો પણ જેની કળાનો પાર માની શકતા નથી. એવા જે શ્રીકૃષ્ણ ભગવાન એને આહીરની છોકરીઓ એક છાલીયા છાશ માટે નાચ નચાવે છે એવા જે ચૌદ બ્રહ્માંડના

નાથ કૃષ્ણ આહીરો ને ત્યાં ઉછરીને મોટા થયા એતો સૌ કોઇ જાણે છે માટે આહીરો તમારા વડીલોને ભુતકાળનો ભવ્ય વારસો તમે ભુલતા જાવ છો

આમાં જોવા જઈએ તો સમય પણ કારણભુત છે. સમયની સરિતાનાં વહેતાં વારી સમય સાથે વેગથી વહી રહ્યાં છે ને વહેતાં જ રહેવાનાં જ છે. માણસને કે પશુને રોકવા ધારશો તો તે રકાશે પણ સમય નહીં રોકાય છે. કહેવત છે કે, ગઈ પળ પાછી નહીં આવે. સમય પરિવર્તન થયું છે, તો તેની સાથે માણસના દિલનું અને તેની મનોવૃત્તિનું પણ પરિવર્તન થયુ છે. તો તમારી ઊગતી પેઢીને કોઈ પણ વિદ્યા–અભ્યાસ કરાવો, નહીં તો સમાજ માંથી–સૂપડામાંથી જેમ કાંકરા નીકળી જાય એમ–નીકળી જશો. તમો આજકાલથી આહીરો નથી. પુરાણોમાં આહીરોની પરજ ઘણી જ જૂની છે, જેને આશરે આજે ૧૫ હજાર વર્ષ થયાં છે. આ બાબતમાં કોઈને શંકા જરૂર થશે પણ આ હકીકત પુરાણોયુક્ત છે.

બ્રહ્માથી એકવીશ પેઢીએ નેહુશ રાજા થયા. નેહુશના કૃતધાવી અને નરગોખ એમ બેય પુત્રો થયા, તેમાં નરગોખનો વિસ્તાર આહીર કુળમાં જાય છે ને કૃતધારીનો વિસ્તાર રાજપૂતમાં જાય છે.

આગળના વખતમાં આહીરો અને રજપૂતોને વેરગત હતી, તેમ ઇતિહાસ કહે છે. નવપરજમાં મુખ્ય રાજપૂત તેમાંથી આહીર પરજ જુદી પડી છે. કૃષ્ણ પણ આહીરને ત્યાં ઊછરેલ છે.

નરગોખનો વિસ્તાર આહીરમાં ગયો છે તે તો આપણે વાંચી ગયા. નેહુશ રાજાના બીજા પુત્ર કૃતધાવીનો વિસ્તાર રાજપૂતમાં જાય છે.

કૃતધાવીના ગોમ ના અધરાવ ના જયદેવ ના જયાન્તિ ના જદુ અને કુરુ એ બે પુત્ર થયા. જેમ જદુવંશમાં છપ્પનકુળ યાદવ થયા અને કુરુના વંશમાં પાંચ પાંડવ થયા અને સો કૌરવ થયા. હવે જદુ ના જયન્ત ના પ્રવેણ ના પ્રતબાહુના પરિતના પ્રમોદના અભેદ ના અરુણના શયાન્તિના નિરબધના સેનરાવના જ્યોતિરાવના કનકસેન ના બુધસેન ના ધરાવિધારના કમલસેનના બંધુમાનના અનંતરાવના અશોકના પ્રમોદના વિસા સ્રવના ઉતાનના કૃતરાવના

માનરાવ ના મહીમાન ના સુરસેન ના વાસુદેવ ના શ્રીકૃષ્ણ અને પ્રદ્યુમ્ન રાજા થયા. તે વંશમાં સમા તેમાંથી સુમરા પણ કહેવાય છે. ચુડાસમા ભટ્ટી જાડેજા પણ એ ત્રણ શાખા સમામાંથી નીકળે છે. સિંધમાં સુમરાજીને પાંચ પુત્રો હતા: (૧) અડોરજી, (૨) વાઘજી, (૩) કામળીયાજી. (૪) કાતિયાળજી, (૫) મરમલજી, આ પાંચ ભાઈઓને દેશવટો મળવાથી સિંધમાંથી બરડા પ્રદેશ સૌરાષ્ટ્રમાં આવ્યા અને જેઠવા રાજ્યની રાજધાનીમાં નોકરીમાં રહ્યા. તે ઘણાંક વરસ રહેવાથી તે મહેર પરજમાં ભળી ગયા તથા તે અડોદરા મહેર હાલમાં પણ કહેવાય છે. અને વાઘોજી આહીર પરજમાં ભળ્યા ને નાઘેર પ્રદેશમાં આવ્યા, તે મૂળ સોરઠિયા આહીર નાઘેરા વાઘ. ગોત્રદેવા, કુળદેવ સુવાઆઈ, કાતિયાળજી, કામળીયાજી, એ પણ આહીર પરજમાંભળ્યા. બારોટ લખધીરકા તે પણ આહીર કહેવાણા. મરમલજી કાઠી પરજમાં ભળ્યા તેથી તે કાઠીકહે વાયા.

વાઘ આહીરની વીરતા અને દાતારવટી તેમ ભકિતની વાતો કાઠી પરજમાં આપવામાં આવી છે.

જદુકુળ સમામાંથી સુમરા એમ કહેવાય. છે.

રાજા પ્રદ્યુમ્નથી શાખાઓ બંધાણી. કોઈને દેશની શાખ, કોઈ બાપે શાખ. અને ગામે પણ શાખ બોલાય છે અને વાઘજીના વાઘ એમ પણ કહે છે. મેર એમ પણ ચોપડામાં છે.

બ્રહ્માએથી ગણીએ તો અનેક જુદી જુદી શાખાઓ પડતી આવી છે

## ચૌહાણ વંશ

પૃથ્વીરાજનો એકનો એક કુંવર રેણસિંહ શાહબુદ્દીનની છેલ્લી લડાઈમાં કામ આવી ગયો, તેથી તેનો સીધો વંશ ચાલ્યો નથી. પરંતુ તેના ભાયાતો દિલ્હીમાંથી ભાગીને માળવામાં આવી કેટલીક જમીન મેળવી અને ગઢ ઘાઘરણમાં ગાદી સ્થાપી. તેનો મૂળ પુરુષ ખેંગારસિંહ હતો. તેમણે જે જમીન દબાવી તે ભાગ ખીંચી ચૌહાણના નામથી ઓળખાતી અને તેને ખીચીવાડો કહે છે.

ખેંગારસિંહના વંશમાં ખીચી હમીર અલાઉદ્દીન સાથેની રણથંભોરની લડાઈ બહાદુરીથી લડી કામ આવ્યો, ત્યાર પછી તેના વંશના પાલનદેની સરદારીની નીચે ખીચીઓ ગુજરાતના પૂર્વભાગમાં આવ્યા અને પાવાગઢની તળેટીમાં ચાંપાભીલ પાસેથી ચાંપાનેરનું રાજ્ય જીતી લીધું. પાલનદે પછી બારમી પેઢીએ જયસિંહદેવ ઉર્ફે પતાઈ રાઓળ ચાંપાનેરની ગાદીએ હતો, તેને અમદાવાદના બાદશાહ મહમદ બેગડાએ માર્યો અને એ રાજ મુસલમાનોના હાથમાં ગયું.

પતઈ રાઓળને ત્રણ દીકરા હતા, તેમાં મોટા રાયસિંહજી અને પૃથ્વીરાજજી અને ડુંગરસિંહજી એમ ત્રણ કુંવરો હતા, તેમણે નર્મદાના ઉત્તર કિનારા પાસેના હાફ ગામના મુંવાડામાં કેટલીક જમીન હાથ કરીને બે વિભાગ પાડયા. તેમાં પૃથ્વીરાજના ભાગમાં મોહન (છોટાઉદેપુર) અને ડુંગરજીના ભાગમાં બારિયા આવ્યું. એ બે ભાયુના વંશજો આજ સુધી છોટાઉદેપુર અને બારિયામાં રાજ કરતા હતા. છોટાઉદેપુના હાલના મહારાજ મોતીસિંહજી છે અને બારિયાના માનસિંહજી હતા બુંદી અને કોટાના હાડા ચૌહાણો પણ ચૌહાણજી છે. ચૌહાણજીના વંશના છે તે તે પૃથ્વીરાજથી અગાઉ (૩૩) પેઢી ઉપર સોમેશ્વર પહેલાના બે દીકરા ભરતજીના વંશમાં પૃથ્વીરાજ અને ઉરથજીમાં બુંદી અને કોટાના હાડાઓ થયા છે એ પ્રમાણે ચૌહાણોની પેઢીમાં કાળાંતર ફેરફાર થતો આવ્યો છે.

## રાઠોડ વંશ

જયચંદ રાઠોડ ગંગામાં ડૂબી જવાથી મરણ પામ્યો અને કનોજનું રાજ્ય મુસલમાનોને હાથ ગયું. જયચંદના પૌત્ર શિયાજીએ મારવાડના આવા પ્રથમ ગાદી પાલીમા કરી. શિયાજી પછી દસમી પેઢીએ ચાંદો થયો. તેણે પાલીમાંથી મંડોરમાં ગાદી આણી. ચાંદા પછી રણમલ અને જોધો થયા. જોધાએ ઈ.સ. ૧૪૬૧માં જોધપુર વસાવી અને જોધપુરમાં રહ્યા. એ વખતે એમનો વંશ એટલો બધો વધી ગયો હતો કે એમને બીજો મુલક જીતવાની જરૂર પડી.

જોધાનો મોટો કુંવર સાંતલ પોકર્ણથી પાંચ માઈલ ઉપર સાત મેલર નામે કિલ્લો બાંધીને ત્યાં રહ્યો. અને ચોથો કુંવર દુદો મરતિયાના મેદાનમાં જઈ વસ્યો અને છઠ્ઠા કુંવર વિકાએ પોતાના કાકા કાંદલ સાથે ઉત્તરમાં કેટલોક મુલક જીતી વિકાનેરનું જુદું રાજ્ય સ્થાપ્યું. જોધાથી ચોથી પેઢી ઉદયસિંહ નામે રાજા જોધપુરની ગાદી પર થયો. તેને સત્તર કુંવર હતા, જેમાંનો મોટો સુરસિંહજી જોધપુરની ગાદીએ બેઠો. ત્રીજો કુંવર ભગવાનદાસના કુંવર ગોવીન્દદાસે ગોવીન્દે ગઢનું રાજ બાંધ્યું. સાતમા કુંવર દલપતસિંહના પુત્ર મહેશદાસના કુંવર રતનસિંહે માળવામાં રતલામ નામની સ્થાપના કરી. નવમા કુંવર કીશનદાસે કિશનગઢનું અને અગિયારમા પિશનદાસે પિશનગઢનું રાજ જમાવ્યું.

જોધપુરની ગાદીએ સુરસિંહજી પછી ગજસિંહજી, જસવંતસિંહજી અને અજિતસિંહજી થયા. તેઓ મૂળ પુરુષ શિયાજીના પુત્ર અસોથામથી ૧૯મી પેઢીએ હતા, તેમજ શિયાજીના બીજા પુત્ર સોનિંગજીની ૨૨મી પેઢીએ રાવ ચાંદો એ વખતે ઈડરની ગાદી પર હતો, તેણે ઈ. સ. ૧૭૧૮માં ઈડરનું રાજ ખોયું અને પોળનાં રાજ્યો મૂળપુરુષ થયો તે વખતે જોધપુરમાં અજિતસિંહને તેના વડાકુંવર અભયસિંહજીએ મરાવી નખાવી, પોતે ગાદીએ બેઠો. પછી તેના બીજા ભાયાતો આનંદસિંહજી વગેરે બહારવટે નીકળ્યા. અને પછવાડેથી તેમણે ઈ. સ. ૧૭૩૧માં ઈડર કબજે કરી લીધું અને ત્યાં આનંદસિંહજીના વંશજો રાજ્ય કરે છે, જેમાં કેસરીસિંહજી તથા જોધપુરની ગાદી ઉપર ઈડરના ભાયાત અને અહમદનગરના ઠાકોર તખ્તસિંહજી દત્તક ગયા. તેમના પુત્ર જસવંતસિંહજી સ્વર્ગવાસ થયા પછી તેમના પુત્ર જે દત્તક હતા તે ગાદીએ આવ્યા. ત્યાર પછી તો અમુક વર્ષો બાદ સ્વરાજ આવ્યાથી જયહિંદ બધું એકમ થઈ ગયું

(કવિત)

સહત સંતાપ આપ પરકો મિટાવે તાપ,
કરૂણા કો કમ શુભ છાયા સુખકારી હૈ.

શુરવીર ક્ષમાવાન કોટિયતિ માન નહિ,
જ્ઞાનકો નિધાન ભાન ગંભીર ગુનધારી હે.
દોષ દિલ નહિ લેવે શરન આવે સુખ દેવે,
પરમાર્થવૃત્તિ જિનકુ સદા પ્રાણપ્યારી હે.
કહત હે કવિ ગંગ સુનો મેરે દિલ્હીપતિ,
વિશ્વમેં વિરલ સો સજ્જનકી બલિહારી હે.

આમેં જો લખવા બેસીયે તો અનેક અવનવા તરંગો દિલમાંથી અવનવા ઉઠે અને ઈતિહાસિક વિદ્વાનોની તેમ અનેક ડાહ્યા પુરુષોની વાતો સ્મરણશક્તિમાં આવીને ઉભી રહે છે.

પ્રથમ ચાર જુગની એક ચોકડી કહેવાય, તેવી ચૌદ ચોકડીએ એકમનું રાજ થાય. એવા ચૌદ મનુરાજ થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ ગણાય. બ્રહ્માનો દિવસ પૂરો થાય ત્યારે શિવપળ એક કહેવાય, એવી અગિયાર શિવપળ થાય ત્યારે વિષ્ણુની એક ઘડી, એવી સહસ્ર વિષ્ણુ ઘડી થાય ત્યારે શક્તિની એક પળ કહેવાય. એવી સહસ્ર શક્તિ થાય ત્યારે એક નિરંજન દિવસ કહેવાય. એ નિરંજન દિવસ પૂરો થાય ત્યારે વારાહકલ્પ કહેવાય. જે પ્રમાણે પૃથ્વી તે પ્રમાણે કલ્પ. આહીર પ્રવીણ

૯૯૨૫૯૯૧૩૮૩

(કવિત)

અમ્બર મેર આધાર મેરને ધરા આધારે,
ધરાસેસ આધાર શેષને કોરંભ સધારે.
કોરંભ નીલ આધાર નીલને સલીલ સધારે,
સલીલ શક્તિ આધાર શકિત કિરતાર સધારે.
કિરતારે એ તો નિરધાર કહા લેતલ વાતુયું લહે,
એટલા ચોક પાતાળના કવિત ભેદ પિંગળ કહે.

એક વખત મારા મિત્રએ મને પૂછ્યું કે, જીવ કયાં રહેતો હશે? ત્યારે મે કહ્યું કે, જીવ આપણી નજર સામે હોય છે અને આપણે એને જોઈ શકીએ છીએ, ત્યારે એણે કહ્યું કે, આ વાત મારા માનવામાં આવતી નથી. પછી મેં મારા પડખે પડેલી ટાંકણી તેના હાથ ઉપર ધીરેથી ઘોંચી અને તરત લોહી નીકળ્યું. તેને મેં કહ્યું, આ લોહી એજ જીવ જ્યાં લોહી નહીં હોય ત્યાં જીવ નહીં હોય. માથાના વાળ કાપશું તો આપણને દુઃખ નહીં થાય પણ એને ખેંચીશું તો દુઃખ થશે, કારણ કે તેનાં મૂળ લોહી સાથે એટલે જીવ સાથે જકડાયેલા હોય છે તેથી આપણે કહેશું કે વાળ ખેંચો મા મારો જીવ જાય છે.

એવી રીતે નખ કાપશું તો કાંઈ નહીં થાય, પણ લોહીવાળું જીવાળું કપાશે તો તરત આપણને દુઃખ થશે, એથી લોહી એ જીવ છે, જ્યાં લોહી નહીં હોય ત્યાં મરી ગયેલા ઢોરનું ચામડું ઉતારતા હશે તો આખું શરીર સફેદ લાગશે, કારણ કે ત્યાં લોહી નથી અને જ્યાં લોહી હશે ત્યાં એ ભાગ ફડક ફડક થતો હશે. એથી જ મારા માનવા પ્રમાણે લોહી એ જ જીવ પરંતુ આત્મા જુદો છે. આહીર પ્રવીણ ૯૮૨૫૯૯૧૩૮૩

એક વખત એક કવિ મને મળ્યા મને કહ્યું કે કવિની જીભે દાતાર કે ભક્ત અગર શૂરા ચડયા તે અમર રહ્યા અને ઈશ્વરની ભક્તિ કરી મીરાબાઈ, નરસિંહ ભગત એ ઈશ્વરભજનથી અમર રહ્યા અને આ પુરાવા માટે નીચે મુજબ એક દુહો કર્યો કે,

અમર રહ્યાની ઔષધિ કયાં કવિ કે કિરતાર—મેં કહ્યું કે એ ખરી વાત છે પણ બીજી વાત હું કહું એમાં કવિ કે કિરતાર કાંઈ લાગુ પડતું નથી. એ માણસનું નામ અમર છે.

સૌરાષ્ટ્રમાં મારી જે જન્મભુમિ છે તે રાજાશાહી જૂનાગઢ સ્ટેટનું રામપરા ગામ દરિયાકાંઠે આવેલું જાફરાબાદ બંદર પાસે છે. મારા ગામથી લગભગ એક માઈલ ઉચૈયા નામે ગામ છે. સરકારને ચોપડે પણ હજુ છે. તે ગામમાં બાબરિયા દરબારો ધાકડા શાખાના રહે છે. એમાં લખુભાઈ ધાખડા જે ભગવાનભાઈ ધાખડાના દીકરા તે ઘણા આબરૂદાર ને પ્રતિષ્ઠિત

છે, તેમજ ધીરજવાન છે. તેને સૌ કોઈ જાણે છે. તેના વડવા ઉચૈયા
ગામમા કાંતો ધાધડો થઈ ગયા તે બહુ રોટલા દેવાવાળા ને પ્રતિષ્ઠિત ગણાતા
તેનું નામ ભગત તરીકે મેં કાંઈ સાંભળ્યું નથી, તેમ તેની બિરદાવલીના
કોઈ કવિતા પણ કોઈ કવિના મોઢે સાંભળવામાં આવી નથી, અને
હશે તો બહુ જાહેરમાં કાંઈ નથી. પણ એના રોટલા જબરા હોવાથી ઉચૈયા
ગામને કોઈ જાણતું નથી. પણ કાળાના ગામથી સૌ કોઈ જાણે છે. અત્યારે
પણ તમે આજુબાજુના ગામમાં કોઈને પૂછો કે ઉચૈયું ગામ ક્યાં આવ્યું
તો આદમી, ઉમતી પ્રજા અગર તો બીજા કોઈ પણ કહેશે કે એટલામાં
ક્યાંય ઉચૈયું ગામ નથી.

જો આપણે જોવા જઈએ તો, એના રોટલાથી ઉચૈયુ ગામ આખું
માણસના મોઢેથી ઊડી ગયું ને કાળાનું ગામ એવું હજુ પણ કાયમ છે.
આપણે જોવા જઈએ તો કવિ કે કિરતાર એમાં કોઈનું પણ કાંઈ છે નહીં.
ફક્ત એના રોટલે એનું નામ અમર રાખ્યું.

એક વખત તા. ૩૦-૩-૧૯૫૦ મારા ઉપર કંટાળાથી માણસુર
ભૂરા નામના બુદ્ધિશાળી અને પ્રતિષ્ઠ ગણાતા એવા આહીરનો કાગળ
આવ્યો. એમાં એણે ઘણો વિવેક લખેલ તેમજ મારા એક-બે દોહા પણ
લખેલ અને પોતે લખેલ કે હું તો ગિરના જંગલમાં રહું છું અને મારી
ઉમર ૬૦ વર્ષ ઉપરની થઈ ગઈ છે, માટે મારા કાગળમાં કાંઈ પણ ભૂલ
હોય તો સુધારીને વાંચજો, કારણ કે ૬૦ વર્ષ પછી માણસની બુદ્ધિ જતી
રહે છે.

પછી મેં તેનો જવાબ લખ્યો. માણસુર ભૂરા તમે તો ઘણા વિવેકી
છો ને બુદ્ધિશાળી છો, પણ સાઠ વર્ષ પછી બુદ્ધિ જતી રહે એવી તો મારી
માન્યતા નથી. મારી માન્યતા પ્રમાણે સાઈઠ વર્ષ પછી મોટા ગણાતા પણ
પુરુષો ઈશ્વરના પદને પ્રાપ્ત કરવા વાનપ્રસ્થ આશ્રમધર્મ સ્વીકારી
ઈશ્વરનું ભજન કરે છે. જોવા જઈએ તો સાઈઠ વર્ષ પછીના ઘણા માણસોએ
સારાં કામ કર્યાં છે. ગાંધીજી તેમ લાલબહાદુર શાસ્ત્રી વિનોબા ભાવે વગેરેએ
દેશનો ઉદ્ધાર કરવા ૬૦ વર્ષ પછી જ બરાબર કમર કસી વગેરે. મેં માણસુર

જુવા પર ગિરમાં આવેલ ચકાવા કાગળ લખ્યો અને નીચે મુજબ બે દોહા લખ્યા.

(દોહા)

મનસંચય કર મતિ સાઈ ઠે બુદ્ધિ સાંઢી જાય,
(તો) બે આશ્રમ બાતલ જાય મેરુ સમાજે માણુસુર.
સાઈ ઠે બુદ્ધિ છાડતી એવા કગમાગી નર કોક,
મેં જોયા થોકે થોક કે જેની મતિ ન ડગે માણુસુર.

પછી તો મારી વાત કબૂલ કરી અને મારી સાથે કાયમ માટે મિત્રતાઈ રાખી. હજી પણ તેમના મોટા દીકરા અમરોભાઈ તેમ તેના દીકરા ભગવાનભાઈ અને પાતોભાઈ પણ સારો સંબંધ રાખે છે અને સૌથી નાના જીવોભાઈ એ પણ સારો સંબંધ રાખે છે. તેમજ મેહુરભાઈ વગેરે કુટુંબ એકસરખો સબંધ નિભાવે જાય છે. આનું નામ જ ખાનદાની.

(દોહો)

તુલશીબાંહ સપૂત કી જો સ્વપનેમેં અડજાય,
(તો) નેહ નિભાવે આપકો ને લડકે કો કહે જાય.

આહીરો વિષે તેમજ મારા વતનના કાઠી બાબરિયા રજપૂત રબારી ભરવાડ વગેરે પ્રતિષ્ઠિત માણસોપર મને કાયમ માટે એક સરખી જ ભાવના છે જ. આહીરો વિષે તેમ તેની બિરદાવળી તેમજ કાઠી બાબરિયા રજપૂતો-ની બિરદાવળી ઘણીખરી ખૂણેખચકેથી દબાઇ ગયેલી, ખોવાઇ ગયેલી કચરાપટ્ટીમાંથી પણ હાથ કરી. મારી બુદ્ધિ પ્રમાણે પ્રસિદ્ધ કરી છે, તેનું કારણ એ જ કે જન્મભૂમિનું અભિમાન.

આહીરો વિષે જે હું લખું તે નવાઇ કરતો નથી, તેમ કાઠી બાબરિયા વિષે લખું તેમાં પણ મેં નવાઇ કરી નથી. એ તો અમારી ફરજ છે. પૃથ્વીરાજ રાસામાં લખ્યું છે કે બારોટોએ જૂના ઇતિહાસો સંઘરી રાખવા અને સમય પર પ્રસિદ્ધ કરવા એ એનું કામ છે.

(છંદ હરિગીત)

શ્રીકૃષ્ણ જેવા સ્વયંબ્રહ્મ ભગવતગીતા જેણે રચી,
શ્લોક સાડા સાતસોમાં કર્મી નવ રાખી કશી,
તત્વજ્ઞાનનો નિચોડ તેમાં વાત નિરવિવાદ છે,
આ યુગના આહીરને કંઇ એ સમયની યાદ છે.

કંસે ધકેલ્યા કેદમાં બહેની અને વાસુદેવને,
બચવા દીએ નહીં બાળકો જુલ્મીપણું છે જેહને,
કતલનીજ કરથી કરે વિધિલેખ સામે વાદ છે,
આ યુગના આહીરને કંઈ એ સમયની યાદ છે.

અકળિત લીલા એહની મળવી કડી મુશ્કેલ છે,
પ્રાકટય થાતાં પુત્રનું જંજીર હાથ જડેલ છે,
તાળાં ને બેડી તુટીયાં વીજગાજને વરસાદ છે,
આ યુગના આહીરને કંઈ એ સમયની યાદ છે.

ખૂલી ગયું છે જેલખાનું મુક્ત પિતાને કર્યાં,
ઘેર્યાં બધાને ધારણે જોકાર અંજવાળાં કર્યાં,
લઈ ટોપલીમાં લાલને છટકી ગયા આબાદ છે,
આ યુગના આહીરને કંઈ એ સમયની યાદ છે.

સરિતા વટાવી છલકતી આઠમ તણા અંધકારમાં,
જોખમ ઉઠાવી જીવનું આવી ઊભા નંદદ્વારમાં,
અભય આપ્યો આશરો જે કુળની મરજાદ છે,
આ યુગના આહીરે કંઈ એ સમયની યાદ છે.

પરકાજ હોમે પ્રાણને જે લોહીના સંસ્કાર છે,
પરિણામ આવે કોઈ પણ જે વેરના ઝકાર છે,
દેગતેગ દિલાવરી નહીં તો જીવન બરબાદ છે,
આ યુગના આહીરને કંઈ એ સમયની યાદ છે.

આલીદડે દેવાત એવો પ્રતાપી પાકી ગયો,
બદલે દીધેલો બાળને વંશ રાજવી કેરો રહ્યો,
નિસ્વાર્થ એવી નેકને કોટિ અનંત ધન્યવાદ છે,
આ યુગના આહીરને કંઈ એ સમયની યાદ છે.

છો એમના જો વારસો સદ્દગુણ શું છે સાચવ્યા,
રીતભાત કંઈ રાખેલ તે દષ્ટાંત દેખાડો કયા,
દિલ સાફ ને દાતાવટી ઉચ્ચવર્ણની ઓલાદ છે,
આ યુગના આહીરને કંઈ એ સમયની યાદ છે.

ઉદાર ભક્તો શૂરવીરોની રહે નેચળ નામના,
પશુપક્ષીઓ ઉદર ભરે એવા કૃપણ શા કામના,
મહાતમ ન મખ્ખીચુસનું જ્યાં વાદ ને વિવાદ છે,
આ યુગના આહીરને કંઈ એ સમયની યાદ છે.

જસભૂખ જેના જીવનમાં દાઝે બીજાના દુઃખમાં,
ઉપકાર ખાતર અવતર્યા કુલિન જનની કુંખમાં,
કવિ "કાન" કારકીર્દી વરો મન એક જ મુરાદ છે,
આ યુગના આહીરને કંઈ એ સમયની યાદ છે.

કાવાયા ગામમાં જે વસરામ ગઢવી આહીરોને ત્યાં બાર વર્ષ રહ્યા અને વૃદ્ધ થયા અને બીમાર પડયા પછી કોવાયાથી તેના વતનમાં કોવાયાના આહીર બાધો આતો, તેના ભત્રીજા વાલેરા તેમ કાળાભાઈ વાઘ અને હરસુરભાઈ જેઠુભાઈ વગેરે ભેગા થઈ વસરામ ભગતને ખર્ચી આપી મૂકી આવ્યા.

ગામ ચકાવા માણસુર ભૂતાનું

(ગીત)

ગણાયે પવિત્ર નદીમાં ગંગાજળ,

આઠ કુળ પર્વતા મેર એવો,

નવકુળ નાગમાં બિરદ શેષનાગનું,

આમ તારામંડળ ધ્રુવ એવો.

મણિમાં અમુલખ ગણું પારસ મણિ,



તેજમાં તરુણની કોણ તોલે,

સુધાની તડોવડ ગણું છું સ્વાદમાં,

હાકમાં કવણ સાવઝ હરોળે.

વેદમાં ધનંતર સમો કોનેવદાં,

ઔષધિ સજીવન જડી એવી,

તપાસો જોગમાં જોગ જડધર તણો,

કરણની સખાઓ પડે કેવી.

સતીમાં અનસુયામાત જેવાં સતી,

જતીમાં વીર હનુમાન જાણો,

પંખીયાં જાતમાં ગરુડ કેવો પડે,

પથ્થરમાં શાળીગ્રામ તણો પાણો.

મરજાદા પાળવી રામ મહારાજની,
ધેનુમાં વખાણું કામધેનુ.
પાત્ર અક્ષય તણું વખાણું પાત્રમાં,
ઝેરમાં હળાહળ નામ જેનું.
વૃક્ષમાં ગણતરી ગણું કલ્પ વૃક્ષને,
ધીરજમાં ખમાવંત માત ધરણી,
ભૂપમાં અડાભીડ મેઘરાજા ભણો,
હમેશાં જાનવી દોષ હરણી.
ભક્તિ પિતૃ તણી પિતામહ ભીષ્મની,
કાર્યમાં કુશળ શ્રીકૃષ્ણ કેવા,
કાળમાં કાળ વિકરાળ મહાકાળ તો,
દેવત્યાગી ગણુા મહાદેવા.
અટંકી વખાણું નંદ આહીરમાં,
ગામ ચકોરા મધ્યે ગણીયે,
મોજમાં નવડ દાતાર છે માણસુર,
ભાણુ હરસાત્તણો પુત્ર ભણીએ.

(કવિત)

કલંગી કુલ કે તેરે કિસ્તમત પ્રમાણ કેતે,
રેતે અખંડ જીત રેખાભડ ભાલન કો.
તેરે ભુજદંડ ઈતે અભય બ્રહ્માંડ ભૂપ કહા,
ધક્કા સમશેર જંગ ક્ષત્રિયન કી ઢાલન કો.

ભૂવા ભોપાલ માણસુર દિલભર દાતાર દેખ્યો,
અડર અજીત દેખ્યો બંસ કે ઉજાલન કો.
ચક્રાવાનાથ હાથ પ્રમાનો સમરાથ પાર્થ,
ભુજબળ ઉદાર ભાગ્ય હૈ ભોપાલન કો.
કહે કવિ ભીખો કવિત એહી કોડ સે,
હરસાનંદ હુકમ કર દે આહીરવંશ ઉજાલન કો.

માણસુર ભૂવા તેમ તેના દીકરા અમરાભાઈ તથા મેહુરભાઈ તેમ જીવોભાઈ એ ઘણા વિવેકી ને માયાળુ છે. તેવી જ રીતે અમરાભાઈના દીકરા ભગવાનભાઈ તેમ પાતોભાઈ આ બન્ને ભાયુંની વાત જ શું કરવી ! તેમની પ્રેમભાવના, કોઈ પણ અતિથિ આવ્યા ગીયા તેને કેવી રીતે સાચવા એ તો ભૂવા કુળ સારી રીતે જાણે છે. એને ધન્યવાદ છે.

(દોહા)

આહીરે અમરાસતણુ ઊગ્યો તું આદિત,
સમજણ ભરિયલ ચિત્ત ભાળ્યું તારું ભગડા.
પ્રાગવડ જુ પંખીઓ આવે નીત આઠાણુ,
સુકવિયો સુજાણ તુંને ભાળીને આવે ભગડા.
સોરઠીઆ શારપ તણું તારું માણાહર ન જડયું માપ,
બથરી સારપ બાપ ભાળી તો અંગ ભગડા.

# વીર આહીર વીશો ઝાંપોદરો રામપરા



ઈ. સ ૧૬૧૫માં નાગજીવાળાએ નાગેશ્રીના તોરણ બાંધ્યાં અને સાંગાજી તેમ વિશો ઝાંપોદરે મેગકથર ગામનાં તોરણ બાંધ્યા

સોરઠ એટલે પવિત્રભૂમિ. વીરપુરુષો અને વિરાંગનાઓ સમી નારીઓનું જન્મસ્થાન. અલબેલા યુવાનો જ્યાં પાકે છે, મનહર અને માયાળુ મનુષ્ય જ્યાં વસે છે, જ્યાં શેત્રુંજી, હીરણ, ભાદર, માલણ, સીંગવડો, મસુંદરી, રાવલ, ધાતરવડી ઝોલાપુરી વગેરે નદીઓ વહે છે. સોરઠ એટલે ભક્તોની ભુમિ. ડુંગરની હારમાળામાંથી દૂર દેખાતો રળિયામણો દેશ જ્યાં કૃષ્ણ અને પાંડવો રહ્યા ને વળી જ્યાં કુંતામાતાએ ઝુંપડી બનાવી, તેવા ગિરના ગાઢ જંગલમાં માતાને પાણી પાવા માટે ભીમને કહ્યું. ભીમે માતાને પાણી પાવા પથ્થરમાં પાટું મારી પથ્થરના બે ભાગ કર્યા તે હજુ પણ ગિરપ્રદેશમાં ભીમચાસના નામથી ઓળખાય છે અને તે જંગલમાં ઘણા માલધારીઓ પણ આહીર. ચારણ અને રબારીઓ ઝુંપડા બાંધી રહે છે. એ તુલશીશ્યામથી બે એક માઈલ પશ્ચિમ દિશાએ આવેલ છે અને ત્યાં શાણાનો ડુંગર જ્યાં પાંડવો રહેતા હતા. તેની યાદ આપતાં અનેક ભોંયરાંઓ મોજૂદ છે. ભીમની ચોરી, ગાંધારીનું ભોયરું, ચારભટવાળી માતાનું સ્થાનક, તેમજ હાથીખાનું વગેરે શાણાના ડુંગરમાં જોવાલાયક સ્થળો છે. અને તે સોરઠ ભુમિ ઉપર હજુ હયાતી ધરાવે છે. જે દેશ ખાતર વીર આહીરોએ લીલુડાં માથાં આપેલ છે. જે દેશ સંતો, ભક્તો, દાતારો, વીરપુરુષો, દેવીઓ, દેવતાઓ અને યોગન્ધરોની પણ જન્મભુમિ છે, એ જ દેશમાં દરિયાકિનારે આવેલ સોરઠિયા આહીરોનાં ડુંગરી નવગામ છે. રાજુલા પાસે આવેલ ઝાંપોદર ગામમાં એક કુટુંબ રહેતું હતું, પરંતુ ત્યાં આજુબાજુ બાબરિયા ભાઈઓનાં ગામો હોવાથી આહીરોની ગાયોભેંસો તેઓનાં ખેતરપાદરમાં જવાથી અવારનવાર ઝઘડાઓ થતા હતા. જેથી કરી આ આહીરકુટુંબ તેનાં ઢોરઢાંખર લઈ ઊના પાસે આવેલ નાઘેર પંથકમાં જવા રવાના થયાં ત્યારે એક ભાઈ કુંભા નામનો હતો. તેને તેના બીજા ભાયુંઓએ કહ્યું કે, તારે તારી ગાયો–ભેંસો લઈને

અમારી સાથે નાઘેરમાં આવવાનું છે ત્યારે તેને કહ્યું કે, અહીં મારા શંકર ભગવાનને છોડીને હું કયાંય જવાનો નથી. પછી તો તેના ભાયું તેનાં ઢોરઢાંખર લઇને કુંભાને એકલો મૂકી નાઘેરમાં ચાલ્યા ગયેલ, એથી કુંભાના દિલમાં દુઃખ થયું અને કુંભે ત્યાં શંકર પાસે પોતાના હાથપગના નખ કાઢી શિવલિંગ ઉપર ચઢાવી અને પોતાની તલવારથી પોતાનું માથું ઉતારી શિવલિંગને ચરણે ધર્યું એ જગ્યા રાજુલા પાસે આવેલ કુંભનાથ મહાદેવના નામથી ઓળખાય છે અને ઝાંપોદર છોડયા પછી તે આહીરો મૂળશાખા વાઘ પરંતુ પેટાશાખા ઝાંપોદરા તરીકે હજુ પણ ઓળખાય છે.

આહીરોનાં જે નવ ગામ તે મૂળ ગરાસિયા તરીકે વાઘ લાખણોતરા, વણજર, પટાટ, પીંજર, રામ, આ લોકો નવગામના ધણી તરીકે ઓળખાતા.

હાલમાં તે ગામો જયહિંદ થવાથી હિંદસરકારની હકૂમત નીચે ગયાં છે. આ આહીરો પહેલાંના વખતમાં જૂનાગઢ, ભાવનગર વગેરે મોટાં મોટા સૌરાષ્ટ્રનાં રાજ્યોને ધીંગાણામાં મદદ કરતા. તે શૂરવીર, બહાદુર તેમ દાતારવટીમાં તેમનું સ્થાન મોખરે હતું. આ ધણાખરા આહીરો ઝાંપોદરથી નાઘેરમાં આવેલ અને ત્યાં થોડોઘણો વખત રહ્યા અને તેના ઢોરઢાંખર લઈ નાગેશ્રી આવેલ અને તેમના સાથે નાઘેરમાંથી વાળા ગરાસિયાઓનું પણ એક કુટુંબ આવેલ અને નાગેશ્રી એકબે વર્ષ રોકાઈ લૂણસાપુર આવેલ. નાગેશ્રી ગામનાં તોરણ સાંગાજી ડાકોરે બાંધેલ ઈ. ૧૬૧૫માં ત્યાર પછી તેઓ કળાઈના ગઢ તરીકે ઓળખાતા ગામ આવ્યા અને ત્યાર બાદ ત્યાંથી તેમનાં ઢોરઢાંખર લઈને દરિયાકાંઠે ચાંચુડા મહાદેવથી એકાદ ગાઉ દૂર ઝૂંપડાં બાંધી રહેવા લાગ્યા. સંવત સોળસો ને અઢારના અરસામાં અને ત્યાં મેળકપર બાંધુ સારું ગામમાં એક બ્રાહ્મણ કુટુંબ હતું, તેને પણ ગાયોભેંસો હતી. તેમાં અજબાઈ નામનાં એક ડોશી હતાં અને તેને બે ભાઈ હતા. અને તે પણ એની સાથે રહેતા અને તેઓ ત્રણે મૂંગા હતા. એક ભાઈનું નામ દેવશંકર અને બીજાનું નામ ભુદર. એક વખત અજબાઈ આઈનું ગાયોનું ધણ આ ગરાસિયાભાઈના ખેતરમાં અચાનક જવાથી તેનો માણસ અજબાઈ આઈનું ગાયોનું ધણ હતું. તેને મારતો મારતો ગામમાં

લાવતો હતો. ત્યારે અજબાઈ આઈ બોલ્યાં કે, ભાઈ, શા માટે મારે છે? ભુલથી તમારા ખેતરમાં આવી ગયાં છે તો છોડી દ્યો. ત્યારે આ ગરાસિયા દરબાર સાંગાજીનો માણસ ન બોલવાના શબ્દો અજબાઈ આઈને કહેવા લાગ્યો. અજબાઈ આઈ આજીજી કરતાં હતાં, છતાં તેને ધક્કાધુંબા કરી, લાત મારી અને પાડી દીધાં. આ જોઈને તેનો ભાઈ દેવશંકર તેમ ભુદર અજબાઈની પાસે દોડીને આવ્યા. આ દેકારો સાંભળી આહીરોના જુવાન જે નાઘેરમાંથી સાંગાજી સાથે હતા, તે રામ અને વાજસુર ઝાંપોદરો ગોવાળને કહેવા લાગ્યા કે, આવું ન કરવું જોઈએ. ત્યારે આ ઠાકોરનો માણસ આહીરો-ની સામે થયો, એથી આ બંને જણા રીસે ભરાયા અને ગોવાળ ઉપર લાકડીની ઝાપટ કરી. જેથી ઠાકોરનો ગોવાળ એક જ લાકડીની ઝાપટથી ભોં ભેગો થઈ ગયો અને જમનાં દ્વાર ખખડાવવા લાગ્યો. આહીરોની લાકડીથી તો ભાગ્યે જ કોક બચે. જ્યારે આ આઈ અજબાઈને ઘણું દુઃખ થયું કારણ કે ગોવાળે તેને મારપીટ કરેલ હતી, એથી પોતે ખૂબ રોષે ભરાયેલ, જેથી કરી સૂર્ય સામા ઊંચા હાથ કર્યાને દશે આંગળીઓએ અગ્નિ પ્રગટ થયો. એ જોઈ તેનો ભાઈ દેવશંકર ભુદર દોડીને આવ્યો ને અજબાઈ આઈને વળગી પડયો. એ વખતે આઈએ ગરાસિયાઓને શ્રાપ દીધો અને આઈ તથા તેના બંને ભાઈઓ તે જગ્યાએ બળી મર્યા. આ હકીકત જોઈ આહીરોએ ત્યાં અપૈયા લીધા અને મેળકપર ગામ છોડી ચાલતા થયા. સાંજનો સમય હતો, એથી પોતાનાં ઢોરઢાંખર તેમ તેનો ઉચાળો પડખે નાનું નેસડું હતું ત્યાં એક જબરજસ્ત પીપરનું ઝાડ હતું એ જગ્યાએ રોકાયા. બીજે દિવસે બહારગામ ગયેલ સાંગોજી ઠાકોર આવ્યા અને આહીરોને ન જોયા, એથી કહ્યું કે રામભાઈ અને વાજસુરભાઈ તેમ તેના ઘરના કોઈ કેમ દેખાતા નથી. ત્યારે કહ્યું કે, અજબાઈ આઈનું ગાયોનું ધણ તમારા ખેતરમાં ગયેલ જેથી તમારો ગોવાળ એ ગાયોનું ધણ લઈ મારતો મારતો ઘર તરફ લાવતો હતો ત્યારે અજબાઈ આઈએ ગાયોને મારવાની ગોવાળને ના પાડી, તેથી તે માણસ રીસે ભરાઈને અજબાઈ આઈની સામે થઈ તેને પણ ધક્કો ધુંબો કરેલ, એથી અજબાઈ આઈ રીસે ભરાણાં અને ગરાસિયાઓને

શ્રાપ દીધો ને પોતાની દસે આંગળીએ અગ્નિ પ્રગટ થયો એ બળવા લાગ્યાં ત્યારે તેના ભાઈ ભુદર ને દેવશંકર દોડીને આવ્યા, આઈને વળગી પડયા, જેથી ત્રણે ભારું અહીં બળી મર્યા આ જોઈ આહીર ભાઈઓ તેનાં ઢોરઢાંખર લઈ ચાલ્યા ગયા.

ત્યારે સાંગાજી ઠાકોરે કહ્યું કે, બહુ ખોટું કર્યું ગોવાળ મરી ગયો. ખેર ! પણ અજભાઈ આઈને કહેવાની કાંઈ જરૂર ન હતી. પણ બનવા કાળે બનવાનું હતું તે બન્યું માટે હવે તો રામભાઈ તેમજ વાજસુરભાઈ ઝાંપોદરાને અહીં પાછા બોલાવી લાવો. એના વગર મને કસુંબો નહીં ઊગે. તે સાંભળી સાંગાજીના બે માણસો બોલાવવા માટે રામપરા આવ્યા. રામઝાંપોદરા અને વાજસુર ઝાંપોદરાને મળ્યા અને વાત કરી કે તમોને સાંગોજી ઠાકોર તમારાં ઢોરઢાંખર લઈ પાછા મેળકપરમાં બોલાવે છે. રામ ઝાંપોદરો અને વાજસુર ઝાંપોદરાએ કહ્યું કે, અમે ત્યાં આવવા માટે ખુશી નથી અને અમો કોઈપણ હિસાબે આવીશું નહીં ત્યારે સાંગાજીના માણસો મેળકપરમાં આવી વાત કરી કે, આહીરો મેળકપર ગામમાં આવવાની ચોખ્ખી ના પાડે છે. અને કહે છે કે હવે અમારે મેળકપર ગામનું પાણી ખપે નહીં. આવી હત્યાઓ થઈ હોય ત્યાં અમે પાછી રેણક કરીએ એ તો નહીં બને. ત્યાર પછી સાંગાજી પોતે જાય છે અને રામ ઝાંપોદરાને તેમ વાજ-સુર ઝાંપોદરાને પાછાં આવવા ખૂબજ આગ્રહ કરે છે, છતાં તે આવતા નથી, અને કહ્યું કે, ઠાકોર, તમારા આગ્રહથી આ પીપર નીચે ઝુંપડાં બાંધી રહેશું. અહીંથી આગળ નહીં જઈએ પછી આહીરો ત્યાં પીપર નીચે ઝૂંપડાં બાંધી ઢોરઢાંખર લઈ ત્યાં જ રોકાયા.

અહીં મેળકપર ગામમાં સાંગાજીને આહીરો જુદા પડવાથી કાંઈ મઝા આવતી નથી અને કસુંબો પણ લે છે છતાં ઊગતા નથી. એના મગજમાં અનેક જુદાઈના અવનવા તરંગો આવે છે અને ઉદાસ રહે છે અને મનમાં ને મનમાં કહે છે કે :

(દોહા)

ગીયો સિકંદર સાથ ખગલગ પાણી આદકયો,
બુરી જીવન કી આસ જરવે સે મરવો ભલો.

આવા અનેક વિચારોના વમળોમાં ઠાકોર મેળકપરથી હંમેશાં રામપરા આવે છે, કાવાકસુંબા લે છે, પણ મઝા આવતી નથી. જેથી કરી આહીરોને વાત કરી કે આઇબાઈ આઈ જે જગ્યાએ સતી થયાં છે અને બન્ના મર્યા છે એ મારા ખેતરમાં તેની એક ડેરી બનાવી આપીશ. પછી ત્યાં સાંગાજી ઠાકોરે અજબાઈ આઈની ડેરી બનાવી આપી તેમ તેના બંને ભાઈની બે ખાંભીઓ ડેરીથી પૂર્વ દિશાએ લગભગ ૨૦૦ (બસો) ફૂટ ઉપર ઊભી કરી આ મેળકપર ગામથી ઉત્તર દિશાએ અને રામપરા ગામથી અર્ધોગાઉ દક્ષિણ દિશાએ આ ડેરી તેમ ખાંભીયું હજુ મોજૂદ છે. આ જૂના જમાનામાં કાઇના વખતમાં સાત ઘૂમટો હતા. તેમાથી એક મોજૂદ છે, બાકીના કાળે કયાંય પડી ગયા છે, વળી રામપરાથી દક્ષિણ દિશાએ દરિયાકાંઠે આવેલ કનકાવાડાનું બનાવેલ ચામુંડા મહાદેવનું મંદિર હજી પણ મોજૂદ છે.

પહેલાંના વખતમાં મેળકપરની બાજુમાં વહાણો પણ આવતાં અને તે જગ્યાને ચાણખળીના નામથી માણસો ઓળખે છે. સંગાજી ઠાકોર તેમ નાગજી ઠાકોરે બંને ભાઈઓએ મેળકપરમાંથી રામપરા રહેણાક રાખવાનું નક્કી કર્યું અને રામપરામાં આવ્યા અને રામપરા ગામ વચ્ચે જૂના જમાનાને શોભે તેવાં સાધારણ મકાનો બનાવ્યાં અને રામપરાના આહીરોએ બંને ભાઈને સાડા છસ્સો વિઘાં અને સાડા છસ્સો વિઘાં એમ કુલ મળી તેરસો વિઘા જમીન આપી.

પહેલાં એક કુટુંબ રામપરા ગામમાં આવેલા નેસડામાં રહેતું હતું. હજુ પણ નેસડાના પામાં ગામથી આથમણી દિશામાં ઘણાખરા ગરાસીયાઓના ખેતરના નામથી ઓળખાય છે. સાંગાજીએ ધોળીવાવ તેમ ટોડાળીવાવ બંધાવેલ છે. અત્યારે તે તૂટીફૂટી મોજુદ છે. રામપરા ગામમાં ગરાસિયાનું

એક ઘર છે, એક ઘર બારોટનું છે, અને બારતેર ઘર બ્રાહ્મણોનાં છે. બાકી બધાં આહીરોનાં ઘર છે અને ગામમાં જે બ્રાહ્મણ રહે છે તે ઓઝા શાખાના છે અને તે આહીરોના ગોર છે આહીરો વધુ પ્રમાણમાં સ્વામિ· નારાયણ સંપ્રદાયમાં માને છે. જેથી કરી તેના ગોર ઘણાખરા સ્વામિ· નારાયણ ધર્મ પાળે છે. આહીરોના ગોરનું એક કુટુંબ બહુ ધર્મચુસ્ત અને સ્વામિનારાયના પંથને બહુ માનતું હતું. તે આહીરોના ગોરની એક દીકરી તલગાજરડા પરણાવેલી હતી. તે દિકરી મા બાપના આચારવિચાર પ્રમાણે સ્વામિનારાયણનો ધર્મ પાળતી અને જે ઇશ્વરપરાયણ તેમજ શુલક્ષણી હતી. આ ધર્મ બાબતમાં તેના સાસરિયા પક્ષને બહુજ અણગમો હતો. તેથી અવરનવર પોતાના દીકરાની વહુ લક્ષ્મીને કાંઇ ને કાંઇ બહાનું કાઢી હેરાન કરતા હતા અને દુઃખ દેતા હતા. આ હંમેશના કજિયાકંકાસ સાંભળી પાડોશમાં રહેતી બહેનો ભેળી થઈ લક્ષ્મીને પુછવા લાગી કે તારાં સાસુ–સસરા કહે છે કે તારા બાપ અહીં આવી ખોટી શિખામણ આપી જાય છે તો આ હકીકત સાચી છે કે ખોટી છે તે તું સાચી વાત કર. તારા બાપ તને અહીં મળવા આવે છે ત્યારે શું શિખામણ આપે છે જો તારામાં વાંક નહીં હોય તો અને તને તારા બાપ સારી શિખામણ આપતા હશે અને તારો ક્યાંય ન્યાય અમને જણાશે તો અમો તારાં સાસુ-સસરાને ઠપકો આપીશું, જેથી તને ખોટી રીતે હેરાન ન કરે. ત્યારે લક્ષ્મીએ કહ્યું કે, મને જે મારા પિતાશ્રી શિખામણ આપે છે તે તમોને તમારા કહેવા પ્રમાણે સત્ય કહીશ, ત્યારે પાડોશીઓ કહે છે કે, ખુશીથી જે હોય તે કહે. ત્યારે લક્ષ્મી કહે છે કે, મારા પિતાએ મને તેમ મારી માતાએ મને પ્રથમ એવી શિખામણ આપી છે કે, સાસરે ગયા પછી દશ નિયમો પાળવા અને તે ધ્યાનમાં રાખવા. ત્યારે પાડોશી બાઈઓ કહે છે કે, તે ક્યા દશ નિયમો છે અને તેનો અર્થ શું થાય છે તે બધી હકીકત અમો તેમજ તારા સાસુસસરાની સમક્ષ કહી બતાવ. ત્યારે લક્ષ્મી કહે છે કે, તમો વડીલ છો, પાડોશી છો. વળી મારાં સાસુ–સસરા એ મારાં મા· બાપની જગ્યાએ છે માટે તમો સૌની આગળ સત્યથી કહું છું તે તમો ધ્યાનમાં રાખશો.

એક તો અંદરની આગ બહાર લઈ જવી નહીં તે પહેલો નિયમ. તેનો અર્થ એ થાય છે કે, ઘરમાં કાંઈ તકરાર વગેરે થઈ હોય તો તે વાત બહાર કહેવી નહીં.

બીજું બહારની આગ અંદર આણવી નહીં. તેનો અર્થ એ થાય છે કે આડોશીપાડોશી પોતાનાં સાસુ-સસરા અથવા નણંદ વગેરેના અવગુણો બોલતા હોય તો તે બાબતની વાતના સમાચાર ઘરમાં કહેવા નહીં.

આપનારને આપવું એ ત્રીજો નિયમ, ન આપનારને ન આપવું તે ચોથો નિયમ. આ બંને નિયમોનો અર્થ એ થાય છે કે જે કોઈ ઘરમાંથી વસ્તુ ઉછીની લઈ જાય અને પાછી આપે તેને આપવું અને પાછી ન આપે તેને બીજી વખત ન આપવું.

આપનાર કે ન આપનાર હોય તો પણ આપવી તે પાંચમો નિયમ-આ નિયમ પાસેનાં અંગત સગાંવહાલાંને લાગુ પડે છે એટલે પોતાના ખાસ સંબંધીઓમાં કોઈ ગરીબ હોય અને ઉછીની લીધેલી વસ્તુ પાછી આપવાની શક્તિ તેનામાં ન હોય તો એ તેને આપવી. સુખેથી બેસવું એ છઠ્ઠો નિયમ સુખેથી જમવું એ સાતમો નિયમ અને સુખેથી સુવું તે આઠમો નિયમ-તેનો અર્થ એ થાય છે કે, વડીલ માણસ વારંવાર અવરજવર કરતા હોય તેવા ઠેકાણે બેસવું નહીં, તેના જમ્યા પેલાં પોતે જમવું નહીં. નોકર ચાકર તેમ ખેડુ હોય તો ખેડુની પણ ખબર કાઢીને પછી જમવું, વડીલ માણસો સુઈ જાય તે પેલાં સુવું નહીં. તેની બધી વ્યવસ્થા કરીને પછી નિરાંતે સુવું અગ્નિની દરરોજ પુજા કરવી તે નવમો નિયમ. પતિવ્રતા સ્ત્રીને મન પતિ અગ્નિ સમાન પુજ્ય હોવો જોઈએ અને ઋષિઓ તેમ બ્રાહ્મણો જેમ અગ્નિની પુજા કરે છે તેમ તેણે પોતાના પતિની પુજા કરવી. આ છેલ્લા નિયમનો અર્થ એ છે કે ગૃહદેવતાની પુજા કરવી તે દશમો નિયમ. તેનો અર્થ એ થાય છે કે સાસુ-સસરા વગેરે વડીલ સજ્જનોને ગૃહદેવતા સમજી તેની સેવા કરી એમ માનવું.

ઉપરની બધી હકીકતો પ્રથમથી જ મારાં માતાપિતા તરફથી કહેવામાં આવેલ છે, અને તેનું હું પાલન કરૂં છું. આ બધી હકીકત લક્ષ્મીના મોઢેથી સાંભળી પાડોશીઓ તેની ખૂબ પ્રશંસા કરવા લાગ્યા અને ગોરને

કહેવા લાગ્યા કે તમે નકામા આ દીકરાની વહુ ઉપર ગુસ્સે થાવ છો. આવી ડાહી અને સુશીલ વહુ બીજી મળશે નહીં આવી ડાહી વહુને દુઃખ દઈ કાઢી મૂકવા તૈયાર થયા છો તે તમારા માટે યોગ્ય નથી. તમોને બીજુ કાંઇ દુઃખ નથી. વહુ તેના વડીલોના ચીલે સ્વામીનારાયણ સંપ્રદાયમાં વધુ માને છે એ જ તમને ખટકે છે, તેથી આખું ઘર રીસે બળો છો અને દુઃખ દો છો અને ખોટી રીતે હેરાન કરો છો. પાડોશીઓની આ વાત ગોરને ગમી નહીં, અને ઉલ્ટા રોષે ભરાણા અને રામપરા દીકરાની વહુ લક્ષ્મીનાં માબાપને કહેવરાવ્યું કે તમારી દીકરીને તમો તેડી જાવ, અમારે જોઇતી નથી. પછી તો લક્ષ્મીને રામપરા તેનાં મ બાપ તેડી લાવ્યાં અને લક્ષ્મીએ નિર્ણય કર્યો કે, હવે માબાપ પાસે જીવનભર રહી ઇશ્વરનું ભજન કરી જીવન ગુજારવું. એમ કરતાં બે વર્ષ વીતી ગયાં. અહીં તલગાજરડા લક્ષ્મીનાં સાસુ–સસરાએ તેના દીકરાને બીજે લગ્ન કરાવવા તેવો નિર્ણય કર્યો પરંતુ નાત આખીમાં આ ઘર તોફાની છે તેવું જાણતાં કોઇએ દીકરી દેવા હા પાડી નહિ. પછી પાછું લક્ષ્મીને તલગાજરડા મૂકી જવા રામપરા લક્ષ્મીનાં માબાપને કહેવડાવ્યું તે વાતને કોઈએ રામપરામાં લક્ષમાં લીધી નહીં. તેથી લક્ષ્મીના સાસરિયા પક્ષના માણસો રોષે ભરાયેલ અને તે ગામના બે પાંચ માથા ભારે માણસોને વાત કરી કે, આપણે રામપરા જવું છે અને ત્યાં મારા દીકરાની વહુ છે તેને મોકલતા નથી. તેથી આપણે લક્ષ્મી જ્યારે નદીએ પાણી ભરવા આવે ત્યાંથી બારોબાર ઘોડા ઉપર નાખી લઇ આવવી છે. આવો નિર્ણય કરી આ લોકો કોઈ મોકો જોઇ રામપરા જવું અને લક્ષ્મીને ઉપાડી લાવવી એમ નક્કી કર્યું.

(દોહો)

દિન ગણુતા માસ ગયા, વર્ષે આંતરિયા,
સૂરત ભૂલી સાહ્યબા, (પછી) નામે વિસરિયા.

એક વખત ઠાકોરને ત્યાં આહીર ડાયરો બેઠો છે અને ગામમાં બારોટ એટલે કાયમ માટે આનંદ કરવો અને નવી નવી વાતો સાંભળવી, આવો હંમેશનો કાર્યક્રમ ઠાકોરને ત્યાં ચાલતો હતો.

એક વખત ડાયરો બેઠો છે, કાવા કસુંબા ઘૂંટાયેલ રહ્યા છે, બારોટે વાત ઉપાડી—

આહીરોની ભૂતકાળની કારકિર્દીનો સૂર્ય જાદવા સ્થળીની સાથે સાથે અસ્ત પામ્યો. તે પછી સૈકાઓ સુધી આહીર જાતિ અંધકારમાં ઢંકાયેલી રહી. પરિણામે તેના અસ્તિત્વને પણ દુનિયા વિસરી ગઈ, સાથે સાથે વેર વિખેર થયેલ આહીરો પણ પોતાની એકતાનાં પરિણામે કર્મ, ધર્મને ભુલી બેઠા, પણ આદિકાળથી લોહીમાં વહેતા ઐશ્વર્ય, ક્ષમા. દાન અને દયાના સત્વને કેમ દાબી શકાય. કેટલાક દશકાઓને નજર સમક્ષ લાવીએ તો તેનાં અનેક ઉદાહરણો શૌર્ય, ક્ષમા, દાન અને દયાના ઉચ્ચ સમ પુરાવા પુરે છે. આહીરો માટે આ બધુ અભિમાન કરવા જેવું નથી. કેમ કે તે ધર્મ એ જ જીવન છે, માટે આહીરોનો ધર્મ છે, એમાં આહીરોને અભિમાન કરવા જેવું રહેતું નથી. આ જુનાં ઇતિહાસના પડઘા આપણને વર્તમાન સમયની આહીર આગેવાનોની કાર્યવાહીમાં દેખાય છે. આહીરોની વેરાઈ પડેલ શક્તિને સંગઠન કરવી, તેમના અસ્તિત્વને એકત્ર કરવા એ આહિરોની ફરજ છે.

(કવિત)

અરૂણ તેજ અતિ રૂપ બરન ઉનકો હે ન્યારો,<br>
તિમિર નાશ પ્રકાશ જગતકો સર્જન હારો<br>
દેત આહિ નર ભૂપ ધ્યાન ઉનહીકો ધારો,<br>
પ્રલય, પવન, જલ, નાશ ભયે ઉનહીતે સારો.<br>
બેતાલકે વિક્રમ સુનો, સકલ લોક જાનતે તરત,<br>
ભાનુ પ્રતાપી જાનકર, નમસ્કાર સબહી કરત.

(દોહો)

બિધિસે કવિ સબ બિધિ બધે તામે સંસય નાહિ,<br>
ખટરસ બ્રહ્માકી સૃષ્ટિમેં ઔર નવરસ કવિતા માહિ.

બ્રહ્માની સૃષ્ટિ કરતાં કવિઓની સૃષ્ટિ સર્વ રીતે ચઢિયાતી છે કારણ કે બ્રહ્માની સૃષ્ટિમાં છ રસ. ખારો, ખાટો, તૂરો, તીખો, મીઠો અને કડવો એમ હોય છે. જ્યારે કવિની સૃષ્ટિમાં વીરરસ, શૃંગાર, કરુણા, અદ્ભુત,

ભયાનક, રૂદ્ર, શાંત અને બીભત્સ હોય છે. જ્યારે બીભત્સ રસ તો સારા કવિઓ ઉપયોગ કરતા નથી.

આહીરો કેવા હતા તેના વિશે આ એક જુનું ગીત તેના પુરાવો આપશે.

(ગીત)

ક્ષત્રિવટ બ્રાહ્મણે કવિ આંગણુ બાળો,
જસ કીધો આંગત જેશાળો.

મુંછે ભજનાએ મર માળો,
વિશાણી ગઢ કોઠા વાળો,

પ્રગટ વાઘ સરસ તણુ પાને,
જસવટ કીધો કુડ જમાને.

નેજાળા બળ સાબજ માને,
મહા ફરેરો હાકમ મને

કવિ માલ વહે છે કામે,
જુજ હદીમલ બહોળ જામે.

ઉના ન કરે ફેર અખાએ,
નથુ સતો કરમી નબાએ.

હેતુ હેત મજાંતે હસીયા,
ધારાળે અર કેતા ધસીયા.

મેમાને ધકસાળા મસીયા,
રામપરે ગઢ કોઠા રસીયા,

(દોહો)

આયાણા જોયા અલુ, બાચરને ગુમાન,
વડીઓ વાઘાના શાણુ, ન કોઈ બીજો નથવા.

આવી અનેક આહીરોની બીરુદની વાતું ચાલી રહી છે. એ વખતે દિલ્હીની ગાદી ઉપર જહાંગીર બાદશાહ રાજ કરતો હતો અને જહાંગીર રાજપૂત રાજ્યો ઉપર પોતાની સત્તાનો કોયડો વીંઝી રહ્યો હતો. તે વખતે સાંજનો ટાઈમ છે. શત્રકુંડમાંની ઊડતી કેસરી ઝાળો આભને ઓવારે જાણે જામી ગઈ હોય એમ આથમણી દિશા લાલ બની ગઈ છે. ઝાલર પર ડંકો પડવાની હજી વાર છે. એવે ટાણે અજમેરને પંદર પહાડ સરખા એંસી એક ઘોડાની પડઘી બોલી ઊઠી. છલાંગ મારતા એંસીયે અસવારો નીચે ઊતર્યા. કાળી ડિબાંગ દાઢીમૂછ વચ્ચે લાલ ધગેલ ત્રાંબા સરખી કેરીની કાડ હોય તેવી આંખો છે. માથે ક્ષત્રિયો બાંધે તેવી પાઘડીઓ, અંગરખાં, કમરે ભેટ વાળી છે. પગમાં બિકાનેરી મોજડીઓ. ભેટમાં જમૈયા કમરે શમશેરો, ડોકમાં અકીકના મોતીની માળાઓ, પગમાં પાંચશેર પાંચશેરના ચાંદીના તોડા, હણહણાટ કરતા ઘોડાઓની લગામ પકડી એંસી અસવારો કોઈ આદેશની વાટ જુએ છે, ત્યાં સમાચાર આવ્યા કે રાતવાસો અજમેરમાં જ કરવાનો છે. ટપોટપ લોહાના અણીદાર ખીલાઓ ભોંમાં ધરબ્યા. ઘોડા ખીલે બાંધી તંગ ઢીલા કરી સામાન ઉતાર્યો. નાના નાના થોડાક તંબુ ઝપાટાબંધ ધોળા બગલાના ટોળા જેવા ઊભા થઈ ગયા. થાક ઉતારવા થોડા ઘોડેસવારો તંબુમાં જરા આડે પડખે પડ્યા. થોડાક ઘોડાની માવજતમાં રોકાણા અને થોડા નાનાશા કાચ-આભલામાં મોં સામે રાખીને દાઢીમૂછના થોભિયા સરખા કરવા લાગ્યા. થોડા જુવાનો ટોળાં વળી મોટા ને નિર્ભય અવાજે વાતો કરવા માંડ્યા. ક્યાંક ક્યાંક થોડી તાપણીઓ પણ તંબુની બહાર સળગાવી. આ જુવાનો પાસે સરમાન તો બધો હતો, પણ પાણીની બતકોમાં પાણી રસ્તામાં ખૂટી ગયેલ. વળી પાણી વિના ચાલતું નથી. આ નાની નાની છાવણીઓમાં પાણીની જરૂર પડી. આ અજાણ્યા ગામમાં જલ્દી પાણી ક્યાં મળે ત્યાં તો એક બાઈ પાણી ભરીને નીકળી. એની હેમવરણી કાયા સાથે જોબન ઝૂકી રહ્યું છે. ગોરા દેહ ઉપર હેમના દીવાઓ જેવા હાથની કળાયું શોભી રહી છે. માથા ઉપર કસુંબલ ઓઢણી દેહને આંટો લઈ ગયેલ છે. અંગ ઉપર અટલસનો કમખો કટાબ કોરેલો પહેર્યો છે. સેંથામાં હીંગળો પૂર્યો છે. અર્ધ ચન્દ્ર જેવું જેનું તેજસ્વી કપાળ છે. તેના માથાનો ચોટલો નાગને શરમાવે તેવો. કપાળમાં ચાંદલો ઝગમગે છે. હરણના જેવી આંખો

ઉપર ધનુષ્યની કમાન જેવાં નેણ તણાયેલ છે. ગોળ ગલગોટા જેવા ગાલ
જાણે ગુલાબના ફૂલની બરાબરી કરતાં હોય એમ લાગે છે અને તેના હોઠ જાણે
પાકેલ ધોળાં હોય તેવા દૂરથી દેખાય છે. દાંત જાણે હારબંધ દાડમની કળીઓ
મૂકી હોય તેમ લાગે છે. આંખો ચપળ ખંજનની પૂંછડીની જેમ આમતેમ ફરી
રહી છે છાતી ઉપરનાં સ્તનો જાણે હોલાને શરમાવે તેવાં ઊપસી રહેલ છે.
ગુલાબી ગાલ ઉપર જાણે રતુંબડી ફૂલ ગુલાબી ચુમકાઓ ઊપડી છે અથવા
એને બનાવતી વખતે રૂપનો કુપો ઢોળી દીધો હોય એવું જોનારને લાગે છે.

આ છાવણીવાળાઓએ આ બાઈને જોઈ ઘડી બે ઘડી તો દિગમૂઢ
બની ગયા. પછી બાઈની પાસે જઈ એ બોલ્યા કે, બાઈ, હાંડો પાણી
આપશો ? કમર ઉપરથી એક હાથ હાંડાને અડકાડતાં બાઈ બોલી કેવા છો ?
ત્યારે સામેવાળા રજપૂતોએ કહ્યું કે, રાઠોડ છીએ. ત્યારે તે બાઈએ કહ્યું કે,
ક્યાં જાવું છે? ત્યારે એક જણે કહ્યું કે, ઠાકોર હાથીસિંહજી ચંપાવતી
તેના માસરે જાય છે, અમે એની ભેળા જાઈ છીએ. ત્યારે બાઈ બોલી,
રાઠોડોને પાણીની જરૂર ખરી ? એનામાં શું પાણી મરી ગયું છે ? ત્યારે
સામેથી જુવાને કહ્યું કે, બાઈ, તું શું બોલી એનું તને ભાન છે ? બાઈ
કહે છે, તમને એમ લાગે છે કે મેં ઠાલો લવારો કર્યો એમ જ ને. સામેથીએક
જુવાને કહ્યું, જો રાઠોડ વીર હાથીસિંહ આ સાંભળે તો તેનું
શું પરિણામ આવે એ તમે જાણો છો ? ત્યારે પાછી બાઈ બોલી: રાઠોડો
ધરતી પર હજુ જીવતા છે, એમ ને ? એ મરી પરવાર્યા નથી ? હવે તો
સાંભળનાર બધાના હાથ કમ્મર પરની પોતાની તલવારની મૂઠ ઉપર ગયા.
બાઈ સમજી ગઈ. જરા આગળ આવીને એ બોલી : મને ઓરત જાતને
તમારી એ તલવારની બીક દેખાડવી છે કે શું ? રાઠોડોને બીજાં
ઠેકાણાં આથમી ગયાં હોય એમ લાગે છે, ત્યારે સામેથી કહ્યું કે, અમે પણ
રાઠોડ છીએ. તું આવું બોલે પછી અમને ક્રોધ ન ચઢે ? હું કેવું બોલી :
રાઠોડ મરી ગયા ને ? તમે સાવ સાચું કીધું છે ? હા, રાઠોડ જીવતા હશે
એની મને ખબર ન હતી. બુઝાઈ જતા અગ્નિમાં બાઈએ ફૂંક મારી. ત્યારે
એક જુવાને કહ્યું કે, જાવ, તંબુમાંથી ઠાકોરને બોલાવી લાવો. આદમી દોડતો
ગયો અને તંબુમાંથી ઠાકોર હાથીસિંહને બોલાવી લાવ્યો. પેલા બોલાવવા
જનાર માણસે બાઈએ કહેલ બધી વાત ઠાકોર હાથીસિંહને કરી રાખી હતી.

પેલી બાઈ પાણીના બેડા સહિત ત્યાં ઊભી જ હતી. ઠાકોરને આવેલા જોઇ પેલા જુવાનો જરા રોષમાં આવી ગયા ને બોલ્યા કે, લે બોલ, હવે તારી જીભ હમણાં ખેંચી નાખે છે કે નહીં ? ત્યારે બાઈ કટારની ધાર જેવા શબ્દો બોલી કે, રાઠોડમાં કયું એવું બળ હતું કે કોઇની જીભ ખેંચી શકે.

ઠાકોર હાથીસિંહ જરાક તો ચમકી ગયા, અને બોલ્યા કે એ બાઇ આ તું શું બોલે છે ? આમ અવળાં વેણ શીદ કાઢવાં પડે છે ? એ જરા કહીશ. બાઇએ ઠાકોર હાથીસિંહ પર નજર નોંધી. સ્ત્રીની આંખ પુરુષને એક દૃષ્ટિમાં જ પારખી લે છે. બાઇએ એક જ દૃષ્ટિમાં જોઈ લીધું કે, મારા આટલા કડવા બોલથી આકળો ન થનાર આ પુરુષ કોઈ યોદ્ધો લાગે છે. એથી બાઈ અવાજમાં નમ્રતા લાવી અને બોલી : ઠાકોર, થોડીક લજ્જા-ભરી વાત તમારે કાને નાખવી છે.

ત્યારે ઠાકોરે કહ્યું કે, શી વાત છે ? ઠાકોર એમ છે કે, તમે બિકાનેરના રાજા દલપતસિંહનું નામ સાંભળ્યું છે ? ત્યારે હાથીસિંહજી કહે છે કે, કેમ નહીં ? એ તો અમારા રાઠોડના મુગટમણિ છે, ત્યારે બાઈ કહે છે : એ અહીં રણવાસ સાથે કેદમાં છે. શાહજહાં જહાંગીરની સેનાએ બિકાનેર ઉપર ચઢાઈ કરી અને તેઓને કેદ કરી અજમેરમાં રાખ્યા છે. ત્યારે હાથીસિંહ કહે છેઃ તમો કોણ છો ? ત્યારે બાઈએ કહ્યું કે, હું એમની દાસી છું, એ સિવાય તો આવું કોણ બોલે ! અહીં રાજા કેદ છે બાઈ આગળ કહે છે. કેદ તો શું પણ કેદ કરતાંય ભુંડી હાલતમાં છે, સખ્ત બંદીખાને છે ને મોગલ શહેનશાહ સામે આજ કોણ બાથ ભીડી શકે તેમ છે ! પહેલાંના જેવા રજપૂતો ક્યાં રહ્યાં છે ? શાહજહાંનો બાપ જહાંગીર અને જહાંગીર નો બાપ અકબર જ્યારે દિલ્લીની ગાદીપર હતો અને આખા ભારતના રાજાઓને કડે કર્યા હતા. એ વખતે રાણાપ્રતાપ અકબરને નમ્યો ન હતો મેવાડ તો દીલ્લી સામે એક નાનું સરખું રાજ્ય હતું, છતાં પણ શહેનશાહ અકબરને હા પાડવી પડી હતી કે, હજૂ રજપુતો છે ને રજપુતોમાં ખમીર છે.

બાઈ, તેં કહ્યું એ બરાબર છે. પણ હું અત્યારે મારા સાસરિયામાં જાઉં છું મારી ભેળા ફક્ત એંસી જ માણસો છે, નહીં તો હમણાં જ મહારાજાને છોડાવી લાવત. ત્યારે બાઈ કહે છે. હું પહેલેથી જ જાણતી હતી, એથી જ હું ઉપર પ્રમાણે વાંકાં વેણ બોલી ઇશારો કર્યો. આવતાં

વેંત જ કે રાઠોડોમાંથી પાણી ગયું છે, રહ્યું નથી. આવી રીત રાખે આમાં બાઈએ કહ્યું કે, ઠાકોર લ્યો ઘડો, એમ કહીં ઘડો નીચે ઉતારી બોલી :

(દોહો)

મૂછ બનવી કાઉ થીએ લજબીન કાઉ મૂછ,
જેની મૂછોમાં લજ નહીં એ પૂંછ બરાબર મૂછ.

ઠાકોર. ઇજ્જત ગયા પછી, મોલાતો સુકાઈ ગયા પછી, અને બધું ભેળાઈ ગયા પછી જે કાંઈ કરવું એ પાણીનું મંથન કરી માખણ કાઢવા જેવું છે. પાણીનું મંથન કરવાથી માખણ નીકળતું નથી અને આજની વાત કાલ ઉપર રાખવી એનો અર્થ પણ કાંઈ નથી. સાસરિયામાં ગયા પછી મોજ માણી પછી તલવાર સંભાળજો.

ના, એવું કાંઈ છે નહીં. સાસરિયામાં જઈ આવું પછી હું છું અને મોગલો છે. જરૂર મહારાજાને છોડાવી લાવીશ. આ સાંભળતાં બાઈનું મોં તપેલા ત્રાંબા જેવું થઈ ગયું અને સિંહણની જેમ છંછેડાઈને બોલી: સાસરાના ઘેર વૈભવ અને મોજ માણનારા માણસોથી આ કામ નથી બનતાં ઠાકોર, મારાથી માણસ ઓળખવામાં ભુલ થઈ. વગર ઓળખ્યે ઝાઝી વાત કરી નાંખી.

(દોહા)

ગાડર જાયા હળ વસે તો ધમળારા શો માન,
કાયર ખડક શું વાપરે રાંક શું દવે દાન.
આગાડી રો મોવડી પાછાડી રો નાવ,
બાંગી ફોજે ફેર લડે ઉનકુ રંગ ચઢાવ.

તમને હવે શું રંગ ચઢાવું ? મારે બોલવું હતું તે બોલી ચૂકી. ઠાકોર, આ દુનિયામાં જશ રેઢા પડયો હોત તો દુનિયા આખી ડોટું મૂકીને લઈ આવત પણ એ રેઢા નથી મળતો અને ક્ષત્રીવટ રાખવી એ પણ રેઢી નથી.

(દોહો)

જશ રેઢા ઝાંપોહરા બજારે હત બહું,
(તો) સાદુળા લેવા સૌવ દોડત રામપરા ધણી.

આવા અનેક તીખા અને તમતમતા શબ્દો ઠાકોરના માથામાં નગારાની દાંડીના ઘન ઘણુણાટ મચાવી રહેલ. આ બાઈના બોલ સાંભળી ઠાકોર આડો હાથ દઈ બોલ્યા. બસ બાઈ, હવે આગળ શબ્દ બોલીશ નહીં. બિકાનેર નરેશ તેમ તેના કુટુંબને છોડાવીને જ ભોજન જમીશ. બાઈ, તને ખબર છે રાઠોડો કેવા હોય છે.

(દોહો)

રાઠોડાંગી કુળત્રીયા શૂરારો ગ્રભરહંત,
કાને ભાગ્યા ન સુણ્યા ન ભાગણા જણંત.

તરત ઠાકોર હાથીસિંહે માણસોને આજ્ઞા આપી. ઘોડાના તંગ તાણી અને હથિયાર સજ્યાં. ત્યારે બાઈ પાણીનો ઘડો ભોંય મૂકતાં બોલી: લ્યો પાણી, ઠાકોર. ત્યારે ઠાકોરે કહ્યું કે, તેં આ ઘડાએ રાઠોડોને એવું પાણી પાયું છે કે જેથી આ પાણીની જરૂર નથી. હવે પાણી પાવું હોય તો રણના મેદાનમાં આવજે અને ત્યાં ઘવાયેલાંને જ પાણી પાજે. અહીં રજપૂતોએ ઠાકોરને બંધનમુક્ત કરવા માટે અને મોગલ સેના સામે લડીને પણ તેને જેલમુક્ત કરવા તૈયારી કરી, દાસીએ એકદમ બિકાનેર-નરેશ પાસે આવીને કહ્યું કે, ઠાકોર. વાત દાસીએ બીકાનેર નરેશને મોઢે કરી. મધ્ય રાતનું કાજળ એ રાઠોડો ઘોડા પલાણી તૈયાર કર્યા. અષાઢના મેઘાડંબરમાં ચમકતી વીજળી જેવી એંશી પાણીદાર તલવારો અંધારામાં ચમકી રહી છે. ધરતી ગાજી રહી છે. ત્યારે બાઈ મનમાં કહી રહી છે કે, હવે રાઠોડોને સમજણ આવી જણાય છે. ધન્ય છે તમારી સમજણોને ! અહીં મોગલ ચોકીદારોને તો ખ્યાલ ક્યાંથી હોય કે શાહજહાં જેવા મોગલ સમ્રાટના કેદીને છોડાવવા કોઈ હિંમત તો શું પણ વિચારેય કરી શકે ? એટલે ચોકીદારો તો તાપણાં કરી ગયા પછી ઊંઘતા હતાં. ત્યાં જ અચાનક ઘોડાની પડઘી બોલી અને એ ઘોડા ચોકીદાર ટુકડીઓ ઉપર ફરી વળ્યા અને ઝબોઝબ તલવાર ખેંચાણી અને ધીંગાણું જામ્યું.

રજપૂતો અને મોગલસેના સામસામે આટકી.

(છપ્પય)

લગત ઘાવ પર ઘાવ, દાવકર જોર દીખાવે,
કટે શીશ કર હાક ચાક, પર દ્વાર ચઢાવે.
તૂટે તૂટી કે અંગ ગજરું, ઉઠાવે બહોત,
રુધિર તન ધાર સૂર સમશેર ચલાવે.
બખતર કડી બીખરન લગી બન્યો યુદ્ધ બિગ્રહ બડો,
હદ કરત લડત હનુમંત જુ મહાવીર તવ મોખડો.

---

એ પ્રમાણે કંઈકનાં માથાં ધડથી જુદાં પડયાં રાઠોડો મસાલો સળગાવી કારાવાસની અંદર દાખલ થયા. સમ્રાટ સેનશાહના માણસોની નાસભાગ થઇ. અને રાઠોડોએ હાહાકાર મચાવી દીધો. બિકાનેરનરેશ અને તેમના કુટુંબનાં માણસોને છોડાવી અને પચ્ચીસ ઘોડા તૈયાર કર્યા. મહારાજ દલપતસિંહ ને ઠાકોર હાથીસિંહે તેની સામે આવી બાથ ભીડી મળ્યા.

(દુહા)

ફોજે મોગલની ફાકી ગીયો છોડાયો દલપતસિંહ,
દોઢી બમણી દિલ્હી માથે તેં રાઠોડ ઉતારી રીહ.
મોગલ સામે જંગ માંડયો જબરી ગોતી જોડ,
હદ કરી હાથીસિંહ (તારી) રંગમૂછોને રાઠોડ.
શાહજહાં સામે ચડયો અને હદમાં ભરી રીહ,
હજારે પાછો ન હટે હથમોટે હાથીસિંહ.

ત્યાર પછી તો દાસી સાથે જ હતી. ઠાકોર આપે મોગલસમ્રાટ સાથે બાથ ભીડી એ બહુ જ મોટામાં મોટું કામ કર્યું છે. ઠાકોર કહે, હજુ કાંઈ અંદેશો હોય તો પધારો અમારી સાથે રાજસ્થાનમાં ના...ના .. હું તો કહું છું કે ઘણા સરદારો અહીં સુધી આવવાની

હિંમત ભીડી શક્યા નહીં. મહારાજ, રાઠોડ સામે કોણ છે એ કદી જોતા નથી. આપ રણવાસ સહિત આ ઘોડા ઉપર સવાર થઈ જાવ. બિકાનેર પધારો. જો શાહજહાં ચઢી આવશે તો રાજપૂતાનાના હર એક રાઠોડ એ જ ઘડીયે બિકાનેરના કિલ્લામાં હાજર થશે. મહારાજા દલપતસિંહ અને કુટુંબનાં સૌ માણસોએ બીકાનેર તરફ ઘોડા પલાણ્યા. આ સામાન્ય બાઈએ ઈતિહાસને પાને કેવો ઇતિહાસપલટો આણ્યો. આવા શૂરવીરો દુનિયામાં ન હોત તો કવિઓ અને લેખકો કોના ઈતિહાસ બનાવત. આ વાતો ચાલતી હતી. રામપરા ગામમાં ઠાકોરની ડેલીની મેડીએ ડાયરો જામ્યો હતો. વીરરસની છાંયા ડાયરા ઉપર ઘેરો પ્રભાવ પાડી રહી હતી. ત્યાં અચાનક રોતા અને કકળતા ગામનાં ગોર અને તેમના પત્ની આવ્યા. ડાયરો ચમક્યો. સૌ પૂછવા લાગ્યા ? શું છે ગોર. તમોને કોઈએ કાંઈ કીધું તો નથી ને ! કે કોઈની સામે કજિયોકંકાસ તો થયો નથીને ? ત્યારે ગોર કહે છે કે, ના ભાઈના મારે કોની સાથે કજિયો કરવો છે. વાત એમ છે કે, મારી દીકરી તલગાજરડા સાસરે હતી. તેને ત્યાંથી બહુ દુઃખ હોવાથી તેનાં સાસરિયાના તરફથી કહેણ આવેલ કે, તમારી દીકરીને તેડી જાઓ. અમારે તેની જરૂર નથી. પછી તો અમે તલગાજરડાથી લક્ષ્મીને રામપરા તેડી લાવ્યા. દોઢ બે વર્ષથી અહીં અમારે ઘરે સુખેથી રોટલો ખાતી હતી. ત્યાં તો તલગાજરડાથી સાસરિયાપક્ષના માણસો આવેલ અને ગામની બહેનો–દીકરીઓ સાથે નદીએ પાણી ભરવા ગયેલ ત્યાંથી લક્ષ્મીને મારીકુટી સાસરિયાપક્ષવાળા ઘોડા ઉપર નાખી નદીએથી બારોબાર તલગાજરડા લઈ ગયા છે. એ મારી ગભરુ દીકરીને મારી નાંખશે કે જીવતી રાખશે એ તો ઈશ્વર જાણે. એટલું બોલતાં બંને માણસો ખૂબ ખૂબ રડવા લાગ્યાં. આ શબ્દો વિસા-ઝાંપોદરાને તેમજ ડાયરાને કાને પડયા. આ રૂદન ભલભલાની છાતી વિંધી નાખે તેવું હતું. વળી પોતાના ગોરની દીકરી પછી તો કહેવું જ શું. આટલું સાંભળતા વીસો ઝાંપોદરો ડાયરામાંથી ઊભો થયો હાથમાં તલવાર લીધી. ધરતીની અને પાણીની અસર તો લોહીના અણુએ અણુમાં સદાય જાગૃતિનો જુવાળ રેલાવી રહે છે જુના જમાનાનાં ઘર હતાં, હાલના જેવાં મોટા મકાનો બનાવતા નહીં. મકાન સાધારણ ઊંચા ઓટલાવાળાં અગર તો એના ઉપર બેઠક માટે માઢ બનાવેલ હોય. એથી આહીર વિસો

ઝાંપોદરો ઊભા થતાં જ તેમની પાઘડી મકાનના ઠેલનું લાકડું ભરાવવાથી પડી ગઈ. ડાયરો બોલ્યો, વીસાઝાંપોદરા ઉતાવળ ન કરો. શુકન સારા થતાં નથી. પાઘડી માથેથી પડી જાય છે. ત્યાં તો ઠાકોરના ઘરનાં પરદાનશીન

(છપ્પય)

લાજકાજ લાંકાળ પાળ સામા પગ ભરતા,
વેર કર્યે વિકરાળ, દુશ્મનો થકી ન ડરતા.
રણે મચાવે રાડ, હાડ મજમૂત હઠાળા,
કરમાં ભડાં કમાડ, મરણિયા બને મુછાળા.
દઈ ટેક આભ રાખી દાંએ, ચૂક ન તક સમરાંગણે,
અદ્દભુત પરાક્રમ આપવે, જનનિ "કાન" કાકજ જણે.

બાયુંઓનો વીસાઝાંપોદરા સાથે કુટુંબ જેવો સંબંધ હોવાથી તરત આવ્યાં અને કહે ભાઈ, વીસા, ઉતાવળ ન કરો. ધીરજ રાખો. ઠાકોર પણ તમારી સાથે આવે છે, ત્યારે વીસો ઝાંપોદરો કહે છે : બેનો આવા કામમાં ધીરજ રખાય નહીં, અને મૂરત જોવાય નહીં. એટલું બોલતાં પોતે કોઈની વાત સાંભળી નહીં ને એકદમ ફળીમાં ઊતરી ગયો. ત્યારે એ જૂના જમાનામાં ક્યારે ગામ ઊપર કોઈ પણ દુશ્મનનું કટક અગર તો પાળ આવે ત્યારે તેની પાછળ જવા માટે ઘોડાને સામાન માંડવા માટે વાર લાગે, એથી કરી કાંટિયોવરણ પોતાના ઘોડા ઉપર કાયમ માટેજરા તંગ ઢીલો કરી, સામાન માંડી રાખતા. એવી જ રીતે ઠાકોર સાંગાજીની ઘોડી સામાન માંડેલ તૈયાર હતી. જેથી કરીને વીસેઝાંપોદરો ઘોડીનો તંગ ખેંચી પાઘડે પગ મૂકી ઘોડી પર રાંગ વાળી ડાયરો બોલતા રહ્યા કે વીસા વાઘ ધીરજ રાખો અમે પણ આવીયે છીએ. એમ કરતાં વીસો ઝાંપોદરો એકદમ દુશ્મનની પાછળ જાય છે.

(છપ્પય)

પાઉ બીન કટે નહિ પંથ, બાહુબીન હટે ન દુર્જન,
તપ બીન મીલે ન રાજ, ભાગ બીન મીલે ન સજ્જન.

ગુરુ બીન મીલે ન જ્ઞાન, દ્રવ્ય બીન મીલે ન આદર,
બીના પુરૂષ શનગાર, મેઘ બીન કેસે દાદુર.
બેતાલ કે બીક્રમ સુનો બોલ બોલ બોલા હટે,
ધીક ધીક એ પુરુષને મન મીલાવી ત્યાં અંતર કટે.

આવા વિચાર કરતાં આહીર વીસેઝાંપોદરે ઘોડીને ભેરાઇને કેડે દુશ્મનોની પાછળ પુરપાટ છોડી મેલી અષાઢ મહિનાના દિવસો હતા. સાંજનો સૂર્ય અસ્ત થવાથી અંધકાર ધીરે ધીરે પૃથ્વી પર પોતાનો વિજયધ્વજ ફરકાવવા પગલીઓ પાડી રહ્યો હતો. આકાશ કાળાં વાદળોથી છવાઈ ગયું હતું. જોરજોરથી વીજળી શૂરવીરના હાથમાં રણુસંગ્રામના મેદાનમાં તરવાર રમતી હોય એમ વિજૂખાની ધાર ઉપર વીજળીના ત્રણ ત્રણ કટકા થઈ ધાર પર પછડાઈ કડાકા ભડાકા કરતી આકાશમાં અદસ્ય થઈ જતી હતી. મેઘગર્જનાઓ થઇ રહી હતી. અને પવન પણ જોરજોરથી ફૂકાતો હતો. હમણાં બારેમેઘ તુટી પડશે એમ થતું હતું, રસ્તાઓ સુમસામ ભીભાસતા હતાં. પોતાની ઘોડી પૂરપાટ દોડી જતી હતી. એમ કરતાં કરતાં પાપાવાવ પાસે આવેલ નીંગાળા ગામને ઝાંપે આવતાં આઇને લઈ જનાર અસ્વારોને વિશો ઝાંપોદરો આંબી ગયો. અને વીસે ઝાંપોદરે પડકારો કર્યો કે, થાજો. માટી. એમ કરી પોતાની તલવાર ખુલ્લી કરી એક અસવાર ઉપર ઘા કર્યા. એક જ 'ઘા' એ તેને જમીનદોસ્ત કરી દીધો. ધીંગાણું જામ્યું.

(ગીત)

ખગા ખેલમાં કીજીયે હુકળે ખધારા,
માંમલો મેળીયો ત્રણ રાહો માટી,
ધણેણે નગારા કાંધિયા રણેણે ઘણા,
ખેદ કર ખુમાણ શું જાય ખાટી.
ધણેણી સિંહ કોઈ ઊઠાયો રામપરા ધણી,
કરી કોઈ ઝાટકે કેર કાણી,

કૂંઢ સામાતણા બઝારે ઢાળીયા,
ઢાખીયા તણે ઘેર પડે ડાળી.
આંબીએ રાઘડો કટક ઊભે નહીં,
કટકમાં પડે કોઈ બૂમકાળી.

(દોહા)

ઝીણા મોટા થાય કામે નામા કોય,
(પણ) નામે મોટા નો ય, હોય કામે હાદ્દાઉત

અહીં વીસા ઝાંપોદરાને અને બાઈને લઈ જનાર માણસોને નીંગાળા
ગામને ઝાંપે આ ધીંગાણાનો બનાવ બન્યો. વિસા ઝાંપોદરાએ બાઈને
લઈ જનાર ઉપર તલવારનો ઘા કર્યો. તેના બે ભાગ કરી, બાઈને પોતાના
પાસે ઘોડા ઉપર લઈ લીધી અને બીજા માણસ ઉપર બરછીનો "ઘા" કરી
અને ઘોડા ઉપરથી જેમ કોઈ જુવાન સાથી ખેડુ સળાથામાં જેમ બોરડીનુ
ગળાયું ઉપાડી લે તેમ ઉપાડીને ઘોડા ઊપરથી ફેંકી દીધો. બે જણને તો
વીસે ઝાંપોદરે જમનાં દ્વાર ખખડાવતાં કરી દીધા. અને સ્વર્ગમાં પહોંચાડી
દીધા. પરંતુ એકનું ઓસડ બે પાછળથી કોઈ કાળરૂપી વજ્રઘાતક વિસા ઝાંપોદરા
ઉપર 'ઘા' પડ્યો અને ત્રણચાર જણ એના ઉપર તૂટી પડ્યા છતાં પણ પોતે
બધાને ઘાયલ કરી ભગાડી અને બાઈને પોતાની પાસે રાખી લીધી. ત્યાં તો
રામપરાથી ડાયરો પહોંચી ગયો અંધારાનો લાભ લઈ બે લાશો ઘોડા ઉપર
નાખી ભૂંડે મોઢે ભાગી ગયા. અહીં વીસો ઝાંપોદરો વીરગતી પામ્યો.

અહીં રામપરાથી આવેલ માણસો અંધારામાં ત્યાં નીંગાળા રોકાણા,
બાકી ઘણાખરા ઘોડેસવારો રાત્રીના અંધારા અને વરસાદના લીધે રસ્તો
ભૂલી જવાથી દાતરડી ગામે જવા નીકળ્યા. અને તેઓ બધાં સવારના
દાતરડીથી પાછા આવી નીંગાળા જોયું તો આહીરવીર વીસો ઝાંપોદરો
વીરગતિ પામેલ. થોડીવાર થઈ ત્યાં રામપરાથી તેના ગોર તેમજ અન્ય
માણસો અને બારોટ આવેલ. બ્રાહ્મણ કુટુંબે વીસાઝાંપોદરાના મૃત્યુની
વાત સાંભળતાં બંને જણાં ત્યાં ભાંગી પડયાં અને રોવા લાગ્યાં. આ
ગોર તેમજ ગોરાણીનો વિલાપ અને રોવું સાંભળી ભલભલા દિલગીરીના
સાગરમાં ડૂબી જાય, એવું જોનારને દૃશ્ય લાગે.

(દોહા)

નવઘણ નવ લાખે પાણીમાં ઝોકયા પવંગ,
સીંધ સમોળી લે વાળી અહલ વિહળા.
મઠણ સંગ દલીયે મુવો હામુ પાટણ હેક,
વાધા ધણી વિશેક વારે વપતરી વિહળા.
વેંડો સાવજ વિહળો ભારતમાં કેમ ભાગે,
એ ખટકતલ ખાગે ઢળીયો રામપરા ધણી.

બાઈ માથા ઉપર છેડો નાખી ભયંકર રુદન કરી રહી છે અને કહે છે કે, વિસા વાઘ તું અમારા શબ્દો સાંભળી, અમારી વારે અચાનક ઊભો થયો. અમારા લીધે તારા તેં પ્યારા, પ્રાણ ગુમાવ્યા એથી તો અમારે મોઢે ભવોભવનું કાળુ કલંક રહ્યું. બાપ, તેં એક બ્રાહ્મણની દીકરી માટે અને તેની વારે ચઢી તારું જીવન કાળને સમર્પણ કર્યું.

(દોહો)

અસબી તો ઊભો થયો અને વારે ચઢયો વીર,
આવું જાણ્યું હોત આહીર, તો વાત ન કરત વિહળા.

હે ભાઈ વીહા ! અમે પહેલેથી જ આવું જાણ્યું હોત કે અમારી દીકરીને વારે ચઢી મૃત્યુને ભેટીશ. તો અમે વાત જ ન કરત.

(છપ્પય)

વારે જે વપતરી વાંહે ચઢીયો વીર,
(એ) નાઘેરાનું નીર, વધાર્યું તેં વીહળા.
ધજબન રામપરા ધણી ઉઠયો તું આંટાળ,
(તાં તો) ભડ ઢળિયો ભોપાર, વારે અમારી વિહળો.
સીંગાળા સરદાર ઊભાથા તારે આશરે,
(તાં તો) ભત અમારો ભેંકાર વહવપર થીયો વીહળા.

હે વીસા વાવ ! તારા આધારે અમે નિર્ભય અને શીંગાળા ફરતાં અમારું કોઈ નામ લઈ શકતું નહીં એ જ તારા ગામતરે અમો નિરાધાર થયા અને અમારું જીવન અમોને બેકાર લાગે છે.

હે વીસા વાવ ! હવે તો જીવનમાં આવું જીવતર જીવવા કરતાં અને અફસોસ અને વિચાર કરવા કરતાં મોત આવે તો ઘણું સારું.

(દોહા)

સઢ ફાટયું ને સુખાણુ ભાંગ્યું ભર દરિયે ભાયાણી,
કરેલ ભવની કમાણી અમારી વેરાણી શાયરમાં વિસળા,
ભાગાણી ફાટી એમ હેમાળો હલકયું હૈ,
કકજે પ્રાણુની રામ વેધું જાતા વીસળો.

એવી રીતે અમારા જીવનની નાવ સાગરની મઝધારમાં મૂકીને તું ચાલ્યો ગયો. અમારા જીવનના નાવનું સઢ ફાટી ગયું, સુખાન ભાંગી ગયું અને મધદરિયે જીવનભરની કમાણી ઘડીના છઠ્ઠા ભાગમાં ખોવાઇ ગઈ.

એવી રીતે વીસે ઝાંપોદરે વીરગતિ પામવાનાં વધામણા આકાશમંડળમાં અપ્સરાને મળ્યા. વીરને વરમાળ આરોપી વૈકુંઠવાસ કર્યો. ધન્ય છે આવા વીર આહીરોને, આવા વિરપુરૂષોને વીસે ઝાંપોદરે અનેક ધીંગાણાંઓમાં વિજય મેળવેલ, એ આજ અચાનક નીંગાળા ગામને ઝાંપે લાંબી સોડ તાણી ધરણીમાં ઢંકાયો. આવા વીરના અને તેની વીરતાનાં કેટલાક વખાણ કરવા. એ વીર આહીરનો પાળીયો પીપાવાવ પાસે આવેલ નીંગાળા ગામને ઝાંપે જેતાપરી નદીને કાંઠે અત્યારે પણ તેની યાદ આપતો અડીખમ ઉભો છે. ધન્ય છે આવા પુરૂષોને અને એની શહીદીને.

---

વીસા ઝાંપોદરાના વંશના ભોજઆતા ના રામઆતા ના વીરો-ભગવાન-ઝીણો-લખમણ વીરાનો નીરવંશ

ભગવાન આતાના સાવજના કાળુ વિગેરે

ઝીણાનાં ગભરુ વિગેરે.

ભીમાઆતાનાં ઝીણાઆતા-જેઠાઆતા-આદ્યા ઝીણાઆતાના હરસુર-સુમરા વગેરે.

જેઠાનાં ભાયો વિગેરે.
વીજાણંદઆતાના વાજસુરઆતા–હાદાઆતા–કાળુઆતા
વાજસુરઆતાના ટપુ–જંકુર
ઝીણાઆતાના લખમણ–કુમાર
કાળુનાં-જબરોઆતાને નગાજણને ભાયો.

---

(ગીત)

ભડા માસાડે ભારથી શૂર પવાડે ભારી,
અરંદારી નરે બાગી ઉગરારી એમ.
મારી નાખે એકેકારી મામલામાં દોટ મોઢે,
જુધે નવતેરી રમે ભીમસેન જેમ.
રાડ બોલે ઠાર ઠાર, માર માર હાક રોગી,
ત્રાય ત્રાય માગી, વેરી જાય ભાગી ત્રાસ.
ગડેડે જીતનાં નગારાં સીંધુના થાય ગેસ,
આવે ઘેરા જોગણીરા ભખ લેવા આકાશ.
ખીસાણ મચાવે રોગાં મસાણ લોહીનાં ખેત,
ગીધ ગાણાં ગાય જાણાં ગજાણા જોરાણ ગાય.
છૂટે બાણા ધીંગાણામાં કચરધાણા કરે શૂરા,
કરા ફાતી વજ છાતી સાવજો ને સુમરો કહેવાય.
છૂટે નાળ્યા જંજાળ્યા બંદૂક હવાઈ છૂટે,
તૂટે ગાળા વેરી વાળા મામલે તકાઈ.
જાળા ફ.ળા થાય દળાં ઝાટકે ઝીણાની જામે,
દોવળા સોવળાં પાંડે પાથરા દુરાય.

રંગમાં હડેડે ડાકવીર હાક બોલે રાગી,
આવે ભોગી ભોગ લેવા બારથે અપાર.
ધીમ શક લાગી ધંધ મસાડે રામપરા ધણી,
કેરની મચાવે કાણી કટ કાણુ કાર.
હરામયા સુમરા ધીંગાણેથી હટ કેમ,
લટે કેમ ઝીણા નંદા ઘટે ફોજ લાખ.
ચડે ચાક ગીધણી માંસ લોળા ગળેવા સામી,
ઓરસાની નરે ખામી જળેળે આકાશ.
અટારા આહીરા જામ મામલા તુંહારા એવા,
શૂરા પૂરા દેગે તેગે દુનીઆં દર્શાય.
આશીષા વારવાર વહીવંચા તુજને આપે,
સાથે રહે છત્રધારી સુમરાને સદાય.

---

## સાવજ ભગવાનના

### (દોહા)

સારાના ભગવાન સતણુ ગુણુ ઘેર ઘેર ગવાય,
માઠાને મનમાય સંભારે નહીં કોઈ સાવજા.
વેચાતી હોત જો વાધા ધણી કીર્ત કુળ ભાણુ,
(તો) વેંડા ભરીને વહાણુ સૌ કોઈ લાવત સાવજા.
જસ ને અપજશ જોડે દુનિયામાં રહે દોઈ,
કમાણી કીર્તની કોઈ, એને સંભારે બધા સાવજા.

---

## સાદુળભાઈ સીદીભાઈ સોરઠિયાના

(દોહા)

જશ લીયણ ઝાંપોદરો, દીયણ મોજ દહીવાણ.
રીયણ અમર મીયણ પર, ભડ સાદુળ કુળ ભાણ.
મીયણ પર અમર રીયણ, રજક દીપણ રાણ,
જીયણ અમર ઝાંપોદરો, ભડ સાદુળ કુળ ભાણ.
ઝાંપોદરા સારીખો, જબર મળીયો વેધુ મને,
ધર પર રામપરા ધણી, પટાધર મોટે પને.

---

## જબરાભાઈ કાળુભાઈ સોરઠિયાના

(દોહો)

દશ ગાડર દોહે તોય દોણે દૂધ ન દેખાય,
કુંઢીવીણ કાળુ સતણ, ભવની ભૂખ ન જાય.
કર્મીવટ કાળુ સતણ, તારા અંગમાં છે અપાર,
(પણ) ભલપવાળો ભાર નશાય તો અંગ નાગાજણ.

---

## રાણાભાઈ હેબાભાઈના

(દોહા)

રજક દેવા રાણીઆ તારી મિટ્ઠુ મંડાણી
જસની મુડી ઝાંપોદરો હારે કેમ હેબાણી.
અથ દાટી અવની પર જગમાં કોઇએ જાણી,
એ ભોગવતલ ભાયાણી રીયા કાયમ રાણીયા.

(દોહા)

ડાયરે ડોહું મેલે મત હીણા કૈક મૂસાળા,
દત્ત ટાણે ડુંસાળા ભાગે છેટા ભગડા,
ભેડા ભવ આખો ખોળ ને કપાસીયા ખાય,
દોયે દોણું ન ભરાય ભેસું વિણુ કેદી ભગડા.

---

# મહોબાની લડાઈ

પૂર્વ દિશામાં સમુદ્રશિખર કરીને શહેર છે. તેમાં યાદવકુળનો વિજયસુર નામે રાજા રહેતો તેને પદ્માવતી નામે પુત્રી હતી. જે રૂપ અને ચતુરાઈ ખરેખરી જ પદ્માવતી હતી. તે પૃથ્વીરાજના રૂપ અને ગુણોની વાત સાંભળી તેના ઉપર એવી મોહિત થઈ ગઈ કે પોતાને હાથે એક કાગળ લખી એક પોપટ સાથે પૃથ્વીરાજ ઉપર તે મોકલ્યો તેમાં લખ્યું હતું કે, "જેમ શ્રીકૃષ્ણ રૂક્ષ્મણીને વર્યા તેમ મને વરજો, તમ વિના મારે આ જગતમાં અવર પુરૂષભાઈ બાપ છે." વાંચી પૃથ્વીરાજ આઠ હજારના લશ્કરના સાથે તે જ વખંત પરણવા ચાલ્યો. ઘોરી શાહબુદ્દીનના જાસુસો ભરતખંડમાં ફર્યા જ કરતા હતા. તેણે જઈ શાબુદ્દીનને ખબર આપી કે પૃથ્વીરાજ ટૂંક લશ્કર લઈ પોતાની હદબહાર નીકળ્યો છે. તેને હમણાં પકડવો ઠીક પડશે. આથી શાહબુદ્દીન પૃથ્વીરાજનો રસ્તો રોકી બેઠો. પૃથ્વીરાજ પદ્માવતીને પરણીને પાછો વળ્યો કે રસ્તામાં તેણે મોગલોને દીઠાં. તે મોગલો કેવા હતા...

મુગલ ભલે ખુરાસાનકે ભુરે ભારે ગાત,
જિન દેખાં નર થરહરે દો દો દુભી ખાત.

એકબીજાની નજરો પડતાં તીરોનો વરસાદ વરસ્યો અને ભેટભેટા થયા કે તલવારો નીકળી અને લોહીની નદીઓ ચાલી. અને ધડ ઉપર ધડના હમલા થયાં. કેટલાક ધડો જ સામસામા ઝુઝવા લાગ્યા. અને કાપા કાપી ચાલી જેમાં પાંચ હજાર મુસલમાનો અને પચાસ હિન્દુઓ પડયાં.

ઘોરી પકડાઈ ગયો. અને તેની પાસેથી આઠ હજાર ઘોડાં દંડ લઈ છોડી દઈ પૃથ્વીરાજ દિલ્હી પહોંચ્યો, પણ રસ્તામાં એ લડાઇના પૃથ્વીરાજના પક્ષના ઘાયલો ભુલા પડયા. અને મહોબે જઈ ચડયા. તેઓ શહેર આગળ પહોંચ્યા કે ભારે તોફાન સાથે વરસાદ પડયો. જેથી બધાં ગભરાયા. પણ તુરત તેઓએ રાજાનો બગીચો જોયો. તેમાં જઇ વિશ્રામ લેવા ધાર્યું પણ દરવાજામાં જતાં માળીએ તેઓને અટકાવ્યા. અને ગાળો દીધી. આથી એક ઘાયલે તે માળીનું માથું તલવારના ઝાટકે ઉડાવી દીધું. અને બધા બાગમાં જઈ ઉતર્યા. માળીની સ્ત્રીએ ત્યાંના રાજા પરમાલ ચંદેલની રાણી મલ્હનદેએ પરમાલને કહી ઘાયલો ઉપર ફોજ મૂકી. તેઓ વચ્ચે લડાઈ થઇ જેમાં પરમાલના ત્રણ હજાર અને ઘાયલોમાંથી ત્રીસ જણાએ દુનિયા મૂકી. ચંદેલ રાજાને ખબર થતાં તેની આંખમાં ક્રોધ ભરાયો. તેણે ઉદલ નામના પોતાના સામંતને તેડાવી હુકમ કર્યો કે. "તમે તમારા તાબાના લશ્કરથી ચડી જાઓ અને એ ઘાયલોને પૂરાં કરો. "ઉદલ કહે, ઘાયલોને મારવા એ રજપૂતોનો ધર્મ નથી વળી એ ઘાયલોને મારી બળિયા સાથે બાથ ભીડવી પડશે." એ દરબારમાં મહેલા અને ભોપતિ નામે બે અદાવતિયા હતાં તેઓએ લાગ જોઇને રાજાના કાન ભંભેર્યા કે "ઉદલ તો લડવા જવાથી બીએ છે માટે આવા બહાના કાઢે છે. "રાજા કાનનો કાચો હતો તેણે એ વાત માની ઉદલને જવા સખ્ત હુકમ કીધો, ઉદલે તે હુકમ માન્યો અને ઘાયલોની સામે ગયો. અને સામ સામે તલવારો નીકળી. તેમાં ઘાયલો-માંનો મુખ્ય કનક ચૌહાણ અને ઉદલ સામ સામે આટક્યા. ઉદલના ઘાથી કનકનું શિર્ષ ધડથી છૂટું થઈ ગયું અને કનકના ઘાથી ઉદલ મુર્છા ખાઈ ગયો. ઉદલના હજાર માણસો અને ઘાયલ જે બાકી વીસ રહ્યા હતા તે સર્વ પૂરા થઈ ગયા ઉદલ કામ કરી આવ્યો પણ જ્યાં કાનના કાચા રાજા ત્યાં જશને બદલે જુતિયા જ મળે. એ કામનો જશ તો ન મળ્યો પણ એજ મહેલા અને ભોપતિની ચુગલીથી તેને તથા તેના મોટા ભાઇ આલ્હને મહોબે છોડવો પડયો, તે વિષે એમ બન્યું કે આલ્હની ઘોડાહારમાં પાંચ વછેરા ઘણા સરસ હતાં, જેની દેશમાં બહુ તારીફ થતી હતી. તે દરબારની ઘોડાહારમાં બાધવા માટે મહેલા અને ભોપતિએ રાજાને સમજાવ્યો જે ઉપરથી રાજાએ તેની માંગણી કરી. આલ્હની મા દેવળદેએ

તેને કહ્યું કે, "પુત બછેરા મત દીજીયે." જેથી આલ્હે વછેરા દેવા સાફ ના પાડી. એટલે રાજાએ ગુસ્સો કીધો. એટલે આલ્હ અને ઉદલ રિસાઈ કનોજ ગયા. જ્યાં તેઓને જયચંદના દરબારમાં સારા હોદ્દાની નોકરી મળી.

પરમાલ ચંદેલે ઘાયલોને તો માર્યા પણ તેઓનું પુંછડું ઘણુ લાંબુ હતું. તેનો ધણી મોટાં દાંતવાળો હતો તેને ખબર થતાં એ વિષે પૂછવા પણ રોકાણો નહીં અને એકદમ ચંદેલ ઉપર ચડી આવ્યો. રસ્તામાં ગામો લૂટયાં, કેટલાક સામા થયા તેઓને કાપી નાંખ્યા અને ચંદેલની નવાઈમાં કેટલુંક નુકશાન કર્યું જેની રાડ મહોબે પહોંચતાં ચંદેલે પોતાના સામંતોની સભા ભરી પણ આલ્હ અને ઉદલ સિવાય તેની કોઈમાં નજર ઠુબી નહીં પણ હવે અફસોસ કર્યાથી શું થાય ? એમ વિચારી મનમાંથી ઉદાસી કાઢી નાખી. હવે આપણા દેશનો બચાવ કેમ કરવો એ પ્રશ્ન કાઢ્યો. સઘળા વૃદ્ધ તથા શાણા સરદારોએ સલાહ આપી કે, પૃથ્વીરાજને મહોબા સુધી આવવા દ્યો. અને આપણે કિલ્લો ઢાંકી અંદરથી લડાઈ કરવી. તથા આલ્હ અને ઉદલને કનોજથી બોલાવવા અને જયચંદને પણ ચિઠ્ઠી લખી તેની મદદ માંગવી. આપણે અંદરથી માર મારશું તેટલામાં બહારથી આલ્હ અને ઉદલ આવી પહોંચ્યાં તો પાછળ તેઓ પણ પૃથ્વીરાજને નુકશાન પહોંચાડશે. એમ બંને બાજુએથી હલ્લો થતાં દુશ્મનની ઘણી ખરાબી થશે પણ આ વાત પરમાલ રાજાના કુંવર બ્રહ્મજીતને પસંદ પડી નહીં માટે તે બોલી ઉઠયો, "તમે લોકો તો વૃદ્ધ થવાથી તમારી ઈન્દ્રીયો નબળી થઈ ગઈ છે તે સાથે મગજનો ગુસ્સો પણ નબળો થઈ ગયો છે, શું રજપૂતો બાયડીઓની પેઠે ઘરમાં ભરાઈ રહી પોતાના પરગણાની ખરાબી થતી જોશે ? શું એ પીથલ સામે જીતવા જેટલું આપણામાં બળ નથી ? શું રજપૂતોમાંથી શૂરાતન જતું રહ્યું ? આજકાલ પૃથ્વીરાજે શાહબુદ્દીન તથા ભોળાભીમ ઈત્યાદિ સામે લડાઈઓમાં વિજય મેળવ્યો તેથી તેનો અહંકાર વધી ગયો છે. અને લાંબો ટૂંકો વિચાર રાખતો નથી. પણ તમે જાણો છો કે અહંકાર રાજા રાવણનો પણ રહ્યો નથી. અને બધે ઠેકાણે જીત જ એવું પરમેશ્વરે કોઈ માણસને વાસ્તે સર્જ્યું નથી. હવે એ પોતાની કીર્તિને

ઝાંખી લગાડવા અને આપણી ધરતીને સારૂં ખાતર પૂરૂં પાડવા આવ્યો છે. તો સામંતો મારી સાથે ચડો મારા દેશની ખરાબી થતી હવે હું વધારે સાંભળવા ખુશી નથી " બ્રહ્મજીતનું આવું જોશ ભરેલું બોલવું સાંભળી સામંતોએ પોતાની તલવારો મ્યાનમાંથી ખેંચી ખોંખારા કરી સામો જવાબ વાળ્યો કે. અન્નદાતાજી એ બાબતમાં આપને મોવડમાં જ તસ્દી લેવા જરૂર નથી. અમે હુકમ દેખત ચડી જઈશું. રજપૂતોને વાસ્તે એવો માંગલિક પ્રસંગ ક્યાંથી ? આપના પુણ્ય પ્રતાપથી ફતેહ કરી આવશું. અને કદાપિ લડાઈમાં કામ આવ્યા તો પણ સ્વર્ગની પ્રાપ્તિ પામીશું. અને અપ્સરાઓના અખંડ સુખનો લાભ લઈશું એમ અમોને બન્ને હાથમાં લાડુ છે." એમ કહી મલ્લખાન, અરસિંહ, નરસિંહ, અને જેસિંહ એમ ચાર સરદારો તથા તે સાથે તેના એક એક હજાર ભાઠ ક્ષત્રીઓ અને આઠ હજારનું બીજું લશ્કર ચડ્યું. તેઓને સિરસવાનગર પાસે મુકાબલો થયો. પૃથ્વીરાજની તરફમાંથી એક બાજુએ કયમાશ અને ચંદેલનામાંથી મલ્લખાન. બીજી બાજુએ ચંદપુડીર અને નરસિંહ તથા ત્રીજી તરફ ચામુંડરાય અને જેસિંહ એમ સામસામા આટક્યા. તેમાં કયમાશના હાથે મલ્લખાન પડ્યો. ચંદપુડીરે નરસિંહને ઠાર કીધો અને ચામુંડરાયે પણ જેસિંહને સ્વર્ગમાં પહોંચાડ્યો. હવે ફક્ત અરસિંહ રહ્યો અને આ ઘાણ વળી ગયો જોઈ નાઠો અને મહોબે જઈ દુઃખદાયક સમાચાર કહ્યા પરમાલ રાજાના દરબારમાં આ માઠા સમાચાર પહોંચતાની સાથે પોતાની રાણીને તથા કાયથક, કલ્યાણભાટ, જગનક અને પુરોહિત કેશવદાસ ઈત્યાદિ રાજ્યના માણસોને બોલાવી હવે શું કરવું એ વિષે સલાહ માંગી. રાણી કહે, " આપણે જેની ભુજાઓ ઉપર આશા રાખતાં હતા તે તો કામ આવી ગયા હવે આલ્હ તથા ઉદલ આવ્યા વગર કોઈ રીતે બચાવનો આશા રાખવી ફોગટ છે. માટે પૃથ્વીરાજ પાસેથી બે મહિનાની મહેતલ માંગી આલ્હ અને ઉદલને બોલાવવા અને કનોજપતિ જયચંદ પાસેથી પણ મદદ મંગાવવી." આ વિચાર સર્વાનુમતે સિદ્ધ થયો અને જગનક બારોટને પૃથ્વીરાજ પાસે મોકલ્યો તેની સાથે પાન, અત્તર, ગુલાબ, બંદૂક, બરછી તથા બે કચ્છી ઘોડા નજરાણે મોકલ્યા. પૃથ્વીરાજે એ સ્વીકારી બે મહિનાની મહેતલ આપી પછી જગનક બારોટને પત્ર લઈ કનોજ મોકલ્યો તેણે જઈ આલ્હને પત્ર

"આપ ગયા છો તે દિવસથી મલ્હાનદે રાણીની
આપ્યો અને કહ્યું કે. આંખમાંથી આંસુ સુકાયા નથી હવે આપ નહીં પધારો તો ચંદેલને ઝેર ધરતી રહેવાની નથી. આલ્હે કહ્યું. "પરમાલે અમને વિના કસુરે દેશવટો આપ્યો. મારાં પિતા કેટકેટલી નોકરી બજાવી એની સેવામાં કામ આવ્યા. વળી મેં દશ વખત બાદશાહની ફોજ હટાવી, મુંસરતખાનને લુંટયો, ગયાકાંઠા અને રેવાકાંઠાનો મુલક મેં માર્યો, મેવાત મારી તથા અતવેધ જીતી કેટલીક જમીન મેં વધારી આપી જેના ફળરૂપે અમને રાજાએ દેશવટો આપ્યો." જગનક બારોટ કહે, "એ બધી વાતો હમણાં સંભારવાની નથી. હમણાં તો સ્યામધર્મ સામું જોવાનું છે જે બન્યું તે ચુગલખોરોથી બન્યું છે રાજાનો એમાં વાંક નથી. હાલ એ સંકડામણમાં છે અને રાણી મલ્હાનદેવીની એક આંખમાંશ્રાવણ અને બીજી આંખમાં ભાદરવો વરસે છે. તે સામું જોવાનું છે. તેમને દેશવટો દીધો એમાં તમારી ખોટ ખૂબી જાહેર થઈ છે કે તમારાં વિનાં રાજાથી પોતાનો દેશ સચવાઈ શકયો નથી. એવી તેને તથા બધા લોકોને ખાતરી થઈ છે. આલ્હની માતા દેવળદે બોલી.

(દોહો)

"સ્યામ શા કરે જાનકે, રહે અવર ઘર સોય,
સો રાણું ફિર તો લિયો કુલ રજપૂત ન હોય."

માતાનું વચન માની બંને ભાઇ કવચ સજી તૈયાર થયા અને જયચંદ પાસે રજા માંગવા ગયા. જયચંદ તેમને બખ્તર સજેલા જોઈ બોલ્યો કે, "આટલા દિવસ મારો પગાર ખાઇને હવે ચંદેલની મદદમાં મરવા જાઓ છો એ મને પરવડશે નહીં, હું બધા નાવ બંધ કરી દઉં છું અને તમને રજા આપતો નથી." એ જોઈ આલ્હની આંખમાં લાલાઇ આવી ગઈ અને તે બોલ્યો, "તમારે અમને કેદ રાખવા હશે તો અમે પહેલાં કનોજ લુંટીશું અને પછી મહોબે જઈ યુદ્ધ કરશું." તેટલામાં જગનક બારોટ જયચંદના બિરદ ગાઈ પરમાલે લખેલો અરજી આપી ને વાંચી જયચંદ ખુશી થઇ આલ્હ અને ઉદલને શીખ આપી. તેમાં સાજ સજી વીસ ઘોડાં બે હાથી, મોતીની માળા, હાથની જડાઉ પોચીઓ, અને બે જડાઉ કટા-

રીઓ આપી તથા ક્ષત્રિયધર્મ બજાવી નામ કાઢવા હિંમત આપી અને કુમકુમ વાસ્તે લાખણશી, ધર્મધજ, રૂપશી મોરી, કેશવદાસ, ચાલુક્ય, બેવ તુવેર, ડુહ, જાદવ, કુંવરપાળ, સેંગરાય, તાહકનતેજ પઠાણ અને પચાસ હજાર અસવાર આપ્યાં. જગનક બારોટને શીખમાં એક હાથી, બે ઘોડાં, બે હજારનું દ્રવ્ય અને બે ગામ આઘાટ લખી આપ્યા. તે રીતે આલ્હ તથા ઉદલ ત્યાંથી રવાના થયા. પરમાલ ચંદેલને ખબર થતાં તે સાંમૈયું કરી રાણી સહિત સામો આવ્યો તેને આલ્હ અને ઉદલ જઈ પગે પડ્યા. રાજાએ તેઓને ઘણું જ આદરમાન આપ્યું અને ચાર પરગણા પાવચંદ્ર દિવાકરણ લખી દીધા તથા બે હાથી, મોતીની માળા, હીરાની પોચીઓ, જડાઉ શિરપેચ અને સોનાનાં સામાન સાથે તેર ઘોડાં ભેટ આપ્યાં. ફોજનો માલિક કરી રાજ્યનો સઘળો ભાર તેને સોંપ્યો અને બીજે દિવસે મસલત કરી પૃથ્વીરાજને આવતી કાલે તૈયાર રહેવા ચિઠ્ઠી મોકલી.

નગારાનાં અવાજો અને શરણાઇના સ્વરો ગુંજવા લાગ્યા તથા બધા શૂરાઓ આનંદમાં ફરતાં હતા પૃથ્વીરાજના લસ્કરમાં પણ એજ રીત તૈયારીઓ થતી હતી. એ રીતે પૃથ્વી ઉપર શૂરાઓ વીરરસ જમાવી લડાઈની તૈયારીઓ કરતાં હતાં. તે વખતે સ્વર્ગમાં અપ્સરાઓ તેઓને વરવા વાસ્તે શણગાર રસ જમાવી મૃત્યુલોકમાં આવવા તૈયાર થતી હતી. જે વિષે કવિચંદ નીચે મુજબ વર્ણન કરે છે.

(છંદ ભુજંગી)

ઈતેં શૂર ન્હાવે કરે દાન ધ્યાન,
ઉતે અપ્સરા અંગ મંજંત તાનં.
ઈતેં ટોપ ટંકાર સીસ ઉતંગં,
ઉતે અપ્સરા કંચુકી પહરી અંગ.
ઈતેં શૂર મોજા બનાવંત ભયે,
ઉતેં અપ્સરા નેપૂરં પહરી પાયે.
ઈતેં શૂર રંગ બધેતાય તેગે,
ઉતે અપ્સરા ચરનીયા પહરી જંઘં.

ઈતેં પાખ પેચં સમારંત શૂરે,
ઉતે શિષ ફૂલ ગુથાવેત પૂરં.

ઈતેં સૂરમા પાખપેં જલમ ડારે,
ઉતે જુડ રંભાસુ માગં સમારે.

ઈતેં શૂર સરવ ખરે ખગ મંજે,
ઉતેં અપ્સરા અંજન નેન અંજે.

ઈતેં શૂર ઢાલ ભલી બંધ ડારે,
ઉતેં અપ્સરા શ્રવણુ નતક ધારે.

ઈતેં શૂર દસ દાન હથ્થેસુ કીયે,
ઉતેં અપ્સરા હથ્થ મેંદી સુદીયે.

ઇતેં શૂર કર કહરી નરખ તીને,
 ઉતે અપ્સરા કંકન પાન કીને.

ઈતેં શૂર બરછી તીયે હે અન્યારી,
ઉત અપ્સરા હાથ વરમાલ ધારી.

ઈતેં શૂર તુલસીનકી માતનાઇ,
ઉતેં અપ્સરા માલા મોતી બનાઈ.

ઈતેં શૂર કર બાન કમ્બાન નાઈ,
ઉતે અપ્સરા ચમકી નૈન નચાઈ.

ઇતેં તેગ સાવ ધીરે ન લીયે,
ઉતે અપ્સરા સાજ વિમાન કીયે.

( અહીં પૃથ્વી પર શૂરાઓ નાહી-ધોઇ દાન ધ્યાન કરે છે, અને ત્યાં સ્વર્ગમાં અપ્સરાઓ પણ અંગ સાફ કરે છે. અહિ શૂરાઓ ટોપા અને બખ્તર પહેરે, અને ત્યાં અપ્સરાઓ કંચુકી ધારણ કરે છે. શૂરાઓ મોજાં

અને અપ્સરાઓ નેપુર પગમાં ધારણ કરે છે. શરાઓ ચોરણીઓ તંગ કરી બાંધે છે, અને અપ્સરાઓ ચરણીયા પહેરે છે. શરાઓ પાઘડીના પેચ સમારે છે, અને અપ્સરાઓ માથા ઉપર શિષફૂલ (સોનાનું અથવા ફકત પુષ્પ જ) ધારણ કરે છે. શરાઓએ પાઘડી ઉપર મોડા બાંધ્યા અને અપ્સરાના ટોળાઓએ પોતાના માથાના વાળના સેંથા પૂર્યા. શરાઓએ મુછોને તાવ દીધા. અપ્સરાઓએ આંખમાં અંજન કીધા. શરાઓએ ઢાલ બાંધી, અને અપ્સરાઓએ કાનમાં અકોટા પહેર્યા. શરાઓએ હાથેથી દશ જાતના દાન કીધા અને અપ્સરાઓએ હાથોને મેંદી લગાડી. શરાઓએ હાથમાં કેહરીનખ લીધા અને અપ્સરાઓએ કંકણ પહેર્યા. શરાઓએ હાથમાં બરછી લીધી અને અપ્સરાઓએ હાથમાં વરમાળા લીધી. શરાઓએ તુલસીદલની માળા પહેરી અને અપ્સરાઓએ મોતીની માળા પહેરી. શરાઓએ હાથમાં બાણ અને કમાન લીધા અને અપ્સરાઓએ ચમકીને આંખનાં ઇશારા કીધા. અહીં શરાઓએ ઘોડાં તૈયાર કર્યા અને ત્યાં અપ્સરાઓએ વિમાન તૈયાર કીધા કવિચંદ કહે છે કે એવી રીતે પરીઓ અને શરાઓ બેઉ તૈયાર થયા.)

એ રીતે પૃથ્વી ઉપર શરાઓ અને સ્વર્ગમાં અપ્સરાઓ તૈયાર થઈ. આલહ અને ઉદલ ઘેર જઈ એક ભાણામાં જમ્યાં. અને રાત પડ્યે પોત-પોતાની સ્ત્રીઓ બોલાવી ખુશાલીમાં રાત કાઢી. પાછલી એક પહોર રાત રહી ત્યારે જાગીને સ્નાન કરી દાન ધર્મ કીધા. અને બખ્તર સજી તૈયાર થયા ત્યારે તેઓની મા દેવળ દે બોલી—

" દેવલ કહે સુનો સુત દોઈય, લોન હલાલ કરો તુમ હોહિય
ખાવંદ આગે શિષ જુદીજે, નિર્મળ રાજ સુગંદો લીજે. "

ઉદલની સ્ત્રી બોલી પ્રાણનાથ આપ કંઈ ફીકર કરશો નહી, આપના શરીરને કાંઈ આંચ લાગી તો હું આપની સાથે જ આવીશ. કહ્યું છે કે,

" પિયા મરત ત્રીયા રહે, કરે પુત્રકી આશા ।
સો નારી ફિર તો લિયો કુલ રજપૂત નતાસ ।
પિયા રણમાહી મરે નારી સતી ન હોય ।
અગતી જાય ભટકત ફિરે કહી ગોર જયા સોય ॥

એવી રીત તેઓની મા તથા ઓની તરફથી રણમાં ઝુઝવા પુદ્રિ
મળી અને તેઓ દરબારમાં ગયા. ત્યાંથી પરમાલ રાજા, બ્રહ્મજીતકુંવર
તથા પચાસ હજાર પોતાના અને પચાસ હજાર જયચંદની મદદના માણસો
લઈ નગારાનાં ડંકા કરી પૃથ્વીરાજ ઉપર ચડયો. અહીં પૃથ્વીરાજ વીસ
હજાર લશ્કરથી સામો ચડી આવ્યો તેના અગ્રભાગમાં ચંદપુંડિર કનક
ચૌહાણ હતા. કનકનું તેજ જોઇ પરમાલ કંપી ગયો. અને હાલ સુધી
આલ્હ અને ઉદલ ઉપર તેને ભરોસો હતો તે ઉડી ગયો. તેથી નરમ ઘેંસ
જેવો થઈ જઈ બોલ્યો, " મારે પૃથ્વીરાજ સાથે યુદ્ધ કરવું નથી પચાસ
લાખનું દ્રવ્ય અને એક કન્યા આપી હું પૃથ્વીરાજને પગે પડી તેને પાછો
વાળીશ. " આલ્હ અને બ્રહ્મજીતને એ નપુંસકપણાના બોલો સાંભળી બહુ
જ માઠું લાગ્યું. માટે તેઓ બોલ્યા આ ધડ ઉપર શિષ હશે ત્યાં સુધી
સમાધાનીમાં મુલક અપાશે નહીં મુવા પછી ગમે તે થાઓ અહીંનું રાજ્ય
જશે તો સ્વર્ગનું મળશે. એમાં આપણે શું ખોટ છે? તો પણ પરમાલને
તે વાત ગમી નહીં, તેથી તે મહેલા અને ભોપતિ સુગલોને લઈ લશ્કરમાંથી
નાસી જઇ કલંજરના કિલ્લામા ભરાઈ બેઠો. કનક ચૌહાણ ચંદેલના દળમાં
ધસ્યો અને ખેતરમાં ખેડૂત કાપણી વખત કણસલા કાપી નાખે તેમ પરમાલની
સેનાનો સંહાર વાળવા માંડયો. લોહીની નદીઓ ચાલી. તેમાં કેટલાંય મુડદાં
તણાઈ જવા લાગ્યાં. ઘાયલોની બૂમો, તલવારોના ખણખણાટે, શૂરાઓની
હાકો, ઈત્યાદિ પોકારોથી પૃથ્વી ગાજી રહી. કનોજની કુમકનો
લાખણશી અને પૃથ્વીરાજની તરફનો ત્રિપુડરાય એ બેઉ સામસામા આટકયા
બંને જણ એવા પટા બાજ હતા કે કોઈ કોઈને ગાંજી શકયો નહીં. ઘણી
વાર થતાં અંત ન આવ્યો એટલે લાખણશીની મદદમાં તાલ્હનખા પઠાણ
રૂપશી મોરી, કુંદ, જામ, કુંવરપાળ ઈત્યાદિ આવ્યા અને તેઓને જોઈ
ત્રિપુડરાયની મદદમાં કનક ચૌહાણ, કયમાસ, સલખ, પંજુન, પહાડ ઈત્યાદિ
આવ્યા અને મારો મારો એવા પોકારો કરી સામસામા આટકયા તાલ્હન
ખાએ કનક ઉપર તલવારનો ઘા કર્યો જેથી કનક ચૌહાણ ઘોડા સહિત
ઘૂમી ગયો પણ તે વખતે તેણે એક ગદા ફેંકી જેથી તાલ્હનખાનું ચકચુર
થઈ જતાં તે પડયો તે સાથે પાંચ સરદાર, બાર હજાર બીજુ લશ્કર અને

એવી રીત તેઓની [illegible] ારાજના તરફમાં કનક ચૌહાણને મૂર્છા આવી, પાંચ
મળી અને તેઓ દર[illegible] અને પચાસ રજપૂતો પડયાં. પરમાલની તરફમાં
તથા પચાસ હજા[illegible] કનોજની ફોજનો પગ પાછો પડયો. જે જોઈ લાખણશી
લઈ નગારાનાં
હજાર લશ[illegible] ર નપૂંસકો રજપૂતના નામને એબ લગાડનારાઓ તમે હવે
ચૌહા[illegible] ખત જીવવાની આશા રાખી સ્વર્ગનું અક્ષય સુખ ખોઈ બેસો છો
[illegible] ાર છે તમને, અને અરે બેશરમો તમને કાળું લઇ કનોજમાં જતાં
[illegible] રાય પણ શરમ આવશે નહી? તમારી સ્ત્રીઓ તમને શુ કહેશે? કદાપિ
તમારી સ્ત્રીઓ પણ તમારા જેવી નિર્લજ્જ હશે તો આ સંસારના ક્ષણ
ભંગુર સુખને વાસ્તે તમને જીવતા પાછા આવ્યા જોઈ ખુશી થશે પણ
તેઓની સાહેલીઓ તમને મેણા દેશે કે તમારાં ભરથારો તોરણમાંથી પીઠ
દઈ આવ્યા છે ત્યારે તેઓને કેવું લાગશે? આ વાતનો પલભર ખ્યાલ
કરી જોશો તો તમને જીવવા કરતાં મરવામાં ફાયદો માલુમ પડશે. પણ
જીવવાનો ખ્યાલ એક બાજુ જવા દો અને જે પાછો હટશે તેને હું મારે હાથે
કાપી નાખી કનોજમાં જીવતા જવા નહી દઉં. એ નક્કી જાણુશો "લાખ-
ણશીનું આવું બોલવું સાંભળી કનોજની ફોજ સામી ચઢી.

લાખણશીએ ક્રોધમાં ત્રિપુંડરાય ઉપર તલવાર વાપરી જેથી તે સાતવાર
ઘુમી ગયો. પણ પછી તેણે ગુણજ કાઢી લાખણશીને ઠોકયો. જેથી લાખણ
શીના માથાના હજાર કટકા થઇ ગયા. તથા ત્રિપુંડરાયને મૂર્છા આવી ગઈ
કનક ચૌહાણે ભગવાનસિંહના શિષમાં સાંગ મારી જેથી તે પડયો પણ
કનક ઉપર બાલુક કંડીર, નારણદાસ અને નર્મદ એ ત્રણ જણે ધસી
આવીને ઘેરી લીધો. એ ત્રણ જણને પગ પયડી પાડી નાખ્યા. બીજાઓને
કોઈને સંજ્યરાયે, કોઈને ચામુડરાયે અને ચંદ્રપુંડિરે પુરાં કીધા. એમ
કનોજની પચાસે હજાર કુમક નમ આવી ગઈ અને ચંદેલની ફોજમાં
પણ ઘણું નુકશાન થઇ ગયું. જે જોઈ આલહે અને ઉદલે કેસરીયા કરી
બ્રહ્મજીતને કહ્યું તમારી ઉંમર સોળ વર્ષની છે જીવતો નર ભદ્રા પામશે.
હાલ જીતવાની આશા ગઇ છે. માટે તમે તમારાં પિતા પાસે કલંજરના
કિલ્લામાં જાઓ અને અમે હવે મારશું કાં મરશું. અને સમાચાર સાંભળી
યોગ્ય ભાસે તેમ કરજો બ્રહ્મજીત કહે એમ મરવાથી ડરીને નરકનો અધિકારી
થવામાં હું ખુશી નથી કહ્યું છે કે,

રાજા ધર જાતજુ મેરે કરે
દુનિયામેં જસ વિસ્તરે હસે ન દુરિજન
આ ધરતી કુંખાય હે, મરે ન જાતે
અંતકાલ નરક હીયરે જુગમેં અપજસ હો.

હું કદી ભાગનાર નથી. અને તમે જોશો કે હું કેવા ઝપાટાં બ... છું. એમ કહી તેણે ક્રોધમાં આવી ધસારો કીધો. હાથી, ઘોડાં રથે અને પાયદળ આટક્યા. જેથી દશ દિગ્પાળ ડોલવા લાગ્યાં. અને શેષના... પણ ભાર ઝીલી શકયો નહિ. એવું વિષમ યુદ્ધ થયું. એક સપાટામાં પાંચ હજાર પૃથ્વિરાજના અને વીસ હજાર ચંદેલના માણસો કપાઈ ગયા. સંજયરાય અને ઉદલ સામસામાં થયા. તેઓએ ગર્જનાથી રણભૂમિ ગજવી મૂકી. જાણે નટ નાચતા હોય તેમ એકબીજા સામે પટ્ટાના ઘા કરવા લાગ્યા. ઉદલની સંજયરાયને એક તલવાર લાગી. જેથી તેને મૂર્છા આવી ગઈ. થોડીવારે તેને મુર્છા ઉતરી જતાં ઉભો થવા ગયો તેટલામાં દેવકરણે તેના માથાના ગદા મારી તથા શત્રુસાલે તીર ફેંક્યુ જેથી તેનું આખુ માથુ ચિરાઈ જતાં તે જમીન ઉપર પડયો ઉદલે ત્યાંથી આવી કનક ચૌહાણને એક ઘાથી મૂર્છામાં નાખ્યો. તથા બીજે ઘાએ તેને પૂરો કરવા માંગતો હતો પણ તેટલામાં કનકની મદદમાં કયમાશ આવી પહોંચ્યો. તેને પણ ઉદલે મૂર્છામાં નાખ્યો. પણ તેટલામાં કનક પડિહાર ચડી આવ્યો. તેની સામે પણ ઉદલે ઝપાટા લેવા માંડયા. પણ એકનું ઓષધ બે કનક અને કયમાશને મૂર્છા ઉતરતા તેઓ પણ ઉદલ ઉપર ત્રુટયા અને ત્રણે મળીને ઉદલનું મસ્તક ધડથી જુદુ કરી નાખ્યું મસ્તક પડતાં ધડ ઝુંજવા લાગ્યું. જેણે પૃથ્વીરાજના એક હજાર યોદ્ધાઓનો સંહાર કરી નાખ્યો ચંદબારોટ પૃથ્વીરાજની તરફનો લખનાર હતો. પણ તેણે આ વખતે ઉદલની બહુ તારીફ કરી લખ્યું છે કે,

(દોહો)

તીનું મીલકે મારીયો રણજસ રાજકુમાર,
મારે ભર પૃથ્વીરાજકે શિરબિન એક હજાર.

ઉદલ રણમાં પડયો જોઈ આલ્હનો ક્રોધ સમાયો નહિ. માટે તેણે હનુમાનવીરનો નિદાયોગ સાધી પૃથ્વીરાજના લશ્કરમાં એક બાણ ફેંક્યું.

'રફથી રણમાં ઝુઝવા પુરિ
પાલ રાજા, અજીતકુંવર
સુગરચચંદની મદદના માણસો
...કીં પૃથ્વીરાજ વીસ
ચંદપુરિ કનક
હાલ સુધી
નરમ ઘેંસ
પચાસ
પાછો
હું

જેથી કયમાશ, કનક, ચંદપૂંડિર પંજૂન ખેતા ખેંગાર એટલા સામતો નિંદ્રાવશ થઈ ગયા જેથી કેટલાક યોદ્ધાઓ કપાઈ ગયા અને કેટલાક નાસીને પૃથ્વિરાજ સોડમાં ભરાયા. પૃથ્વિરાજ ગભરાયો અને આ અદ્દભુત બનાવના કારણ વિષે ચંદને પૂછયું. ચંદ કહે, " આલહને ગોરખનાથે નિંદ્રાયોગ શીખવ્યો છે તે એણે આ વખતે સાધ્યો છે. " પૃથ્વીરાજ કહે, " આલહને ગોરખનાર કેમ મળ્યા તથા મંત્ર કેમ આપ્યો તે કહો. "

ચંદ કહે, "એક વખત આલહ શિકારે ગયેલો ત્યાં રસ્તો ચૂકી જતાં તે એક ડુંગર ઉપર નીકળી ગયો ત્યાં ગોરખનાથજી બેઠાં હતાં. તેમને આલહે પોતાને ઘેર તેડી લાવી બાર મહિના સુધી બહુ સેવા કીધી ત્યારે ગોરખનાથે તેનો દેહ અમર કર્યો તથા એ મંત્ર આપ્યો આલહે ગોરખનાથ સાથે પોતાની ઈચ્છા જણાવી પણ નાથ કહે, " ઉદલ જીવે ત્યાં સુધી તું જગતમાં રહે પછી મારૂ ધ્યાન ધરજે એટલે હું દર્શન દઈ તને તેડી જઈશ.

પૃથ્વીરાજ કહે, " એમ હોય તો આપણે આલહ સાથે જીતશું નહી." ચંદ કહે એ પ્રયોગ સામો આપણે પણ પ્રયોગ કરવો પડશે. અને સદાશિવના વરદાઇ આતતાઇ સિવાય આલહને કોઈ પૂરો પડશે નહીં માટે આતતાઇને સાજો કરો. એમ કહી તેણે દેવીની આરાધના કરી જેથી કાલિકા ચીસ કરી બારણામાં હાજર થયા. એ ચીસના અવાજથી બધાની નિંદ્રા ઉડી ગઈ અને લડાઇ શરૂ થઇ સામેથી કેશવદાસ આવ્યો તેને કનંદ ઉઠાવી લીધો. એટલે કનક ભાટે આવી કનક ચૌહાણને ગદા મારી જેવી કનક ચૌહાણ મુર્છા ખાઇ ધરણીએ ઢળી પડયો. ભાટને કયમાસે તેને બીજી તલવારે મારી જેથી એનું માથું ઉડી ગયું અને ધડ ઝુઝયું. તેણે પૃથ્વીરાજનો એક હાથી તથા એક હજાર માણસો મારી નાખ્યા. અને પડયું આતતાઇ અને આલહ સામસામા થયા. તેમાં પરસ્પરે ઘણાં પ્રહારો કરવાથી એક દાવમાં બે જણા મુર્છા ખાઈ પડ્યાં. આલહને મુર્છામાં પડેલા જોઈને ચંદે પૃથ્વીરાજને કહ્યું કે, "હવે બ્રહ્મજીતને જલદીથી મારો નહીં તો આલહ મુર્છામાંથી ઉઠયો તો તમારાથી કાંઇ થશે નહીં. તેથી પૃથ્વરાજે આલહ ઉપર બાણ ફેકયું તે બચાવી બ્રહ્મજીતે જલ્દીથી તેના ઉપર ધસી આવી ઘણાં વાનાં કીધાં પણ આખર એક ઘાથી તેનું માથું ધડથી જુદુ થઈ ગયું. પણ મરતાં મરતાં તેણે પૃથ્વીરાજના ખંભા ઉપર

જનોઇવઢનો એવો ઘા કીધો કે જેથી તે અચેત થઇને મુડદાઓનાં ઢગલા સાથે પડયો. એટલામાં આલ્હને મુર્છા ઉતરી એટલે ફરી તેણે ગોરખનાથનું ધ્યાન ધરી નિંદ્રાયોગ ફેલાવ્યો. જેથી ઘણાં સામંતો નિંદ્રાવશ થઇગયા. પણ ચંદબારોટ અને રામગુરૂ પુરોહિતે તેને ઘેર્યો. આલ્હે ઈન્દ્રનો મંત્ર જપી રામગુરૂ ઉપર તલવારનો ઘા કર્યો પણ હાથી આડો કરી તે ઘાથી બચી ગયો. એટલે આલ્હે અગ્નિબાણ નાખ્યું તે સામે રામગુરૂએ જળબાણ નાખ્યું એમ ઘણી બાથમબાથ થવાથી ત્રણે જણ થાકયા. એટલે ચંદબારોટે દેવીનું ધ્યાન ધરતાં દેવીએ સિંહવાહનીના રૂપમાં દર્શન દીધા. આલ્હે ગોરખનાથનું ધ્યાન ધરતા તે પ્રગટ થયા ને કહ્યું કે બ્રાહ્મણ ને ભાટ જીત્યા જશે નહિ. તેં ખૂબ ક્ષત્રિયવટ રાખી હવે મારા વચનથી તારો દેહ અમર કરી લઈ મારી સાથે ચાલ. એ સાંભળી આલ્હ હથિયાર ફેંકી, ગોરખનાથ સાથે ચાલી નીકળ્યો.

પૃથ્વીરાજ મુડદાના ઢગલા સાથે પડયો હતો. તેના શરીર ઉપર એક ગીધ આવી આંખ કાઢવા ધસ્યું પૃથ્વીરાજને તેને ઉડાડવા જેટલું સામર્થ્ય ન હતું. પણ પાસે સંજયરાજ પડયો હતો તે આ જોઈ પોતાના શરીરમાંથી માંસ કાપી ગીધ તરફ ફેકયું. ગીધે તે માંસ માટે પૃથ્વીરાજની આંખ કાઢવી છોડી દીધી. તેટલામાં ચંદ બારોટ, રામગુરૂએ આવીને રાજાને સંભાળી [illegible] મલમપટી બાંધી. સંજયરાયે મરતાં મરતાં રાજાની આંખ બચાવી. એના બદલામાં સ્વર્ગમાંથી વિમાન આવ્યું જે તેને વૈકુંઠમાં લઈ ગયું. ચામુંડરાય કલંજર ઉપર ચડયો ને પરમાલને પકડી લાવ્યો, અને ત્યાંથી સાત કરોડની લુંટ લાવી રાજા આગળ હાજર કરી. હવે ચામુંડરાય, ચંદબારોટ અને રામગુરૂએ મળી રણક્ષેત્રમાં કોણ મુવા અને કોણ બચ્યા તેનો હિસાબ કાઢવા માંડયો. સંજયરાજ તો સદેહે જ વૈકુંઠ પહોંચ્યા હતા. બાકી કમા[illegible] કનક, પંજુન, જેત નરસંગ, નીમ નિકુરરાય, પહાડ, ચંદપુંડિર, ધીરપુંડિ[illegible] ખેતો ખેંગાર, ગંભીર હાડો રણમાં અચેત પડયા હતા તેઓને રામ[illegible] અને ચંદે સંજીવની મંત્ર ભણી પાણી છાંટી ઊભા કર્યા. પરમલને [illegible] છોડી દીધો. અને મહોબામાં કનક ચૌહાણને થાણે બેસાડી પૃથ્વીરા[illegible] બાકી બચેલાં લશ્કર સહિત દિલ્હી વળી આવ્યો.

**❋ સમાપ્ત ❋**